સમર્થ બંગસાહિત્ય લેખિકા શ્રી અનુરૂપાદેવીની સર્વોત્કૃષ્ટ કૃતિ

# વંચિતા

[ અનુપમ આત્મત્યાગની મનોરંજક સામાજિક નવલકથા ]



· અનુવાદક ·

માણેકલાલ ગોવીંદલાલ જોશી



સી. શાંતિલાલની કંપની

બુકસેલર્સ : : પબ્લિશર્સ

૮૯, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ, ૨

## અનુવાદકની અન્ય કૃતિઓ



| | | |
|---|---|---|
| ૧. હિમાશમ (નવલકથા) | | ૧–૮–૦ |
| ૨. પ્રેમળ જ્યોતિ | ( ,, ) | ૧–૮–૦ |
| ૩. યામા | (બીજી આવૃત્તિ) | ૪–૦–૦ |
| ૪–૫. કર્મભૂમિ ભા. ૧–૨ | | |
| | (સ્વ. પ્રેમચંદજી કૃત) | ૪–૮–૦ |
| ૬–૭. ગોદાન ભા. ૧–૨ | ( ,, ) | ૫–૦–૦ |
| ૮. નિર્મળા | ( ,, ) | ૧–૪–૦ |
| ૯. પ્રેમ પ્રતિજ્ઞા | ( ,, ) | ૨–૦–૦ |
| ૧૦. દત્તા | (સ્વ. શરદબાબુ કૃત) | ૧-૧૨-૦ |
| ૧૧. અનુરાધા | ( ,, ) | ૧-૧૨-૦ |
| ૧૨. અભાગી | ( ,, ) | ૨–૦–૦ |
| ૧૩. રમા | ( ,, ) | ૨–૦–૦ |
| ૧૪. પતિમંદિર | (શ્રી નારાયણબાબુ કૃત) | ૧-૧૨-૦ |
| ૧૫. ક્રૂરનું હૃદય | (રશિયન નવલિકાઓ) | ૦–૫–૦ |
| ૧૬. શા માટે બંધન | ( ,, ) | ૧–૪–૦ |
| ૧૭. શયતાન | (ટોલ્સ્ટોય કૃત) | ૧–૦–૦ |

• હવે પછી •

(૧) વરદાન ( સ્વ. પ્રેમચંદજી કૃત )

(૨) હારજીત ( નવલકથા )



## પ્ર • સ્તા • વ • ના

પ્રસ્તુત નવલકથા સુપ્રસિદ્ધ બંગાળી લેખિકા શ્રીમતી અનુરૂપાદેવી કૃત 'મંત્રશક્તિ' નામક નવલકથાનો અનુવાદ છે. આ નવલકથાની લોકપ્રિયતા વિષે કહેતાં અમે માત્ર એટલું જ જણાવીશું કે વર્ષો પૂર્વે ચલચ્ચિત્ર ઉત્પાદકોનું તેણે ધ્યાન ખેંચ્યું હતું. અને બંગાળી ભાષામાં તેનું ચિત્રપટ પણ ઉતરી ચૂકેલું છે. આ સિવાય હિન્દની અન્ય ભાષાઓમાં પણ તેના અનુવાદ પ્રસિદ્ધ થયેલા છે.

પ્રેમ અને ભક્તિ, ભક્તિ અને કર્તવ્ય, કર્તવ્ય અને શ્રદ્ધા વગેરે અનેક એક બીજાના ઘર્ષણમાં આવતા ભાવો વચ્ચે માનવીનું જીવન કેવી રીતે વહે છે તે રજુ કરવામાં નિઃસંદેહ લેખિકાએ અપૂર્વ સફળતા મેળવી છે; અને બધું હોવા છતાં 'વંચિતા' રહેતી નારી ક્યારે પોતે પામે છે અને જે પામે છે તે જ સાચું છે, તે જ તેનું છે, તે આ નવલકથામાં બહુ જ કુશળતા પૂર્વક રજુ કરવામાં આવ્યું છે.

સંસ્કૃતના એક વિદ્વાન યુવકના જીવનની આ કરુણ અને રોમાંચક છતાં મનોરંજક કહાણી છે. વાર્તા એટલી તો સચોટ છે કે તે વાંચનારના હૃદયને પણ જકડી રાખે છે. વિચિત્ર પરિસ્થિતિઓમાં પડીને એ યુવાન એક શ્રીમન્ત જમીનદારની કન્યા સાથે લગ્ન કરી લે છે અને પોતાની પ્રિયાને એ વચન પણ આપે છે કે લગ્ન પછી તરત જ તે પોતાની સ્ત્રીનો સદૈવને માટે ત્યાગ કરી દેશે. અને એ વચન તે પાળે છે પણ ખરો. યુવાનનું હૃદય પોતાની પ્રિય પત્નીની સ્મૃતિથી દિવસ-રાત વ્યથિત રહે છે; કિન્તુ વચનભંગ કરીને તે એની પાસે જવા ઈચ્છતો નથી. આમ અનેક વર્ષો પસાર થઈ જાય છે. અન્તે એ એક ભયાનક બિમારીમાં સપડાઈ જાય છે. આ સમયે એ પોતે વચનભંગ બનીને પણ પોતાની પ્રિય પત્નીને મળવા કલકત્તા જવા નીકળે છે. કિન્તુ કલકત્તા પહોંચતાં પહોંચતાંમાં તો તે તદ્દન જ મૃત્યુશય્યાએ પહોંચી જાય છે. આમ છતાં પણ તેની પ્રિય પત્ની મૃત્યુ સામે લડે છે અને પોતાના પ્રિય પતિને પુનઃ જીવતદાન અપાવે છે.

શ્રીમતી નિરૂપમા દેવી પછી તેવી જ પ્રસિદ્ધ અને લોકપ્રિય લેખિકા શ્રીમતી અનુરૂપાદેવીની આ સર્વોત્કૃષ્ઠ કૃતિ રજુ કરતાં અમને આનંદ થાય છે. અને અમને પૂર્ણ વિશ્વાસ છે કે તે પણ આદરને પાત્ર નિવડશે જ.

# અમારાં પ્રકાશનો તથા સોલ એજન્સીનાં પુસ્તકો

મણિનો વર ૩॥
વંચિતા ૩॥
સુરમા ૩
વિશ્વયુદ્ધને પગલેપગલે ૨॥
દેશવટો ૧-૨ ૫॥
વિશ્વ સાહિત્યની વાર્તાઓ ૩
મહારાજ્યોની યુદ્ધશક્તિ ૨
હિન્દીની શ્રેષ્ઠ વાર્તાઓ ૩
ગોદ ૧॥।
પુરુષાર્થની પ્રતિમાઓ ૨।
સમાજવાદ ૨
વૈજ્ઞાનિક સમાજવાદ ૨
મહોબંતને માંડવે ૧
સોવિયેટ ભૂમિમાં ૦॥।
પ્રભાતના રંગ ૨।
શૃંગાર ત્રિવેણી ૧।
મત્સ્યગંધા ને ગાંગેય ૧॥
કારાવાસની કહાણી ૧
રણજીતરામના નિબંધો ૧॥
દ્રષ્ટાંત શતક ૧=
કુલલક્ષ્મી કમલા ૧।
ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨ ૧૦
નવી તસ્વીરો ૦॥
નૂતન કામવિજ્ઞાન ૫
લગ્નસાધના ૨॥
લગ્ન એક સમસ્યા ૨
સંતાન સર્જન પછી ૩
પરણ્યા પછી ૧-૨-૩ ૬)
મધુરજની ૨)
પ્રેમોપચાર અને આસનો ૨
મારા વિના નહિ ચાલે ૧
બ્રહ્મચર્ય મિમાંસા ૩॥
પરણ્યા પહેલાં ૨
લગ્ન ધર્મ કે કરાર ૧॥
જાતીય રોગો ૧।

સ્ત્રીઓનું આરોગ્ય ૧
હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચારો ૧॥
ઉપવાસ કેમ અને ક્યારે ૧।
શરીર રચનાનું રહસ્ય ૧।
કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું જીવન કવન ૨॥
હું ને મારી બા ૦॥।
નેચર ક્યોર ૨
સાસુજી ૧॥
જગન્મોહિની અને નટરાજ ૨॥
સુહાસિની ૧
દેવદાસી ૧
દશમી ૦॥।
મમતા ૨
રાજરાણી ૨
વિકાસ ૩
વિજેતા ૧॥
બિન્દુ ૧॥
ધરિત્રી ૩
વિશાખા ૨
વિમાતા ૨॥
અદ્રશ્ય માનવી ૩
મસ્તફકીરનો હાસ્ય વિલાસ ૩
મસ્તફકીરનાહાસ્યછાંટણાં ૧॥
જાગીરદાર : વિફરેલી ગાય ૧
ઇર્ષ્યાની આગ ૧
ષોડશી ૧
સંસાર વિપ્લવ ૧
તૂટેલાં બંધન ૦॥
અર્ધું અંગ ૦॥।
રાસચંદ્રિકા ૦॥

મહિલા ગરબાવળી ૦॥।
રાસસંગ્રહ ૦॥
આલબેલ ૧॥
મુકુલ ૧
મદનમોહના(શામળભટ્ટ) ૧
લાલમાટીનો રસ્તો ૨॥
નારી ૨॥
નિરૂપમા ૨
ગૃહત્યાગ ૨
મુક્તપંખી ૨॥
કોરી કિતાબ ૧॥
નિવેદિતા ૧-૨ ૩॥
ત્રિભેટો ૧॥
જીવન ચક્ર ૧।
ભસ્માંગના ૨
કોણ ગુનેગાર ૧
ભગવો નેજો ૧
વિરાટનો ઝભ્ભો ૨
રૂપરાણી ૩
ક્રાંતિની ઝાલરી ૩
નયના ૩
ગામધણી ૨
સ્વતંત્ર ભારત ૬
હસહસાટ ૩
કથા હાસ્ય ૨॥
કથા કલાપ ૨॥
કથા કલગી ૨॥
જાતીય વિજ્ઞાન ૨॥
સ્વરાજ્યની શરૂઆત ૨॥
Gandhi is India ૧॥।
કેમ અને ક્યારે ૦।—
એનું નામ નરેન્દ્રકુમાર ૦।
તુલસીનાં પાન ૦।—
જંગલમાં મંગલ ૦।—
રાજા અરિમર્દન ૦।
પંચગનીના પત્રો ૦।

**સી. શાંતિલાલની કું.** બુકસેલર્સ : પબ્લીશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

: ૧ :

મનોહરપુરના જમીનદાર-પરિવારના કુળદેવતા રાધાકૃષ્ણનું મંદિર ખૂબ જ સુંદર હતું. જેમ સુરુચિપૂર્ણ આવડતથી તેની સજાવટ કરવામાં આવી હતી, તે જ પ્રમાણે કૌશલ્યસહ તેનું નિર્માણ પણ કરવામાં આવ્યું હતું. તેને લઈને સામાન્ય દર્શકોની જેમ કવિ તથા ચિત્રકાર પણ મંદિરની ભવ્યતા તથા તે પર કરવામાં આવેલા શિલ્પકાર્યની પ્રશંસા કર્યા વિના નહોતા રહી શકતા.

સઈ નદીનો મનોહર તટ હતો. સુવિધાપૂર્વક સ્નાન કરવા માટે ત્યાં એક પાકો ઘાટ પણ બાંધેલો હતો. ઘાટના પગથિયાં ઉપર એક બહુ વિશાળ ચબૂતરો હતો અને તેની બન્ને બાજુ બેસવા માટે આરસપહાણની બે બેઠકો પણ બનાવેલી હતી. નજીકમાં જ એક લોઢાનો દરવાજો હતો, જેના ઉપર રાતના સમયે એક મોટા ફાનસમાં રંગીન દીપક સળગ્યા કરતો.

ચબૂતરા પરથી એક ફળફૂલથી ભરપૂર બગીચાનો થોડોક ભાગ દેખાતો એ ખૂબ જ વિશાળ બગીચો હતો. તેના થોડાક ભાગમાં જાતજાતનાં ફળઝાડ વાવેલાં હતાં અને બાકીના ભાગમાં અનેક

પ્રકારનાં પુષ્પછોડ આવેલા હોઈ, તે સાથે લતાકુંજો, આરામભવનો, તથા ક્યાંક ક્યાંક બેસવા માટે પત્થરની બેઠકો તથા નાયકનાયિકાની મૂર્તિઓ પણ ગોઠવેલી હતી. બગીચામાં જે રસ્તા હતા, તે પર થોડે થોડે અંતરે દિપકો રાખવામાં આવેલા હતા.

આ વિશાળ અને સુસજ્જિત બગીચાના મધ્ય ભાગમાં એક આરસપહાણનો સુંદર ચબૂતરો હતો. ચબૂતરાની બરાબર વચમાં પેલું મંદિર નીલ આકાશ પ્રતિ મસ્તક ઊંચું કરી ઊભેલું હતું. જ્યોત્સ્નામયી યામિનીના ચંદ્રમાનાં કિરણો જ્યારે મંદિરની દિવાલો સાથે પછડાઈને એક અપૂર્વ આભાનો વિસ્તાર કરતાં, ત્યારે સુવર્ણની પતાકાથી શોભતું એનું સોનાનું શિખર સૂર્યનાં પ્રખર કિરણો સાથે અથડાઈને એક અપૂર્વ મનોહર દ્રષ્ય રજુ કરતું વર્ષાની જળધારા જ્યારે આરસપહાણના બનેલા એ મંદિરના શુભ્ર અંગને ધોઈને ચબૂતરાપર પડતી, ત્યારે એવું લાગતું કે જાણે ઉપર લટકાવેલી કોઈ માળા તૂટી ગઈ છે અને એના દોરામાંથી છૂટાં થઈ થઈને મોતી વેરાઈ રહ્યાં છે. જે દ્વારમાં થઈને મંદિરમાં પ્રવેશ થતો, ત્યાં સોનાનાં પતરાં જડેલાં હતાં અને તેના પર મણિમય અક્ષરોમાં મંદિરના સંસ્થાપકનું નામ તથા તેની સ્થાપનાની તિથિ લખવામાં આવ્યાં હતાં. તે પરથી માહિતી મળતી હતી કે આ મંદિર સ્થપાયાને હજી ઘણો સમય વીત્યો નહોતો.

મંદિરની અંદર સુવર્ણના એક ઉત્તમ આસન પર મંદિરના અધિશ્વરની યુગલમૂર્તિ એક બીજાની નજીક ગોઠવેલી હતી. પીતાંબર ધારણ કરેલી શ્યામ મૂર્તિ ડાબી બાજુએ જરાશી વાંકી વળી સુવર્ણની બંસી બજાવતી અને એ જ બંસીના સ્વરમાં લીન થઈ ને રાધા ઉન્માદિનીશી બની, આવી હતી શ્યામસંગિની બનવાને માટે. મંદિરમાં સ્થાપિત મૂર્તિઓના નિર્માણ સમયે આ જ આદર્શ ચિત્તપટ પર અંકિત હતો નિર્માતાનો! અને એ જ કારણને લઈને

આ મૂર્તિઓમાં આટલા પવિત્ર ભાવ દેદિપ્યમાન થતા હતા. સંસારની મોહજાળમાં લોલુપ બનીને જીવાત્મા પોતાના વાસ્તવિક સ્વરૂપને ભૂલી જાય છે અને આ સંસારને જ પોતાનું ઘર માનીને તેમાં તલ્લીન બની જાય છે, પરંતુ જે દિવસે જીવનરૂપી યમુનાના કાંઠોકાંઠ ભરેલા તટ પરથી બંસીનું આહ્વાન કાનોમાં થઈને તેના અંતઃકરણમાં પ્રવેશ કરે છે, તે જ દિવસે એક જ ક્ષણમાં તેની સમસ્ત ભ્રાંતિનું અવસાન થઈ જાય છે, તે સમયે લજ્જા, માન તથા ભય આદિનો પરિત્યાગ કરીને તે દેહરૂપી કાંચળી ઉતારી નાખે છે અને પછી એ બદ્ધ આત્મા મુક્ત આત્મામાં એક થઈ જવા માટે દોડી જાય છે. અને અંતે એ આકાંક્ષિત મિલનની પ્રાપ્તિ થઈ જતાં તેની સારી ય વ્યાકુળતાઓનો અંત આવી જાય છે.

મંદિરમાં જે સ્થાને ઉપર્યુક્ત મૂર્તિઓ સ્થાપિત કરેલી હતી તેની સામે જ એક મોટા સોનાના અષ્ટદલ કમળ પર પુષ્પચંદન તથા તુલસીદળ આદિથી સુશોભિત શાલિગ્રામ શિલાનું આસન હતું. એથી જરા દૂર કમળના આકારમાં સફેદ અને કાળા પત્થરના બનેલા હર્મ્યની નીચે સુવર્ણનાં પાત્રો વગેરે યથોચિત સ્થાન પર ગોઠવીને રાખેલાં હતાં ક્યાંય જરા પણ અસંબદ્ધતાનું નામનિશાન નહોતું.

પોતાની કીર્તિને ચિરસ્થાયી કરવા સારૂ સ્વર્ગીય જમીનદારે આ મંદિર બંધાવ્યું હતું અને તેની પાછળ પોતાની સારી ય સંપત્તિ ખરચી નાખી હતી. પોતાના મૃત્યુપત્રમાં તેમણે એ સ્પષ્ટ કરી દીધું હતું કે અમુક પ્રકારે પૂજા તથા ઉત્સવ આદિનું વિધાન કર્યા બાદ સંપત્તિની આવકમાંથી જે કાંઈ બચત રહે, તેને પોતાના નિર્વાહ અર્થે મારા ઉત્તરાધિકારી પ્રસાદ રૂપે ગ્રહણ કરી શકશે, પરંતુ એ સંપત્તિનો કાંઈ પણ ભાગ વેચવાનો યા દાન કરવાનો અધિકાર તેમને નહિ રહે.

આ મંદિર સિવાય એક અતિ વિશાળ તથા એક ઉચ્ચ કોટિની

સંસ્કૃત પાઠશાળા પણ એ ધર્મપરાયણ જમીનદારના યશની ઘોષણા કરી રહ્યાં હતાં. પાઠશાળાના અધ્યાપક જગન્નાથ વૈયાકરણકેસરી પણ સંસ્થાપકની ઇચ્છાનુસાર આજ પર્યંત દેવતાની સેવાપૂજાના કાર્યમાં નિયુક્ત હતા. મૃત્યુપત્રમાં લખ્યું હતું કે વૈયાકરણકેસરી મહોદય આજન્મ આ મંદિરના પૂજારી રહેશે. તેમના મૃત્યુ બાદ તેમના પસંદ કરેલા તેમના કોઈ શિષ્યની આ પદ પર નિમણૂક કરવામાં આવશે. આ પ્રમાણે ભવિષ્યમાં પણ કેવળ આસ્તિક અને શાસ્ત્રનો અધિકારી વિદ્વાન જ આ મંદિરનો પૂજારી થઈ શકશે અને એવા લોકોને જ પૂજારીની નિમણૂક કરવાનો અધિકાર રહેશે. નજીકની પ્રતિષ્ઠિત વ્યક્તિઓમાં જો કદાપિ કોઈ પૂજારી અયોગ્ય પૂરવાર થશે, તો મારા ઉત્તરાધિકારી તેને દૂર કરી કોઈ બીજી વ્યક્તિને પૂજારી તરીકે નીમી શકશે, કિંતુ એ નિમણૂક મારી પાઠશાળાના વિદ્યાર્થી-ઓમાંથી જ કરવામાં આવશે. આ વ્યવસ્થા કામને બહુ જ સુવ્યવસ્થિત રૂપે ચલાવવાની દ્રષ્ટિથી જ કરવામાં આવી હતી, પરંતુ પ્રારંભમાં જ એને કારણે અવ્યવસ્થા થઈ ગઈ. એ અવ્યવસ્થા કેમ અને શાથી થઈ તે જાણવું અહીં જરૂરનું છે.

આ પાઠશાળામાં એક દેવનાથ નામનો વિદ્યાર્થી હતો. તેની ઉમ્મર કાંઈ બહુ મોટી નહોતી. એ ખૂબ જ શાંત પ્રકૃતિનો, શિષ્ટ સ્વભાવનો અને નમ્ર હતો. એ પાઠશાળામાં પોતાના આઠ માસના રહેવાસ દરમ્યાન જ દેવનાથે પાઠશાળાના અધ્યાપકથી માંડીને આજુ-બાજુના પાડોશીઓને પોતાના ગુણોથી મુગ્ધ કરી નાખ્યા હતા. માત્ર થોડાક વિદ્યાર્થીઓ જ તેનાથી સંતુષ્ટ નહોતા થવા પામ્યા.

દેવનાથના સદ્દગુણોને કારણે પાઠશાળાના વિદ્યાર્થિઓએ તેને એટલો પુરસ્કાર તો અવશ્ય આપ્યો હતો કે ગુરૂની સેવાનો સમસ્ત ભાર તેના પર મૂકી દઈને એ સૌ નિશ્ચિંત થઈ ગયા હતા. ગુરૂજીનાં સુખસુવિધાનાં નાનાં નાનાં કાર્યોથી માંડીને ભોજન સુદ્ધાં બનાવવાનો

ભાર આજકાલ દેવનાથ ઉપર જ હતો અને તેને લઈને બાકીના સૌ વિદ્યાર્થીઓ ખૂબ શાંતિમય જીવન વિતાવતા હતા, પરંતુ દેવનાથને આને લઈને કશો ક્લેશ નહોતો થયો. સૂર્યોદયથી ઘણી વાર પહેલાં તે જાગી જતો. તરત જ શય્યાનો ત્યાગ કરી પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઈ જતો અને એકાદ એકાંત સ્થાને જઈને પોતાના પાઠનો અભ્યાસ કરવાના કાર્યમાં તન્મય થઈ જતો. કલકલ નિનાદ કરીને વહેતી નદીના તટની પ્રાતઃકાળની મનોહર તથા સૌંદર્યમયી પ્રકૃતિ તેનું ધ્યાન આકર્ષિત કરવામાં ક્યારે ય સફળ નહોતી થઈ.

પ્રાતઃકાળ પાઠઅભ્યાસ કરી લીધા બાદ તે તરતજ ગુરૂજીની સેવામાં લાગી જતો. મંદિરની પૂજામાંથી નિવૃત્ત થઈને ગુરૂજી જેવા પાઠશાળામાં પાછા ફરતા, તેવુંજ તેમને તૈયાર ભોજન મળતું. દેવનાથ જ્યારથી પાઠશાળામાં આવ્યો હતો ત્યારથી, નિયત સમયે ભોજન ન મળવાને કારણે ક્ષુધા અને પિપાસાથી વ્યાકુળ રોગી તથા વૃદ્ધ ગુરૂજીને પોતાનો અવસ્થાસુલભ, ક્રોધ પ્રકટ કરવાની ક્યારે ય આવશ્યક્તા નહોતી પડી. દેવનાથને જ્યારે પણ કડવાં વેણ સાંભળવાં પડયાં હશે, ત્યારે તે અન્ય વિદ્યાર્થીઓને કારણે જ સાંભળવાં પડયાં હશે. તેણે ગુરૂજીની સેવામાં ક્યારે ય કોઈ પણ પ્રકારની ત્રુટિ નહોતી આવવા દીધી. આ પ્રમાણે કેટલોક સમય વીતી ગયો. છેવટે લગભગ એક માસ પર્યંત રોગશય્યા પર પડી રહ્યા બાદ એકાએક એક દિવસ વૈયાકરણ-કેસરી મહોદયે પોતાના આ જગત સાથેના સર્વ સંબંધોને અંતિમ નમસ્કાર કર્યા. જે સુદૂર લોક વિષે તેમણે યાત્રા કરી હતી, ત્યાં પહોંચવા માટે જોઈતા ભાથાંનો સંગ્રહ તેમણે કર્યો હતો કે નહિ, તે તેમની પોટકી ખોલીને જોઈ શકાયું નહોતું, પરંતુ તેમના મૃત્યુ બાદ કેટલાક દિવસ પર્યંત, એ અત્યંત શુદ્ધ આચરણના બ્રાહ્મણ હતા તેથી જરૂર તેમનો સ્વર્ગમાં વાસ થયો હશે, એવો દરેકનો મત પડ્યો હતો. તેમની આસ્તિકતા તથા પવિત્રતાની પ્રશંસા કરતા લોકો પ્રાયઃ કહ્યા કરતા : "દેવતાની સેવાપૂજા યા અન્ય પ્રકારના

ધાર્મિક કૃત્યમાં કોઈથી ય જો જરા પણ ત્રુટિ થતી યા કોઈ જરા પણ એમના દેહની છાયા સુદ્ધાંનો સ્પર્શ કરતો, તો એ ક્રોધથી અધીર થઈ ઊઠતા. જાણે કે આ યુગના એ સાક્ષાત દુર્વાસા ઋષિ હતા.”

આ બાજુ વૈયાકરણકેસરીનો રોગ જ્યારે ઘણો વધી ગયો, ત્યારથી માંડીને તેમના મૃત્યુ પર્યંત તેમની પાઠશાળાના વિદ્યાર્થીઓથી માંડીને મનોહરપુરના નિવાસીઓ—એમ સૌ કોઈમાં એક જ વાતની ઉત્સુકતા જોવામાં આવતી હતી કે તેમણે પોતાના ઉત્તરાધિકારી તરીકે કોને પસંદ કર્યો છે. આદ્યાપ્રસાદ આ પાઠશાળાનો સૌથી જૂનો વિદ્યાર્થી હતો અને લોકોના હૃદયમાં એ વાતનો દૃઢ વિશ્વાસ હતો કે ગુરૂજી એને જ મંદિરની સેવાપૂજા તથા અધ્યાપનના કાર્ય માટે નિયુક્ત કરશે. આમ હોવા છતાં આશાની એક આછી રેખા ઉચ્ચ શ્રેણીના લગભગ બધા જ વિદ્યાર્થીઓના હૃદયમાં વર્તમાન હતી. પરંતુ એમના મૃત્યુ બાદ લોકોએ એ બાબતમાં જે સમાચાર સાંભળ્યા, તેથી તો સૌ કોઈ આશ્ચર્યચકિત થઈ ગયા. ગુરૂજીએ પોતાના ઉત્તરાધિકારી તરીકે દેવનાથને પસંદ કર્યો હતો.

અને એકીસાથે પાઠશાળાના કેટલાય વિદ્યાર્થીઓની ભ્રકુટિ વાંકી થઈ ગઈ. એ સૌ એક બીજાને કહેવા લાગ્યા : “મહિના મહિનાઓ પર્યંત અમે ગુરૂજીની સેવા કરી છે, કેટલીય વાર તીખી તમતમતી વાણી અમને સંભળાવીને તેમણે તેમનો ક્રોધ શાંત પાડ્યો હતો અને છતાં અમે સામે મોં સુદ્ધાં ઊંચું નહોતું કર્યું. અને આ ચાર દિવસથી આવેલા દેવનાથે જરાક સેવા કરી, તેમાં તો એ બધાનો ધણીધોરી થઈ પડ્યો! આજથી એ અમારો ગુરૂ બની બેઠો! અમે બધા હવે તેની આજ્ઞાનું પાલન કરીશું અને ચંદન–અક્ષતથી તેની પૂજા કરીશું! અસંભવ! એવું કદાપિ નહિ બની શકે!”

અને તરત જ વિદ્યાર્થીઓ ટોળે વળી જમીનદાર પાસે પહોંચ્યા. ત્યાં જઈ પોતાના દિવંગત ગુરૂના નિર્ણયનો પ્રતિવાદ કરતાં જણાવ્યું:

"દેવનાથ તો હજી આજકાલનો આવેલો છોકરો છે. શાસ્ત્ર પર તેણે હજી પૂરો અધિકાર પણ નથી મેળવ્યો. હજી એને અહીં આવ્યે જ કેટલા દહાડા થયા છે! તો પછી એનાથી અધ્યાપન કાર્ય શી રીતે થઈ શકશે! આ નિમણૂક યોગ્ય થઈ નથી. અમારામાંથી જ કોઈની તે સ્થાને નિમણૂક કરવી વધારે યોગ્ય ગણાશે." પરંતુ જમીનદાર મહાશયે આ બધું જાણવા છતાં એ વિષયમાં હસ્તક્ષેપ કરવાની પોતાની અસમર્થતા પ્રકટ કરી. અંતે સમગ્ર ક્રોધ અને ક્ષોભ મનમાં જ સમાવીને એ વિદ્યાર્થીઓનું ટોળું પોતાના સ્થાને પાછું ફર્યું.

ગુરૂના આ નિર્ણયને લઈને દેવનાથ પોતે ઓછો ક્ષુબ્ધ નહોતો થયો! પોતાની જાતને આગળ વધારવાની ઇચ્છા તો ક્ષણમાત્ર માટે પણ એના હૃદયમાં સ્થાન પામી શકી નહોતી. એ પ્રશ્નનો તે કશો નિર્ણય કરી શક્યો નહિ કે, 'ગુરૂજીએ અકસ્માત આવો નિર્ણય શાથી કર્યો હતો? તો શું હું આ પાઠશાળાના જૂના વિદ્યાર્થીઓની આટલા દિવસોની આશા પર કુઠારાઘાત કરવા માટે જ અકસ્માત એક પાપ-ગ્રહના રૂપે અહીં આવી પહોંચ્યો છું!' જમીનદાર પાસે જઈ તેમની મુલાકાત લેવામાં દેવનાથને કોણ જાણે કેમ સંકોચ લાગતો હતો, પરંતુ એમને મળ્યા વિના પણ એને શાંતિ મળે એમ નહોતી. અધ્યાપકના શ્રાદ્ધ આદિ થઈ જવા બાદ તેણે કાર્યભાર ગ્રહણ કર્યો, ત્યારે કેટલાય દિવસોના સંકલ્પવિકલ્પ બાદ એક દિવસ પૂજામાંથી નિવૃત થયા બાદ દેવતાનો પ્રસાદ લઈને દેવનાથ દરબારમાં હાજર થયો.

જમીનદાર મહાશય તે સમયે સાવ એકલા હતા. નોકરને આસન લાવવાનું ફરમાવીને એ સ્વયં દેવનાથની આકૃતિનું અધ્યયન કરવા લાગ્યા. તેમને એ જોઈને સંતોષ થયો કે એક સૌમ્ય પ્રકૃતિના બ્રાહ્મણમાં જે પ્રકારના સદ્દગુણો હોવા આવશ્યક છે, એ સૌ આ યુવકમાં વર્તમાન હતા, કિંતુ અધ્યાપકના સન્માનિત પદને ઉપયુક્ત જે ઉમ્મર હોવી જોઈએ તે એનામાં નહોતી. તેથી તેમને એ વાતનું

આશ્ચર્ય થવા લાગ્યું કે એવું તે કયું કારણ હતું કે જેને લઈને વૈયાકરણ-કેસરી જેવાએ આ તરુણ યુવકને અધ્યાપક તથા પૂજારીના પદને માટે પસંદ કર્યો હતો ?

આસન ગ્રહણ કર્યા બાદ દેવનાથે ઘણા જ વિનિત ભાવે જાહેર કર્યું કે, 'જે દાયિત્વપૂર્ણ કાર્યોનો ભાર મારા પર મૂકવામાં આવ્યો છે, તેને યોગ્ય રીતે ન્યાય આપવાની શક્તિ મારામાં નથી. એથી જો આપ કૃપા કરીને આ કાર્યભાર કોઈ વધુ યોગ્ય માણસને સોંપો તો વધુ ઠીક થઈ પડશે.' દેવનાથની આ પ્રાર્થનાના ઉત્તરમાં જમીનદારે પોતાની અસમર્થતા પ્રકટ કરી અને કહ્યું કે, 'તમારા ગુરૂજીએ આ કાર્ય માટે યોગ્ય માનીને જ તમારી નિમણુંક કરી હશે. હવે તો હું તમને ત્યારે જ પદચ્યુત કરી શકું કે જયારે તમે અહીંના નિવાસી-ઓની દ્રષ્ટિમાં અધ્યાપન તથા દેવતાની સેવાપૂજાના કાર્યસંચાલનના કાર્ય માટે અયોગ્ય પૂરવાર થાઓ.'

આ સાંભળી દેવનાથ આસન પરથી ઊભો થઈ ગયો અને જમીનદારની વિદાય માગી, પોતાનાં પ્રશાંત નેત્રોની દૃષ્ટિમાં પ્રસન્નતાના ભાવ વિકસિત કરી, તેણે કાંઈ દ્રઢતાભર્યા સ્વરે જણાવ્યું : "સ્વેચ્છાથી કર્તવ્યપાલનમાં હું કયારેય ત્રુટિ આવવા નહિ દઉં. એ ઉપાય દ્વારા મુક્તિ મેળવવાની કામના મારામાં નથી. હવે તો હું ગુરૂના આદેશને જ શિરોધાર્ય કરૂં છું."

બીજે દિવસે દેવનાથ અધ્યાપકના આસન પર બિરાજમાન થયો અને જે થોડાક વિદ્યાર્થીઓ હાજર હતા તેમને એ ભણાવવા લાગ્યો, પરંતુ એ બધા યે અન્યમનસ્ક ભાવે જ પોતાનાં પુસ્તકો ખોલ્યાં. આ બાજુ આશાપ્રસાદ પોતાના સાથીદારોને લઈને રાતના જ પાઠશાળામાંથી ચાલ્યો ગયો હતો. અભ્યાસનો સમય પૂર્ણ થતાં તે પહેલાંની જેમ રસોડામાં ચાલ્યો ગયો, પરંતુ કોઈ પણ વિદ્યાર્થીએ તેને સહાય કરવાની આવશ્યકતા ન જોઈ, ઊલટું એ બધા ય ચૂપચાપ તેની મશ્કરીઓ કરવામાં જ મશગુલ બની ગયા.

: ૨ :

મનોહરપુરનું બજાર નદીતટથી લગભગ અડધા ગાઉને અંતરે આવેલું હતું. જમીનદારના મહાલયને અડકીને બજારને વીંધતી એક કાચી સડક ઠેઠ સ્ટેશન સુધી પહોંચતી હતી. સડકની બન્ને બાજુ આંબા તથા પીપળ આદિનાં વૃક્ષો આવેલાં હતાં. એ વૃક્ષોની ઘટાટોપ છાયામાં એ સડક કોઈ દીર્ઘકાય અજગર સમાન નિશ્ચિંતભાવે વિશ્રામ કરતી હતી. બજારના દિવસે પરચુરણ માલના ફેરિયાઓ તથા શાક-ભાજીવાળા મોટા ટોપલા લઈ ત્યાં પોતપોતાનો માલ વેચવા પહોંચી જતા. અનાજ વગેરેથી ગાડાં ભરી ગાડાંવાળાઓ ધૂરીએ જૂતેલા બળદો યા પાડા પ્રતિ સાધુભાષાનો પ્રયોગ કરતા કરતા ધીર મંથર ગતિએ સ્ટેશને જતા દેખાતા. માર્ગમાં જો ક્યાંક એવાં જ ભાર ભરેલાં બે ગાડાં સામસામાં આવી જતાં, તો એ ગાડાંવાળા પરસ્પર સાધુભાષાનો વિનિમય કરી સડકને જીવતી કરી દેતા.

મનોહરપુરની અડધી વસતી સડકની આ બાજુએ હતી અને અડધી સામે પાર હતી. ગામમાં પાંચદસ ઉન્નતિશીલ વ્યક્તિઓને બાજુએ રાખીએ તો બાકીનાં માણસો બહુ ગરીબ યા સાધારણ

સ્થિતિમાં પોતાનો જીવનનિર્વાહ ચલાવતા હતા અને તેને લઈને જ ત્યાં કાચાં ઘરોની સંખ્યા વિશેષ હતી. તો પણ એ ગામમાં લક્ષ્મીની કૃપાદૃષ્ટિનાં થોડાંઘણાં ચિહ્નો નજરે પડતાં હતાં. બધાં ય ઘરોની આજુબાજુ બેચાર વિઘાંમાં ફળફૂલ તથા શાકભાજી વાવેલાં દેખાતાં હતાં. ઘર ચોકમાં રહેતાં, ગાય-બળદ, ભેંશો, બકરાં-ઘેટાં આદિનાં ઝૂંડનાં ઝૂંડ જ્યાંત્યાં નજરે પડતાં.

ગામની બરોબર મધ્યમાં મનોહરપુરનું બજાર આવેલું હતું, લાંબે સુધી છાપરાંઓની હાર નજરે પડતી અને તેમાં જ દર ગુરૂવારે અને રવિવારે હાટ ભરાતો. આ વિભાગનું આ એક મોટું બજાર હતું, તેથી દૂરદૂરનાં ગામડાંઓના લોકો અહીં હટાણું કરવા આવતા. આ બજારની નજદીકમાં જ એક બીજું છાપરૂં હતું, જેની નીચે પાઠશાળા ખોલીને એક ગુરૂજી ખૂબ જોરજોરથી કોલાહલ કરી ગામના સારાખોટાં બધાં પ્રકારનાં બાળકોને એકત્ર કરી વિદ્યાદાનના પુણ્યતમ કાર્યને આગળ વધારવાનો પ્રયાસ કરતા હતા. અહીં મનોહરપુરમાં થોડેથોડે અંતરે આધુનિક ઢબની બે ત્રણ પ્રાથમિક શાળાઓ પણ હતી.

બજારની સાવ નજદીક આવેલી પાઠશાળાની બરાબર સામે જ એક નાનું પણ પાકું મકાન હતું. તેમાં આદ્યાપ્રસાદનો દૂરની સગાઈએ થતો એક ભાઈ રહેતો હતો. પાઠશાળામાંથી નીકળી જઈ આદ્યા-પ્રસાદ હવે તેના ખભા પર ભાર બની બેઠો હતો. તેના આ ભાઈનું નામ હતું વૃંદાવન તિવારી અને તે ઉમ્મરમાં તેના કરતાં મોટો હતો.

વૃંદાવન જ્યાંનો નિવાસી હતો, ત્યાં તેણે પોતાના સ્વભાવની સરળતાને લઈને સારી નામના મેળવેલી હતી. એ સિવાય તેણે એક પ્રકારની બીજી પણ સુકીર્તિ યા અપકીર્તિ પ્રાપ્ત કરેલી હતી. તેની એ કીર્તિ એટલા માટે હતી કે પત્ની પ્રતિ એ અસાધારણ

ભાવથી આસક્ત હતો. તેની બીજી વારની પત્ની તુલસીદેવીનો સ્વભાવ કાંઈ ખરાબ નહોતો, પરંતુ ગામમાં એવી જાહેરાત તો અવશ્ય થઈ ગઈ હતી કે આધેડ વયની નજદીક પહોંચતા પતિ ઉપર આ યુવતી ભાર્યાએ અત્યધિક પ્રભાવ પાડી દીધેલો છે અને એ જ કારણને લઈને સંકુચિત હૃદય ધરાવનાર વૃંદાવન પાસેથી જ્યારે પણ કોઈને ય નાનું યા મોટું કામ કરાવવાનો પ્રસંગ આવી પડતો, તો એ તરત જ પોતાની પત્નીને તુલસી પાસે મોકલી આપતો. પરંતુ તુલસીને તો એ વાતનો વિશ્વાસ હતો કે પતિને વશ કરવામાં મેં ક્યારે ય કોઈ પણ કરામતનો ઉપયોગ નથી કર્યો. વૃંદાવન જ્યારે સ્વેચ્છાએ જ તેને આધિન થઈ ગયો હતો, તો પછી એ પોતે એમાં શું કરે ? એ સિવાય શકિતના ગર્વથી પોતાની જાતને ગૌરવાન્વિત અનુભવ કરવાનો માનવીનો જે આજન્મ સ્વભાવ છે, તુલસી તેનાથી પર તો હતી જ નહિ !

આંગણાની વચ્ચોવચ્ચ એક ઈંટનું થાળું હતું. તેમાં તુલસીનો એક છોડ હતો. આખું ય આંગણું છાણથી લીપી સુશોભિત બનાવેલું હતું. સાંજ પડવા આવી હતી. તુલસી પીતળની એક થાળીમાં થોડાં પતાસાં તથા એક પ્રજ્વલિત ઘીના દીપકને લઈને તુળસીક્યારે દીપ-દાન કરવા આવતી હતી કે એવામાં જ આદ્યાપ્રસાદે હાંક મારી : " ભાભી ! "

દિયરના સંબોધનનો ઉત્તર આપતી તુલસી, માથા પરથી ખસી ગયેલ રેશમી સાડીના છેડાને બરાબર કરી, મુખ તે તરફ ફેરવી બોલી : " આવો, આવો ! પૂજા માટે ઠીકઠાક કરી દઉં ?"

આદ્યાપ્રસાદ બોલ્યો : " એ તો કરી આપશો જ ને ? મારે તો તમને એક બીજી વાત કરવી હતી. ઠીક આજે રહેવા દો, વળી પછી ક્યારેક આવીશ ત્યારે કહીશ. "

તુલસીએ ઉત્સુક ભાવે પોતાનાં બન્ને ય કૌતૂહલપૂર્ણ નેત્રોને દિયરના મુખ પર સ્થિર કરીને કહ્યું : "કેમ વળી પાછું મુલતવી રાખ્યું ? અત્યારે જ કેમ નથી કહી નાખતા ? ના, એમ નહિ બને. આ તે કેવી વાત ભાઈ કે અરધી વાત કહી અને અરધી વળી પાછી મુલતવી રાખી ?"

તુલસી પૂર્ણ યુવાવસ્થામાં હતી. હાસ્ય, કૌતુક તથા સરસતામાં તેનું સમસ્ત હૃદય વર્ષાઋતુની નદીની જેમ કાંઠોકાંઠ ભરેલું હતું. બહારનો યા અંદરનો એકાદ પણ હલકો એવો ઝપાટો લાગતો કે તે તરત જ તરંગિત બનીને ખળભળી ઊઠતું. તેણે આદ્યાપ્રસાદનો કેડો મૂક્યો નહિ. બારીમાંથી એક આસન લઈને તેણે તરત જ બિછાવી દીધું અને પોતે પણ તેની સામે નીચે ભોંય પર બેસી ગઈ અને પછી પુનઃ તેને આગ્રહપૂર્વક પૂછવા લાગી : "કહો, શી વાત છે ?"

આદ્યાપ્રસાદે જણાવ્યું : "વાત કાંઈ ખાસ તો નથી. મોટાભાઈ પાસેથી તો જાણે ક્યારે ય સાચી હકીકત મેળવી શકાય જ નહિ, પરંતુ તમારી બુદ્ધિ પુરુષોને પણ પાણી ભરાવે તેવી છે, એટલે તમારી મારફત થોડી તપાસ કરાવવાની છે, ભાભી. તમારે મારે માટે થોડી તકલીફ ઉઠાવવી પડશે."

પતિની ઉમ્મર પોતાના કરતાં અઢીગણી મોટી હોવા છતાં તુલસીનો તેના તરફ ઓછો અનુરાગ ન હતો. પરિણામે પોતાની પ્રશંસાથી ખુશ થવા છતાં પતિના પ્રતિ દિયરનો અવજ્ઞાપૂર્ણ ભાવ જોઈ તેને ખેદ થયો હતો. તથાપિ મનના ભાવને મનમાં જ સમાવીને મસ્તક નીચું રાખી તેણે કહ્યું : "તમે નાહકના સ્ત્રીની બુદ્ધિને ઊંચે ચડાવો છો ! ખેર, એ તો કહો, તમારે શું કામ છે ?"

અને હવે આદ્યાપ્રસાદે પોતાના મનના સાચા ભાવ પ્રગટ કર્યા. તેણે કહ્યું : "કદાચ માનસિક અસ્વસ્થતાના કારણે જ ગુરુજીએ મારો

ન્યાયસંગત અધિકાર બીજાને આપી દીધો છે. એક હજી આજ-કાલનો છોકરો, જેના મોંમાંથી હજી દૂધિયા દાંત પણ નથી પડયા, તે આવડા મોટા અધિકારનો સ્વામી બની બેઠો! એને શાસ્ત્રોનાં તત્ત્વો કે પૂજાપદ્ધતિનું પણ પૂરું ભાન ક્યાંથી હોય? પરંતુ હવે તો હળાહળ કળજુગ આવ્યો છે, એટલે હવે કોઈની ય બુદ્ધિનું ઠેકાણું રહ્યું નથી. જમીનદાર તો એ વિષે જરા પણ વિચાર કરતા નથી. ગુરુજી બેભાનાવસ્થામાં જે કાંઈ નિર્ણય કરી ગયા, તેનો તેમણે પણ આંખ મીચીને સ્વીકાર કરી લીધો! પરંતુ મારાથી તો આટલો ભારે અન્યાય સહન નથી થતો! હું એ આજકાલના છોકરાની સેવા કરું? એવો કદાપિ પણ સંભવ નથી!"

"તો એ બાબતમાં તમે મને શું કરવાનું કહો છો?"

આદ્યાપ્રસાદ ઉત્સુકતાપૂર્ણ દૃષ્ટિથી તુલસી પ્રતિ જોઈ રહ્યો હતો, પરંતુ તુલસીએ તેને પ્રોત્સાહન આપવા યોગ્ય કોઈ ખાસ વાત ન કરતાં, જ્યારે સાવ સીધો સાદો પ્રશ્ન કર્યો, ત્યારે એ જરા ઝણ-ઝણી ઊઠ્યો અને કહેવા લાગ્યો: "શું કરવું, એ વાતનો જો નિર્ણય કરી શક્યો હોત, તો પછી તમારી પાસે હું સલાહ લેવા આવત શું કરવા?"

આદ્યાપ્રસાદના ઝણઝણાટના પ્રત્યુત્તરમાં એક આછું સ્મિત કરી તુલસીએ જણાવ્યું: "મારી સલાહ? યાદ છે, દિયરજી, તમે જ એક દહાડો કહ્યું હતું કે 'સ્ત્રીબુદ્ધિઃ પ્રલયંકરી'?"

"ઓહ, તેથી તમને માઠું લાગ્યું છે? રામરામ! એ તો માત્ર જરા હસવાની વાત હતી. વારુ, એ તો કહો કે જમીનદારના કુટુંબની સ્ત્રીઓ સાથે તો તમારે પરિચય છે ને?"

ચમકતાં નેત્રોને આદ્યાપ્રસાદના મુખ પર સંપૂર્ણપણે સ્થિર

કરતાં તુલસીએ જવાબ આપ્યો : " કેમ ? પરિચય કેમ નથી ? ખૂબ જ સારો પરિચય છે !"

જવાબ સાંભળી કાંઈક સંકોચસહ આદ્યાપ્રસાદ બોલ્યો : " સાંભળ્યું છે કે જમીનદાર મહોદયની પુત્રી ખૂબ જ ધર્મપરાયણા છે. તેને જો આ બાબતમાં..."

તુલસીની ઉત્સુકતા ઘૃણામાં ફેરવાઈ ગઈ. તે કાંઈક તિરસ્કારપૂર્ણ સ્વરે બોલી : " શું ! હું દેવનાથની ચાડી ખાઉં ! મારું કામ શું બીજાઓની નિંદા કરવાનું જ છે ?"

આદ્યાપ્રસાદનું મોં પડી ગયું. આવી અવજ્ઞાપૂર્ણ રીતે જો કોઈ પુરુષે તેને કોઈ વાત કરી હોત, તો કહેનારને એણે જરૂર બેચાર થપ્પડો ખેંચી કાઢી હોત !

પરંતુ તુલસી જેવી સ્ત્રી તો એવા ક્રોધને પાત્ર હતી નહિ, એટલે સ્વસ્થતા ધારણ કરી મુખ નીચું રાખીને જ તે બોલ્યો : " મારા કહેવાની એ મતલબ નથી કે તમે જઈને દેવનાથની નિંદા કરો. પરંતુ જો સાચે જ દેવનાથમાં પૂજારી બનવાની યોગ્યતા નથી, તો એ વાત જાહેર કરવામાં તમે સત્યની જ રક્ષા કરશો અને સત્ય પ્રગટ કરવામાં કશો જ દોષ ન હોઈ શકે !"

તુલસીના હૃદયમાં જે વિરક્તિના ભાવ જાગૃત થયા હતા, તેને દબાવીને તે બોલી : " એમાં ઘણો ભારે દોષ છે. એમને ખબર છે કે તમે મારા સગા થાઓ છો, એટલે એ એમ જ માનશે કે તમારા કહેવાથી જ હું નવા પૂજારીની નિંદા કરી રહી છું. એવી પરિસ્થિતિમાં મારા કહેવાનો કશો જ પ્રભાવ નહિ પડે. પરંતુ તમે ખાત્રી રાખજો કે જો દેવનાથ સાચે જ પૂજારી બનવાને લાયક નહિ હોય તો એ

ત્યાં લાંબો વખત ટકી નહિ શકે. રાધારાણી તેની ત્રુટિ શોધી કાઢ્યા વિના નહિ રહે !"

આ વાત સાંભળતાં જ આદ્યપ્રસાદનાં નેત્રોમાં આશાની જ્યોતિ ચમકી ઊઠી. તે બોલ્યો : "તો તમે જરા આ વાતની ખબર કાઢજો, ભાભી ? મારાં ભાભીરાણી છો ને ! આ કામ જો તમે મારૂં પાર પાડ્યું, તો હું તમારો આજન્મ દાસ બનીને રહીશ. ત્યાં સુધી હું અહીં જ એક નાનીશી પાઠશાળા ખોલીને ભણાવીશ. વધુ કાંઈ નહિ થઈ શકે, તો છેવટે તેની પાઠશાળાને ધક્કો તો પહોંચાડીશ જ ! મારી આટલા દિવસોની આશા પર કુઠારાઘાત કરવા એ પાપી કોણ જાણે ક્યાંથી અહીં આવી ચડ્યો ?"

: ૩ :

દેવનાથ જે મંદિરમાં પૂજા નિમિત્તે જતો હતો, તેમાં સુવર્ણના સિંહાસન પર સોનાની જે બે મૂર્તિઓ સ્થાપિત હતી, એ સિવાય એક બીજી પણ પ્રતિમા ત્યાં તેને પ્રતિદિન નજરે પડયા કરતી હતી. પેલી સુવર્ણમૂર્તિઓ તો અચલ રહેતી, કિંતુ આ દેવીની મૂર્તિ તો સચલ યાને ક્રિયાશીલ રહેતી. આમ આ બે પ્રકારની મૂર્તિઓ વચ્ચે આટલું જ અંતર હતું.

સ્નાન તથા સંધ્યોપાસનાથી નિવૃત્ત થયા બાદ ગુરૂએ આપેલું ધૌત વસ્ત્ર તથા ઉત્તરીય ધારણ કરીને દેવનાથ પહેલવહેલો જ્યારે પૂજાના આસન પર બેઠો, ત્યારે તેના હૃદયમાં એકાએક એક અપૂર્વ પ્રકારનું વિસ્મય એટલી તો અધિકતાથી ઉત્પન્ન થયું કે તે સાવ અભિભૂત થઈ ઊઠયો: ' આ શું મંદિર છે ? આ મંદિરના દેવતાનું આ કેવું ઐશ્વર્ય છે ? '

આરસપહાણનું બનેલું વિશાળ ભવન હતું. ચારે તરફની દિવાલો-ના પત્થર પર મનોહર અને સુંદર ચિત્રો કોતરેલાં હતાં. આ પ્રકારે

એ દેવમંદિર કૃષ્ણલીલાની જન્મથી માંડીને અંત સુધીની વિચિત્ર ઘટનાઓથી પરિપૂર્ણ હતું. ઉપર છત પરથી અનેક સુશોભિત બત્તીઓથી શોભતાં ચાંદીની શોભાને પણ મહાત કરતાં સ્ફાટિકનાં ઝૂમ્મરો ઝૂલી રહ્યાં હતાં. ઇંદ્રધનુષની આલોક રેખા રંગીન કાચની મધ્યમાં થઈને અમરલોકની જેમ એ ગૃહમાં વિસ્તૃત થઈને વિભિન્ન પ્રકારના વર્ણોનો સમાવેશ કરતી હતી. સુવર્ણનો એક ખાટલો હતો અને તે પર મખમલનું એક બિછાનું પાથરેલું હતું. તેના પર જરીકામથી ભરેલી એક મચ્છરદાની ઝૂલતી હતી અને તેમાં મોતી ગૂંથેલી ઝાલરો લટકતી હતી. સૂર્યનાં કિરણો તેના પર પડવાથી તેનો ચળકાટ આંખોને પણ આંજી દેતો હતો. પૂજાની વસ્તુઓ સજાવીને ગોઠવેલી હોઈ ચળકચળક થઈ રહી હતી. અહીં બધું જ મનોરમ હતું, ચિત્તને આકર્ષણ કરનારૂં હતું.

સુવર્ણનાં પાત્રોમાં અનેકવિધ પ્રકારની નૈવેદ્યની સામગ્રીઓ રાખેલી હતી. મોતીજડિત સોનાનાં પાનદાનમાં તરેહતરેહની સુગંધિત વસ્તુઓ નાખીને ખૂબ સાવધાનીપૂર્વક તૈયાર કરેલ તાંબુલ હતાં. સોનાની એક મોટી થાળીમાં ફળ ગોઠવેલાં હતાં. સોનાનાં જ ધૂપદાન અને દીપદાન હતાં, જેમાં આવશ્યક સામગ્રી ગોઠવેલી હતી. અગરની સુગંધિતથી ત્યાંની હવા પણ સુરભિત હતી. રૂપ, રસ, વર્ણ અને ગંધ, એ સર્વેનો ત્યાં અપૂર્વ સમાવેશ હતો. દેવનાથે આવું દ્રશ્ય ક્યારે ય જોયું તો હતું જ નહિ, એટલે કેટલીક ક્ષણ પર્યંત તો આશ્ચર્યથી મુગ્ધશો બની તેણે એ બધું જોયા જ કર્યું. દૂર્વાદલ, તુલસીદલ, ચંદન અને કુંકુમ આદિ સર્વ કાંઈ ત્યાં હતું.

વસ્તુસામગ્રીના સંગ્રહમાં ક્યાં ય પણ કશી ત્રુટિ જોવામાં આવતી નહોતી. રાજસિક પૂજાનું ત્યાં ખૂબ જ સુંદર આયોજન કરવામાં આવ્યું હતું અને એ આયોજન હતું પૂર્ણ આડંબરસહ !

દેવનાથે હૃદયમાં જરાક વ્યથાનો અનુભવ કર્યો. તે વિચારવા લાગ્યો : " આ શું દેવમંદિર છે ? આટલો સાજસામાન, આટલા

બધાં હિરામોતી અને માણેક આદિ તો કદાચ કોઈ વિલાસભવનમાં જ શોભે!" વસ્તુતઃ સોનાચાંદીની આટલી વિપુલતા તથા રેશમ અને મલમની આટલી અધિકતા દેવનાથે પોતાના જીવનમાં ક્યારે ય પહેલાં જોઈ નહોતી. પરંતુ આજે જે દેવતાના આ આશ્ચર્યજનક ઐશ્વર્યનો દેવનાથની દ્રષ્ટિ સમક્ષ આવિર્ભાવ થયો, એને કારણે તે પહેલાં ચકિત જ થયો, મુગ્ધ ન થઈ શકયો. અને એવા ચકિત ભાવે જ પૂજા કરી વેદનાનો એક વિપુલ ભાર હૃદયમાં ભરી તે બહાર નીકળ્યો. મંદિરના દ્વાર આગળ આવીને તેણે એક આછો નિશ્વાસ મૂકયો અને પછી મંદિર તરફ એકવાર નજર નાખી તે ચિંતિત ભાવે ત્યાંથી પાછો ફર્યો.

દેવનાથના અંતરમાં વિચારમાળા ચાલી રહી હતી: "હાય દેવતા, તમારા મંદિર બહાર કેટલી દીનતા છે, કેટલો હાહાકાર વ્યાપી રહેલો છે! એક તરફ તમારા શરીર પર લાખો રૂપિયાનાં હિરામોતી તથા અન્ય પ્રકારનાં રત્નો ચમકી રહ્યાં છે! દેવતાના નામે માનવીનો આ કેવો હૃદયવિદારક પરિહાસ છે! આ કેવો લજ્જાસ્પદ ઢીંગલા-ઢીંગલી જેવો ખેલ છે! આ દેવની આરાધના નથી, આ તો દેવનું અપમાન છે!"

બહાર જરા આમતેમ ફરી દેવનાથ પાઠશાળાના દ્વાર સામે જઈ પહોંચ્યો. દૂરથી જ તેણે જોયું કે વિદ્યાર્થીઓના ટોળામાં આદ્યાપ્રસાદ દેવમંદિરના ચબૂતરા પર ઊભો થઈને ઊંચા અવાજે કાંઈક બોલી રહ્યો હતો. એ જોઈ દેવનાથ આગળ વધતો અટકી ગયો. તે જાણતો હતો કે દુર્ભાગ્યવશ આ યુવક સાથે મારો એક ઘોર પ્રતિદ્વંદ્વીનો સંબંધ થઈ ગયો છે. આદ્યાપ્રસાદ મારાથી ખૂબ ખિજાયેલો રહે છે અને એવી ઉત્તેજનામય સ્થિતિમાં જો કદાપિ હું કયાંક તેની સમક્ષ જઈ પહોંચ્યો, તો તેના હૃદયની ક્રોધજ્વાળા શાંત પડવાને બદલે ઊલટી વધુ પ્રજવલિત જશે. એવો વિચાર કરીને તે ત્યાંથી આઘો ખસી ગયો.

સૂર્યનાં રશ્મિઓથી ઉજ્જવલ ધરિત્રીના અંક પર શ્યામવર્ણની જે ચૂંદડી સુશોભિત હતી, તે પ્રભાતના મંદ સમીરથી ધીરે-ધીરે કંપિત થઈ રહી હતી. વિલાસિની નારીના પાલવની કિનાર પર લાગેલા અત્તરની સુગંધની જેમ જ વિભિન્ન પ્રકારનાં પુષ્પોની સમ્મિલિત સૌરભતા પવન ચારે તરફ ઉડાડી રહ્યો હતો. નદીના જળમાં સૂર્યની છાયા હિરાકણીની જેમ ચમકારા મારતી હતી અને તરંગોની સાથે નાચતી હતી બરાબર તે જ વખતે પરાન ફેરટ (માછીમાર) પોતાની જાળ લપેટી હોડીમાં એકત્ર થયેલી માછલીઓને બહાર કાઢી છાબડીઓમાં સજાવી રહ્યો હતો. આ પુરાણી છાબડીમાં તે પ્રતિદિન માછલીઓ સજાવીને મૂકતો, પરિણામે જ્યારે છાબડી ખાલી રહેતી, ત્યારે પણ તેમાંથી માછલીની જ વાસ આવ્યા કરતી.

દેવનાથને જોતાં જ પરાને તેને ભૂમિ પર લાંબા થઈ સાષ્ટાંગ દંડવત કર્યા અને પછી બોલ્યો : “પ્રણામ મહારાજ, કહે છે કે હવે તો આપ પૂજારી મહારાજ બની ગયા છો ! વાહ, બહુ સારૂં થયું એ તો !”

દેવનાથની પરાન સાથે માત્ર પિછાણ જ નહોતી, એ દિવસોમાં તો એની સાથે ઘનિષ્ટતા પણ હતી. નદી પર વારંવાર એ બન્નેની મુલાકાતો થયા કરતી. એકવાર પરાનનું ઘર સળગી ઊઠ્યું હતું અને તેમાં તેની દિકરી દુલારી ફસાઈ ગઈ હતી, ત્યારે દેવનાથે પોતાના પ્રાણના જોખમે પણ તેની રક્ષા કરી હતી તે દિવસથી તેના પરિવારનું જે કોઈ માણસ આ ઉપકારી બ્રાહ્મણ યુવકને જોતું કે તરત જ ખૂબ જ શ્રદ્ધાપૂર્વક તેને દંડવત પ્રણામ કરતું

કૃતજ્ઞતાના વ્યાજના રૂપમાં પરાન પહેલાં તો થોડા દહાડા બે ચાર ફળ આદિ દેવનાથને આપી જતો. દેવનાથ તેને એમ કરતાં રોકતો અને કવારેક ક્યારેક જરા રોષ પણ પ્રકટ કરતો, પરંતુ

તે વખતે પરાન માત્ર હસીને રહી જતો અને પોતે લાવેલા ઉપહારની વસ્તુ ત્યાં મૂકીને ઊભો ગઈ જતો. બહાર આવીને તે કહેતો : "મારા મહારાજ તો સાવ દેવ જેવા છે. આવો માણસ તો પૃથ્વી પર બીજો જોયો જ નથી." પરંતુ એ બન્નેનું આ આદાન–પ્રદાન અધિક સમય પર્યંત ચાલ્યું નહિ. દેવનાથ અને અને પરાન વચ્ચે જે આ ઘનિષ્ટતા વધતી જતી હતી, તે પ્રત્યે પાઠશાળાના વિદ્યાર્થીઓનું ધ્યાન તરત જ ખેંચાયું.

આચાર વિરૂદ્ધનું કોઈ પણ કાર્ય આદ્યાપ્રસાદથી સહ્યું નહોતું જતું. એક દિવસ તેણે ઉત્તેજીતભાવે દેવનાથને પૂછ્યું : "આ શું કહેવાય ? તમે એક માછીમારનું આપેલું દાન ગ્રહણ કરો છો ?"

આવી બાબતમાં પણ ક્યારે ય વાંધો લઈ શકાય છે, એવો તો દેવનાથને ક્યારે ય પણ ખ્યાલ નહોતો. તેથી તે જરાક ચકિત થઇને બોલ્યો : "દાન ! હા, દાન છે ખરૂં ! એ ક્યારેક ક્યારેક કાંઈક આપી જાય છે ખરો, રોકવા છતાં માનતો નથી. મને આપીને તે ખૂબ સુખ અનુભવે છે!"

હોઠ દબાવી આદ્યાપ્રસાદે જરાક કટાક્ષભર્યું સ્મિત કર્યું. તેના પક્ષના બીજા વિદ્યાર્થીઓએ પણ તે જ પ્રમાણે સ્મિત કર્યું. આદ્યાપ્રસાદ પછી કહેવા લાગ્યો : 'એ પોતે જ દરિદ્ર છે, પૂરૂં પેટ ભરીને ભોજન તો પામતો નથી અને છતાં ય આપવાથી તેને સુખ મળે છે! પરંતુ તમે એક નીચ વૃત્તિદ્વારા પેટ ભરતા માણસ પાસેથી–શુદ્ર પાસેથી–ક્યા હિસાબે દાન ગ્રહણ કરો છો ? આમ તો તમે પતિત બ્રાહ્મણ થઈ જશો. વિશેષત: તમે હજી તો વિદ્યાર્થી છો, તમારે અત્યારે તો બ્રહ્મચર્યવ્રત પાલન કરવાનો સમય છે. ઉપરાંત તમારા હાથની બનાવેલી રસોઈ પણ બધાંને જમવી પડે છે!"

દેવનાથ કાંઈક લજ્જિતત જેવો થઈ ગયો. નીચી દ્રષ્ટિ કરી કોમળ સ્વરે તેણે કહ્યું : "આ કાંઈ દાન નથી, આતો માત્ર ભેટ–ઉપહાર છે!"

આદ્યાપ્રસાદ હવે ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : "વાહ ભાઈ વાહ! બ્રાહ્મણનો છોકરો માછીમાર પાસેથી ભેટ લીધા કરે, એમાં શું વાંધો ?" એમ કહીને એ પુનઃ ખડખડાટ હસી પડ્યો. એ હાસ્યમાં તેના સાથીઓ પણ જોડાયા. થોડાક એવા પણ વિદ્યાર્થીઓ હતા કે જે બેમાંથી એક પણ પક્ષમાં જોડાયા નહોતા, છતાં આદ્યાપ્રસાદના પ્રભાવને લઈને તેને ખુશ કરવા ખાતર તેમણે પણ મોઢાં મલકાવ્યાં હતાં. આ બાજુ દેવનાથ તો એકલો જ હતો, એટલે તે તો નત મસ્તકે ચુપચાપ બધું સાંખી લેતો ઊભો રહ્યો.

અને આ વાત અહીં જ ન અટકી. આ બનાવના બીજા દિવસે એક બહુ જ મોટું કોળું લઈને પરાન ધીમે પગલે ત્યાં આવીને ઊભો રહ્યો અને દેવનાથને દંડવત કરી તેણે કહ્યું : "મોસમની આ નવી વસ્તુ છે, સામે પારથી લાવ્યો છું, મહારાજ! શાક બનાવીને ખાજો!"

પરાનની આ વિનમ્રતાપૂર્ણ પ્રાર્થના સાંભળી દેવનાથ અત્યારે સંકટમાં આવી પડ્યો. થોડીવાર ચુપચાપ વિચાર કર્યા બાદ તેણે કાંઈક સંકુચિત ભાવે કહ્યું : "આ જો હું આજે ન સ્વીકારૂં તો તને કાંઈ હરકત છે, પરાન ? ખોટું ન લગાડીશ ભાઈ, તું ગરીબ માણસ છે, એટલે રોજને રોજ મારાથી તારી પાસેથી વસ્તુઓ લઈ ન શકાય, મારા ભાઈ! એને પાછી લઈ જા!"

પરાન આ સાંભળી ક્ષુબ્ધ દ્રષ્ટિએ દેવનાથ પ્રતિ જોઈ રહ્યો. પછી અત્યંત દીનભાવે તે બોલ્યો : "આ શું બોલ્યા મહારાજ! તમારા સોગંદ છે, તમને આપ્યા વિના ભલા આને હું શી રીતે પાછી લઈ જઈ શકું ? તમારી કૃપાથી પરાન એટલો બધો ગરીબ નથી. તેના હાથપગ જો સાબૂત રહેશે, તેની હોડી ને જાળ અખંડ રહેશે, તો એનાં બાળબચ્ચાંને કયારે ય રોટલાનો વાંધો નહિ આવે. માટે મહેરબાની કરી હવે વધુ કાંઈ પણ બોલ્યા વિના એ લઈ લ્યો, પોથીનાં

પાનાં ઉલટાવવાં હમણા રહેવા દો. ખૂબ પાકું કાળું છે એ. થોડો ગરમ મસાલો નાખીને બનાવશો, તો ખૂબ જ સ્વાદિષ્ટ શાક બનશે!"

અને પરાન દેવનાથને દંડવત કરી ત્યાંથી ચાલી નીકળ્યો. દેવનાથ તેને વધુ કાંઈ કહી ન શક્યો. માનવીના આવડા મોટા દાનના સુખમાં વિઘ્ન નાખી પોતાની જાતને શુદ્ધ સત્વગુણી બનાવી રાખવાનું તેને માટે શક્ય નહોતું. તેણે મનમાં ને મનમાં જ વિચાર કર્યો: "આમાં જો કદાચ પાપ હશે, તો પાપનો ભાગીદાર હું જ થઈશ, બીજો તો કોઈ નહિ થાય!" અને દેવનાથે ખૂબ પ્રેમથી કોળાનું શાક બનાવ્યું ભોજન સમયે અધ્યાપક મહોદય તથા વિદ્યાર્થીઓને તેણે તેમાંથી થોડું થોડું પીરસ્યું. શાકના રસામાં ભાત ચોળતાં ચોળતાં પ્રસન્નમુખે અધ્યાપક મહાશય બોલ્યા કે, 'આજે તો તમે બહુ સુંદર શાક બનાવ્યું છે!'

આદ્યાપ્રસાદ એકાએક જોરથી બૂમ પાડી ઊઠ્યો: "ખાશો નહિ, એ તો અખાદ્ય છે!"

સૌ કોઈ આદ્યાપ્રસાદ પ્રતિ આશ્ચર્યચકિત નયનોએ તાકી રહ્યા. ગુરુજી બોલ્યા: "તું તો દરેક બાબતમાં કાગનો વાઘ કરી મૂકે છે, આદ્યાપ્રસાદ! આટલું સુંદર શાક અને તું કહે છે કે એ અખાદ્ય છે! તું કહેવા શું માગે છે?"

આદ્યાપ્રસાદે ઉત્તેજીત સ્વરે જવાબ આપ્યો: "દેવનાથના માછીમાર મિત્રે આપેલી એ ભેટ છે અને તમે તે પ્રસન્નતાપૂર્વક ખાઇ શકો છો, પરંતુ મારે માટે નિચવૃત્તિથી પોતાની જિવિકા ચલાવતા એક શુદ્રનું આપેલું એ દાન છે, પરિણામે એ પરિત્યાજ્ય છે. સંભવ છે કે આપના આ પ્રિય વિદ્યાર્થી–વૈષ્ણુવ બ્રાહ્મણને માટે-ઉચિત હોય, પરંતુ તે સાથે બીજા એ પાપના શા માટે ભાગીદાર થાય? જીવહિંસા કરી જીવનનિર્વાહ કરતા એક

એક શુદ્રનું દાન ગ્રહણ કરવું અને તેનો ઉપભોગ કરવો બન્ને એક જ છે, એ વાતને તો આપ પણ માનતા હશો? બીજા ભલે કોઈ ખાય ય ન ખાય, પણ હું તો એ ખાવા માટે જરા પણ તૈયાર નથી."

અધ્યાપકના મુખ પર તીવ્ર ક્રોધના ભાવ કેંદ્રિત થવા લાગ્યા. તે કર્કશ સ્વરે બોલ્યા: "કેમ દેવનાથ? આ આદ્યાપ્રસાદ જે કાંઈ કહે છે તે શું સાચું છે?"

આ સાંભળતાં જ આદ્યાપ્રસાદ પુનઃ જોરથી બૂમ પાડતો બોલી ઊઠ્યો: "જો આદ્યાપ્રસાદે કોઈને કયારે ય જૂઠું કહ્યું હોય તો અત્યારે મારી સમક્ષ આવી મને મોં પર કહે!"

મસ્તક નીચું રાખી દેવનાથે જણાવ્યું: "જી હા!"

"એ તમે સારું ન કર્યું. જો જો, હવે ફરીથી એવી ભૂલ ન કરી બેસતા!"

"જેવી આજ્ઞા!" કહી કડછી વતી દાળથી ભરેલી વટલોઇમાંથી દાળ લઇ એક વિદ્યાર્થીની વાડકીમાં દેવનાથ રેડવા લાગ્યો. કિંતુ શિખાસહિત મસ્તક હલાવતાં આદ્યાપ્રસાદ પુનઃ બોલી ઊઠ્યો: "ના, ના, રહેવા દો, આ બધું ય ભોજન અશુદ્ધ થઈ ગયું. જે વસ્તુ સ્પર્શ કરવા યોગ્ય પણ નથી, તે વસ્તુ સાથે બનેલું ભોજન ગુરૂને પીરસવામાં તમને કદાચ વાંધો નહિ આવતો હોય, તો ભલે તેમ, પરંતુ અમે તો જાણીજોઈને એવા પાપમાં ભાગીદાર નહિ થઇ શકીએ. રસોઈ આખી ય ફરીથી બનાવવી પડશે. આ બધું ફેંકી દો!"

દેવનાથે એનો કાંઈ જવાબ ન આપ્યો. તે ચુપચાપ રસોડામાં ચાલ્યો ગયો. એક સામાન્ય બાબતને આટલું મોટું સ્વરૂપ આપવું એ અધ્યાપક મહોદયને પણ ઠીક લાગતું નહોતું, પરંતુ તે પણ કશો જ પ્રતિકાર ન કરી શકયા. આદ્યાપ્રસાદથી એ પણ કાંઈક દબાયલા રહેતા હતા. તેમણે વિચાર કર્યો કે કયાંક એવું ન બને કે ઘેરઘેર એ

વાતનો ઢંઢેરો પીટતો ફરે કે ગુરૂજીએ આચાર વિરૂદ્ધ કાર્ય કર્યું છે. અને તેથી ભૂખથી તરફડતા એ ક્રોધે ભરાઈ પાટલા પરથી ઊઠી ગયા. હાથ મોં ધોયા બાદ પૂર્વવત ક્રોધે ભરાયેલા સ્વરે જ તેમણે જણાવ્યું: "રહેવા દો! આજે હવે કાંઈ પણ ખાવાપીવાની આશ્યકતા નથી." એમ કહી એ પોતાના સુવાના ઓરડામાં ચાલ્યા ગયા અને બારણું અંદરથી બંધ કરી સૂઈ ગયા.

તે દિવસે કોઈ પણ વિદ્યાર્થી ખાવા ન પામ્યો. આદ્યાપ્રસાદનો બધા પર દાબ પડતો હતો. આવું પરિણામ આવેલું જોઈ દેવનાથ ખૂબ જ ઝંખવાણો પડી ગયો, તેમ જ તેને ક્ષોભ પણ ખૂબ થયો. તેણે રસોડું સાફ કરી, વાસણો માંજી નાખી, પુનઃ રસોઈ બનાવવાનો પ્રારંભ કર્યો. બીજી બાજુ તેના વિષાદપૂર્ણ મુખ પ્રતિ એક વાર તાકી રહી આદ્યાપ્રસાદે દાંભિકતાપૂર્ણ સ્વરે કહ્યું: "નીકળ્યા'તા મારી સામે ટક્કર ઝીલવા! અરે, એક ફૂંકમાં જ ઊડાડી મૂકીશ!"

દેવનાથ પરાન માછીમારનો આપેલો ઉપહાર ગ્રહણ કરવાનું સાહસ ફરીથી કરી ન શક્યો. તેને બધી વાત સમજાવીને જાહેર કરવી પડી હતી. પરાન મૂર્ખ તો હતો જ. તે આ સાભળી ખૂબ ક્રોધે ભરાયો અને કહેવા લાગ્યો: "શુદ્રોના પરિશ્રમના બળ પર જ બ્રાહ્મણોનો નિર્વાહ થાય છે, મહારાજ! આ ચોખા, જે તમે રોજ દહાડામાં બબ્બે વખત રાંધીને ખાઓ છો, કયા ગુરૂ મહારાજની પાઠશાળામાં પાકે છે? શુદ્રો જ હળ હાંકીને તે પેદા કરે છે." અને એવું એવું તો કેટલું ય તે આવેશમાં આવીને બોલી ગયો, પરંતુ દેવનાથે તેને માંડ માંડી સમજાવી શાંત પાડીને વિદાય કર્યો.

આજે પરાને જયારે અત્યંત પ્રસન્નભાવે દેવનાથને પ્રણામ કર્યાં, ત્યારે એકાએક તેનાં નેત્ર ભરાઈ આવ્યાં. તે વિચારવા લાગ્યો: "આ તો છે એક મૂર્ખ અજ્ઞાની માછીમાર, તેને શી ખબર પડે કે

જે પદ પર મને મારી ઠોકીને બેસાડવામાં આવ્યો છે, તેને માટે મારામાં કેટલી લાયકાત છે! જે બનાવથી આજ આખા ય મનોહરપુરમાં સનસનાટી ફેલાઈ ગઈ છે, તે સાંભળી તેનું એક રૂંવાડું પણ ફરક્યું નથી. પરંતુ જો એમ ન હોત તો, એક માછીમારને ત્યાં એનો જન્મ શાનો થાત!" એમ વિચાર કરતાં કરતાં દેવનાથના ઓઠના એક ખૂણે લૂખ્ખા હાસ્યની એક લહરી દેખાઈને અદ્રશ્ય થઈ ગઈ. પરંતુ આ વિચારધારાને પરિવર્તિત કરીને તેણે પૂછ્યું: "કેમ રે પરાન, તારે ઘેર સૌ મજામાં તો છે ને! દુલારી શું કરે છે?"

એક આછું સ્મિત કરતાં પરાને જવાબ આપ્યો: "સૌ મજામાં છે, મહારાજ! આપની કૃપાથી બધું સીધું પાર પડે જાય છે. થોડાં આંબળાં અને ટમેટાં એકઠાં થયાં છે, સાંજ સુધીમાં આપી જઈશ. હવે તો આપ ગુરૂમહારાજ બની ગયા! હવે તો તમને કોઈ રૂવાબ નહિ દાખવી શકે!"

આ શબ્દો સાંભળતાં જ દેવનાથનું હૃદય ધડકી ઊઠ્યું. તે કાંઈક દુઃખી ચિત્તે બોલ્યો: "ના ભાઈ પરાન, એક દિવસ ગુરૂ સમક્ષ જે પ્રતિજ્ઞા કરી હતી, તેનો ભંગ નથી કરી શકતો. તું માઠું ન લગાડીશ, ભાઈ!

પરાનનું મોં પડી ગયું. તે ફિક્કે સ્વરે બોલ્યો: "માઠું શું કરવા લગાડું, મહારાજ! અમે તો રહ્યા મૂર્ખ માણસ! જે કામ કરવાથી તમારા ધર્મને હાનિ પહોંચતી હોય, તેવું કામ કરવાનું હું તમને શા માટે કહું!"

માછલીઓ સરખી કરતાં કરતાં પોતાના મુખ પર ફેલાયેલી વેદનાની રેખાઓને દેવનાથથી છુપાવી રાખવાના વિચારે તે બોલ્યો: "આજે તો માછલીઓ ઘણી થોડી મળી છે, મહારાજ! લાગે છે કે આજે મહેનત જેટલાં પણ નાણાં નહિ ઉપજે!"

દેવનાથ ત્યાં વધુ વાર ન રોકાઈ શક્યો, તે ત્યાંથી આગળ ચાલી નીકળ્યો. એટલા વિસ્તારમાં નદીના તટ પર કોઈ મકાન નહોતું. જ્યાં સુધી નજર પહોંચતી, ત્યાં સુધી મલમલની પથરાયેલી લીલીછમ ભૂમિ પર ખેતરો હિલોળાં લેતાં માલુમ પડતાં હતાં. ખેતરોને કિનારેકિનારે ક્યાંક ક્યાંક મોટમોટાં ઘનવૃક્ષો આવેલાં હતાં. ક્યાંક ક્યાંક પ્રકૃતિદેવીએ લતા અને ગુલ્મનાં સુંદર કુંજવનો બનાવી દીધાં હતાં. અને એવા પેલા દૂર ફેલાયેલા મેદાનની સામે પાર ખેડૂતોનું એક નાનુંશું ગામડું હતું ત્યાંનાં નાનાં ઝૂંપડાં નિર્મળ તડકામાં સ્નાન કરતાં હોય તેવાં ખૂબ જ સુંદર ભાસતાં હતાં. એક સ્થળે વડનું એક મોટું તોતીંગ જૂનું વૃક્ષ જટા ખોલી તેને ચારે તરફ ફેલાવી તપસ્યાનિરત યોગીની જેમ અનંત પ્રતિ દ્રષ્ટિ કરી ઊભેલું હતું. જાતજાતનાં પક્ષીઓ તેની ડાળો પર નિવાસ કરતાં હતાં. એ પક્ષીઓનો આનંદ કલરવ જોઈ એવું ભાસતું કે જાણે અહીં કોઈ સુખી કુટુંબ વસે છે અને તેમાં રહેનારાં પ્રાણીઓમાં અંદરઅંદર એક બીજા પ્રત્યે કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ નથી.

દેવનાથ ફરતો ફરતો એ વડના ઝાડ પાસે જઈ ઊભો રહ્યો અને ચારે તરફ દ્રષ્ટિપાત કરી તેણે એક નિશ્વાસ મૂક્યો. મંદિરનું દ્રશ્ય તેના હૃદયમાથી ભૂલાતું નહોતું. તેના વ્યાકુળ હૃદયમાં વારંવાર એ જ પ્રશ્ન ઉપસ્થિત થતો હતો કે, 'દેવના નામ પર ઐશ્વર્યનું આવું પ્રદર્શન શા માટે કરવામાં આવતું હશે? આથી શું દેવ પ્રસન્ન થતા હશે?'

મંદિરમાં ઈંદ્રપુરીશી જે શોભા દેવનાથે જોઈ હતી, તેની સાથે જ જનતામાં ક્ષુધાની જ્વાળાથી તડપતાં કિસાનોનાં ઝૂંપડાંનું દ્રશ્ય હૃદયરૂપી દર્પણ પર તરી આવ્યું અને એ બન્નેનું તે તુલનાત્મક દ્રષ્ટિએ અવલોકન કરવા લાગ્યો. ક્યાં પેલું રાજા જેવું ઐશ્વર્ય અને ક્યાં આ દરિદ્રતાનું ઉત્પીડન! રાક્ષસીનું રૂપ ધારણ કરી દરિદ્રતા

અહીં કેટલાં ય માનવસંતોનાનાં વક્ષનું શોણિત ચૂસીને ચૂસીને પાન કરી રહી હતી! તો શું અહીં દેવ નહોતા? હાય નાથ! તમે શું માત્ર મંદિરના જ ઇશ્વર છો? વિશ્વના ઇશ્વર નથી?

દિવસ ચડતો હતો. વૃક્ષોનાં પાંદડાંઓમાં ક્યાંક ક્યાંક જ્યાં ઝાકળ પડેલું હતું, ત્યાં શરદઋતુના પ્રથમ દિવસના પ્રભાતનો તડકો ચંદ્રકાન્તમણી સમાન ચમકતો હતો. ખેડૂતો સવારનો નાસ્તો કરી પાણી પીવા નદી તટે આવ્યા હતા. એમાંથી કેટલાકે સાષ્ટાંગ પ્રણામ કરીને, તો કોઈકે ભૂમિ પર કેવળ મસ્તક મૂકીને કહ્યું: "પ્રણામ કરીએ છીએ, પૂજારીજી મહારાજ!" એટલું કહી એ સૌ ત્યાંથી ચાલ્યા ગયા. માત્ર એક માણસ દેવનાથની નજીક આવીને તેને કહેવા લાગ્યો: "તમને પૂજારીની જગા મળી છે, તેથી આદ્યામહારાજ બહુ નાખુશ થયા છે. એ તો કહે છે કે જોઉં છું કે ક્યાં સુધી આ મારા હકનું ધન ખાય છે! એને જો હું અપમાનિત કરીને અહીંથી કઢાવું નહિ, તો મારૂં નામ આદ્યાપ્રસાદ નહિ" અંતે એ માણસ કહેવા લાગ્યો: "આ બધી વાતો સાથે અમારે શું મતલબ, મહારાજ! આદાનો વેપારી વહાણની ખબરઅંતર રાખીને શું કરશે? પરંતુ આ તો મારે કાને વાત આવી હતી, એટલે તમને જણાવી દીધી. માટે જરા સમજી વિચારીને રહેજો. એ માણસ મહાઉપદ્રવી છે! એને માટે કશું જ ખરાબ નથી!"

આ વાત સાંભળી દેવનાથે જરાક વિષાદપૂર્ણ સ્મિત કર્યું. આદ્યાપ્રસાદના મનમાં જે ઇર્ષ્યા ઉત્પન્ન થઈ હતી, તેથી ક્રોધમાં આવી તે બેચાર ચિનગારીઓ આમતેમ ફેંકશે, એ વાતથી દેવનાથ પહેલેથી જ માહિતગાર હતો. એમાં એને વિસ્મય પામવા જેવી કોઈ વાત નહોતી. પરંતુ એ પારકાઓ સમક્ષ આ પ્રકારની ધૂળ ઉડાડીને પોતાનું જે પતન કરી રહ્યો હતો, તે જોઈ દેવનાથ મનમાં ને મનમાં જ તેના વતી કાંઈક લજ્જા અનુભવી રહ્યો.

: ૪ :

**ભગવાન** રામચંદ્રને ત્યાં યજ્ઞમાં જે પાંચ બ્રાહ્મણોની પૂજા થઈ હતી, મનોહરપુરનો જમીનદાર પરિવાર એમાંના જ એક બ્રાહ્મણની શાખા હતો. પ્રતાપગઢમાં ચંદ્રવંશનું રાજ્ય સ્થાપિત થઈ ગયા બાદ ત્યાંના રાજા પાસેથી મનોહરપુર તથા આસપાસનાં બેએક બીજાં ગામ એમને જાગીરરૂપે મળ્યાં હતાં અને ત્યારથી જ તેમનું આધિપત્ય એ પ્રદેશ પર ચાલ્યું આવતું હતું. આ પરિવારની એક ખાસ મહત્વની વિશેષતા એ હતી કે એ વૈષ્ણવ ધર્મનું ચુસ્ત અનુયાયી હતું અને રામાનુજ સંપ્રદાયવાળાઓનો એક મહાન ગઢ અયોધ્યાની નજીક આવેલો હોવા છતાં એ સીતારામનું ઉપાસક ન હોઈ, રાધાકૃષ્ણનું જ ઉપાસક હતું.

આચારવિચારની બાબતમાં આ કુટુંબનાં માણસો એટલાં રૂઢીચૂસ્ત હતાં કે નાનાંનાનાં બાળકો પણ નિર્દિષ્ટ નિયમોનું પાલન કરવામાં ક્યારેક અણુમાત્ર પણ અસાવધાની દાખવતાં નહોતાં. આ પ્રકારે દાનધર્મ, કુળમર્યાદા તથા સદાચાર આદિ સર્વે દ્રષ્ટિબિંદુઓથી મનોહરપુરના જમીનદાર કુટુંબે સમાજના શીર્ષસ્થાને પોતાનું આસન જમાવેલું હતું.

વર્તમાન જમીનદારના પિતા પંડિત ગોકુળનાથજી આ વંશના સૌથી અધિક ભક્તિમાન પુરુષ હતા. સઈ નદીના તટ પર આ જે સુવિશાળ મંદિર હતું, તે એ જ ગોકુળનાથજીની કીર્તિના કળશરૂપ હતું. તેમણે જ એક દાનપત્ર દ્વારા પોતાની આવડી ભારે સંપત્તિ દેવતાના ચરણોમાં ધરી દીધી હતી. પરંતુ આ આવડા ભારે ત્યાગમાં આધ્યાત્મિકતાની જેટલું પ્રમાણ હતું, તેટલા જ પ્રમાણમાં આધિભૌતિક પ્રેરણા પણ હતી. વાત એમ હતી કે ગોકળનાથજીના જીવનનો ઘણો મોટો ભાગ વ્યતીત થઈ જવા છતાં પણ તે જ્યારે પૌત્રનું મોં જોવાની આશામાં નિરાશ થઈ ગયા, ત્યારે તેમણે આ મંદિર બંધાવવાનો તથા પોતાની સમગ્ર સંપત્તિ પરમાર્થમાં ઉત્સર્ગ કરવાનો નિર્ણય કર્યો. એવામાં તેમની પુત્રવધૂ લલિતાદેવીએ ફૂલની કળી જેવી એક કન્યાને જન્મ આપ્યો. આ સંતાનહીન ઘરમાં એ કન્યાનાં લાલન-પાલનની કશી સીમા ન રહી. સૂતિકાગારનાં દ્વાર પાસે જઈ ગોકુળનાથજીએ વસ્ત્રોમાં લપેટાયેલી બાલિકાને ધાત્રીના હાથમાંથી લઈ લીધી અને આનંદનાં આંસુ વહાવતા ગદગદ કંઠે એ બોલી ઊઠયા : "રાધારાણી, આટલા દિવસો બાદ તું તારા આ અધમ સાધકને પ્રત્યક્ષ દર્શન દેવા આવી છું, મા !"

આડમાં બેઠેલી કન્યાની માતા હજી નેત્રોનાં જલથી પોતાના દેહને ભીંજવી રહી હતી. શ્રીકૃષ્ણે એની કાતર પ્રાર્થના પ્રતિ આટલા બધા દિવસો પછી ધ્યાન દીધું હતું. આ સંતાન માટે જ તેના હૃદયે આજપર્યંત કેટલો હાહાકાર કર્યો હતો, તેનો અનુભવ કરનારું બીજું કોણ હતું ? લલિતાને દુ:ખી થવાનું એક એ પણ કારણ હતું કે તેનો પતિ કુલીન અને સમૃદ્ધિશાલી હોવા છતાં આ વંધ્યા પત્નીને જ પૂર્ણરૂપે હૃદયથી જોઈ રહ્યો હતો. આત્મીય સ્વજનોએ તેને કેટલોય સમજાવ્યો હતો, પિતા પણ રૂષ્ટ થયા હતા, પરંતુ એ નવીન સૌભાગ્યવતી વધૂ ઘરમાં લાવવા માટે તૈયાર થયો નહોતો. પરંતુ લલિતા પણ પતિના આ આંતરિક પ્રેમથી સુખી થવા

નહોતી પામી, કારણકે એ તો પતિપરાયણા મહિલા હતી. એ ભલા પતિના હાનિલાભ સામે પોતાના હાનિલાભ પ્રતિ ધ્યાન દેવાનું ક્યાંથી ઉચિત માની શકે? તેથી વંશરક્ષા અર્થે ફરીથી લગ્ન કરવા માટે તેણે પોતે પણ કેટલી ય વાર પતિને વિનંતી કરી હતી, પરંતુ એમાં એ એમને સહમત કરી શકી નહોતી, પરિણામે સુખની અધિકતાને કારણે અતીતકાલનું સમગ્ર દુઃખ વેગપૂર્વક ઊભરાઈ આવ્યું હતું. માતાએ આ કન્યા સંતાનને સ્નેહપૂર્વક છાતી સરસું દબાવ્યું અને તેના મુખ પર એક ચુંબન લઈ લીધું.

અન્નપ્રાશનને દિવસે કન્યાનું નામ રાખવામાં આવ્યું પ્રભા! પરંતુ તેનું આ નામ કેવળ શોભા માટે જ, ખાસ કરીને અવસરો પર ઉપયોગમાં લેવા માટે જ, સુરક્ષિત રહ્યું, બાકી તો બધે જ દાદાએ પાડેલું 'રાધારાણી'નું નામ જ સૌને મોંએ ચડી ગયું હતું. કન્યાના પિતા આધુનિક કેળવણી પામેલા હતા, એમને 'પ્રભા' જેવા કવિત્વમય નામ સામે યુગયુગાંતરથી ચાલ્યું આવતું 'રાધારાણી' નામ ફિક્કું માલુમ પડતું હતું. પરંતુ તેનું આ નામ એટલું તો પ્રચલિત થઈ ગયું હતું કે એમને પણ આ 'પ્રભા' નામને હિરામોતીની જેમ જ સુરક્ષિત રાખી મૂકવું પડયું હતું.

પંડિત ગોકુળનાથજી રાતદિવસ શ્રીકૃષ્ણની ભક્તિમાં જ લીન રહ્યા કરતા. તેમના નાટયમંદિરમાં સમય સમય પર કૃષ્ણલીલા સંબંધી જાતજાતના ઉત્સવો થયા કરતા. સાંજના રોજ ભજન અને હરિકિર્તન થતાં. ત્યાં બેઠા બેઠા એ પ્રેમમાં વિહ્વળ બની જતા, પાછલી રાતના વહેલા એ શય્યાત્યાગ કરી નિત્યક્રિયામાં પ્રવૃત્ત થઈ જતા અને પૂજાપાઠ તથા જપ આદિમાંથી નિવૃત્ત થયા બાદ મોંમાં પાણી નાખતા. બપોરના વખતે ઘણીવાર પંડિતોની મિજલસ જામતી અને એ પોતાના ઓરડામાં કે જ્યાં ખૂબ સાફસુથરી જાજમ બિછાવેલી રહેતી, ત્યાં એક કામળ પર બેસી શાસ્ત્રાર્થ સાંભળતા.

પરંતુ વૈષ્ણવ ધર્મની વિરૂદ્ધ તેમને એક તલમાત્ર પણ કોઈ હલાવી શકતું નહિ. સૌથી અધિક રોષ થતો એમને વેદાંતીઓની વાતો પર. વાત એમ હતી કે આત્મા અને પરમાત્મા વચ્ચેની કોઈ ભિન્નતાનો વેદાંતીઓ સ્વીકાર કરતા નહોતા પરિણામે ગોકુળનાથજીનો એવો દ્રઢ વિશ્વાસ થઈ ગયો હતો કે વેદાંતશાસ્ત્ર પ્રતિ શ્રદ્ધા પ્રકટ કરવી એટલે કે ઈશ્વરની અવજ્ઞા કરવી; જીવ અને બ્રહ્મમાં એકત્વનું આરોપણ કરવાથી પાપના ભાગી થવું પડે છે. એને લીધે એ વેદાંતિઓથી પ્રાયઃ વાતો પણ કરવાથી દૂર રહેતા. એ કહેતા કે વેદાંતી લોકો વાસ્તવમાં નાસ્તિક હોય છે, પરંતુ એ લોકો તો ધાર્મિક બનવાનો દાવો કરે છે, એટલે એ તો વધુ ભયંકર કહેવાય, માટે એમનો સંગ તો વિષવત્ પરિત્યાજ્ય હોવો જોઈએ.

નિરંતર કોઈને કોઈ કામમાં નિમગ્ન રહેનારા ગોકુળનાથજીના હૃદયમાં જેટલું સ્થાન હતું તે સર્વ પર તેમની આ પૌત્રી રાધારાણીએ પોતાનો કબજો કરી લીધો હતો. પરિણામે આટલા દિવસો પર્યંતનો તેમનો જે નિશ્ચિત કાર્યક્રમ હતો, તેમાં હવે ભંગ પડ્યો હતો. રાધારાણી એક વર્ષની થઈ નહિ કે ગોકુળનાથજીના ભજન-પૂજનના સમયમાં ક્રમશઃ કમી થવા લાગી અને એમના મોટા ભાગનો સમય પૌત્રી સાથે રમવ કૂદવામાં વ્યતિત થવા લાગ્યો. તે ગોમુખીમાં હાથ નાખી ધ્યાનમગ્ન બનતા કે એવામાં રાધારાણી પગલીઓ માંડતી આવીને બૂમ પાડતી : 'દાદા!' ગોકુળનાથજીના મનમાં આથી કાંઈક ઉદ્વેગ તો થઈ આવતો, પરંતુ તેને તે મનમાં જ સમાવી રાખતા અને સ્નેહપૂર્વક ઊંચકીને તેને ખોળામાં બેસાડી લેતા.

ધીમે ધીમે રાધારાણીને નવ વર્ષ પૂરાં થઈ દસમું વર્ષ શરૂ થયું. હવે તેનું કોઈ સુપાત્રને દાન કરી ગોકુળનાથજી અક્ષય સ્વર્ગની કામનાથી વર શોધવા ઠેર ઠેર માણસો મોકલવા લાગ્યા. પરંતુ તેમના પુત્ર દ્વારકાનાથ આધુનિક યુગના માણસ હતા અને તે આવડી નાની

વયમાં પુત્રીનું ભાગ્ય કોઈ યુવક સાથે જોડી દેવા તૈયાર નહોતા. એને લઈને પિતા પુત્ર વચ્ચે કાંઈક ઊંચાં મન થવાનો પ્રસંગ સુદ્ધ આવી ગયો હતો.

ગોકુળનાથજીના સગામાં એક મદનમોહન નામનો યુવક હતો સૌથી પ્રથમ તો તેમણે તેની સાથે રાધારાણીનાં લગ્ન કરી નાખવાને વિચાર કર્યો. પરંતુ તેમાં દ્વારકાનાથે વાંધો લીધો. તેમણે કહ્યું "આટલી નાની વયમાં તે એવાં કેટલાંક દુર્વ્યસનોનો ભોગ થઈ પડેલ છે, કે જેને લઈને મને તેનું ભવિષ્ય સારૂં નથી ભાસતું." પિતાએ પુત્રનો આ વાંધો કબૂલ રાખ્યો. પરંતુ ત્યારબાદ તરત જ તેમને એક બીજા કુલીન વરનો પત્તો લાગ્યો અને તેમણે દ્વારકાનાથને બોલાવીને કહ્યું કે, 'આ બહુ જ ઉત્તમ વર છે, તેથી શુભ કાર્ય બહુ જલદીથી પતાવી લેવું જોઈએ.' પરંતુ આ વખતે દ્વારકાનાથે સ્પષ્ટ કહી દીધું કે 'આટલી નાની વયમાં હું પ્રભાને એવી વ્યક્તિના ગળે બાંધી દેવા તૈયાર નથી કે જે આ પહેલાં એક બીજી બાલિકાનું પણ પાણીગ્રહણ કરી ચૂકયો છે. એને લઈને પ્રભાનું જીવન સંકટમય બનવાને સંભવ છે. આપણી વિશાળ સમૃદ્ધિ, તે વ્યક્તિ સદાય પ્રભા તરફ આકર્ષિત રહ્યા કરે, તેટલી શક્તિ જરૂર ધરાવે છે, પરંતુ તેમ કરવાથી એક બીજી બાલિકાનું જીવન તો સદાય દુઃખી બની જાય છે. આવા સંજોગોમાં હું મારી પ્રભાનાં લગ્ન કોઈ અવિવાહિત વર સાથે જ કરીશ, નહિ તો તે આજન્મ કુંવારી રહે તેની મને પણ ચિંતા નથી.'

દ્વારકાનાથની આ વાત સાંભળીને ગોકુળનાથને ખૂબ દુઃખ થયું. તેમણે મનમાં એવો નિશ્ચય કર્યો કે પ્રભાના પ્રતિ પોતાના અંતરમાં જે મમતાના ભાવ છે, તે દૂર કરી ઉદાસીન ભાવે જ હવે પોતાનું શેષ જીવન પૂર્ણ કરવું. પરંતુ સુરસાગર યા સુશુક્રોક્તિ સુધા-સાગર લઈને જ્યાં પ્રભા તેમની પાસે પહોંચી અને એમાંથી તેમને પ્રશ્નો પૂછવા લાગી, ત્યારે એમની ઉદાસીનતાને નાસી જવા સિવાય

બીજો કોઈ માર્ગ રહ્યો નહિ. તેમણે વિચાર કર્યો: "ચાલો, જે થાય છે તે ઠીક જ થાય છે, તેનો પિતા જ તેને માટે કોઈ સારો વર શોધી કાઢી તેનાં લગ્ન કરી નાખશે."

અને આમ પ્રભાએ તેર વર્ષ પૂરાં કરી ચૌદમા વર્ષમાં પણ પ્રવેશ કર્યો, પરંતુ તેના નવમા વર્ષમાં તેના લગ્નને લગતી જે ચર્ચા શરૂ થઈ બંધ થઈ ગઈ હતી, ત્યારથી આજ પર્યંત તેને પુનઃ શરૂ કરવાનો કોઈએ પ્રયાસ જ કર્યો નહોતો. ગોકુળનાથજી પણ પોતાના નિશ્ચય પર અચલ રહેનારા આદમી હતા. જે અધિકાર પુત્રદ્વારા તેમના હાથમાંથી છીનવી લેવાયો હતો, તેને પુનઃ પ્રાપ્ત કરવાની ઇચ્છા એ કોઈ પણ રીતે પ્રકટ કરી શકે તેમ નહોતા. પરિણામે પોતાના મનની વેદના તેમણે મનમાં જ સમાવી રાખી, પુત્ર યા પુત્રવધૂને તેમણે ક્યારે ય એનો આભાસ સરખો પણ આવવા દીધો નહિ. એ લોકોની નજરે તો તેમના મુખપર એક પ્રકારની ઉદાસીનતા જ નિરંતર દેખાયા કરી હતી.

પ્રભાએ ચૌદમા વર્ષમાં પ્રવેશ કર્યો કે પત્નીના આગ્રહથી એક દિવસ એકાએક દ્વારકાનાથના મનમાં થોડીશી ચિંતા ઉત્પન્ન થઈ. તેમને પણ હવે વિચાર આવ્યો કે કન્યાનાં લગ્ન કરી નાખવાં જોઈએ. પરંતુ વર શોધી કાઢવાનું કામ તેમણે જેટલું સહેલું માન્યું હતું, તેટલું જ હવે તેનો સમય આવતાં તે કઠીન થઈ પડ્યું. પોતાને મનગમતો વર એ ક્યાં ય શોધી કાઢી ન શક્યા. કુળમર્યાદાથી જરા નીચે ઉતરી જો એ લગ્ન કરવાનું પસંદ કરે તો તો સારો વર મેળવવામાં કશી મુશ્કેલી નડે તેમ નહોતું, પરંતુ દ્વારકાનાથે પિતાને એ બાબતની પૂર્ણ ખાત્રી આપી હતી કે કન્યાના લગ્નની બાબતમાં પોતે કુળના ગૌરવને જરા પણ હાનિ નહિ પહોંચવા દે. આ બાજુ સમાન કુળમાં કોઈ વર મળતો નહોતો. પરિણામે તેમની ચિંતાનો પાર રહ્યો નહિ. ગોકુળનાથ આ જોઈ મનમાં એક પ્રકારનો સંતોષ

અનુભવવા લાગ્યા કે ભાઈસાહેબે તે સમયે મારી વાત માની નહિ, તેનું ફળ હવે બરાબર ભોગવી રહ્યા છે. પરંતુ સાથે જ રાધારાણીનાં લગ્ન ન થવાથી આજ પર્યંત તે ત્યાં જ રહી હતી, તેનો અસંતોષ પણ તે વ્યક્ત કર્યા વિના રહી શકતા નહોતા.

આ પછી થોડા દિવસોમાં જ ગોકુળનાથજી માંદા પડ્યા અને કેટલાક દિવસ શય્યાવશ રહ્યા બાદ એકાએક પરલોક સીધાવી ગયા. તે સમયે તેમણે જે મૃત્યુપત્ર તૈયાર કર્યું તેમાં રાધારાણીની બાબતમાં એવી વ્યવસ્થા કરવામાં આવી કે ' જો પંદર વર્ષની ઉમ્મર દરમ્યાન તેનાં લગ્ન અમારી કુળમર્યાદાને અનુકૂળ કોઈ ઉત્તમ કુળમાં થઈ શક્યાં તો જ તે તથા તેના ઉત્તરાધિકારી દેવની સેવાપૂજામાંથી બચેલી સંપતિની આવકનો ઉપયોગ કરવાનો અધિકાર ધરાવી શકશે. પરંતુ જો તેમ ન બની શક્યું, માનો કે તેનાં લગ્ન કોઈ હલકા કુળમાં કરવામાં આવ્યાં, તો જે દિવસે રાધારાણી સોળમા વર્ષમાં પ્રવેશ કરશે, તે જ દિવસના પ્રાતઃકાળથી મારી સમગ્ર સંપત્તિનો અધિકારી મારો દૂરનો સગો હોવા છતાં મદનમોહન જ થશે. દ્વારકાનાથને તેમના જીવનપર્યંત માસિક હજાર સોનામહોરો મળ્યા કરશે, પરંતુ વંશપરંપરાના એ ઘર પર તેમનો કોઈ જ અધિકાર નહિ રહે.'

દ્વારકાનાથ દુઃખી ચિત્તે પુત્રીના મુખ તરફ તાકી રહ્યા. તો શું આ માખણની પૂતળી જેવી સોનાની પ્રતિમાને માત્ર કુલીનતા તરફ જ ધ્યાન આપીને કોઈ અયોગ્ય વ્યક્તિના હાથમાં સોંપી દેવી પડશે! પ્રાણ કરતાં પણ અધિક વ્હાલી રાખવા છતાં પિતામહ પૌત્રીના ભવિષ્યને આટલી કઠોર શર્તોથી બાંધી દેવા કેવી રીતે સમર્થ થઈ શક્યા? સ્નેહમાં શું એટલી શક્તિ નથી કે એ સ્નેહપાત્ર કેવળ સુખ-દુઃખને પ્રાધાન્ય આપી બીજી સૌ કોઈ નાનીમોટી સાંસારિક વસ્તુઓને તુચ્છ કરી દે? દ્વારકાનાથની પત્ની લલિતાદેવી આ બધી વાતો સાંભળી કાંઈ ખાસ દુઃખી ન થઈ. તેણે કહ્યું કે પિતાજીએ

કોઈ અનુચિત શર્ત નહોતી મૂકી. પંદર વર્ષની ઉમ્મર દરમ્યાન જો કોઈ ખાનદાન કુળની કન્યાનાં લગ્ન થઈ ન શકયાં, તો લોકનિંદા થયા વિના નથી રહેતી, માટે તે દરમ્યાન પ્રભાનાં લગ્ન તો કરી જ નાખવાં પડશે.

જરા તપી ગયેલા સ્વરે દ્વારકાનાથ બોલ્યા : "લ્યો, પોતે બોલ્યાં એટલે જાણે બધું થઈ ગયું ! પરંતુ માન કે આ અવધિની અંદર કોઈ સારો યોગ્ય વર ન મળી શક્યો, તો અંતે જઈને શું પેલા ચરિત્રહીન મદનમોહનના હાથમાં જ મારે મારી વ્હાલી પ્રભાને સોંપી દેવી પડશે ? પિતાજીને મદનમોહન પ્રતિ કોણ જાણે શાથી આટલો બધો 'મોહ' હતો કે અંતિમ ઉત્તરાધિકારી પણ એને જ નીમી ગયા !" પરંતુ ગૃહિણીએ પતિને આશ્વાસન દેતાં કહ્યું કે બે વર્ષની અંદર તો આપણી રાધારાણી માટે યોગ્ય વર જરૂર મળી આવશે. તેનું અમંગળ થઈ જ ન શકે, એટલો તમે વિશ્વાસ રાખજો.'

અને એ બે વર્ષ પણ વીતી ગયાં, પરંતુ માતાપિતાએ પુષ્કળ જહેમત લેવા છતાં ય એ સાતસો ને વિસ દીવસમાં એવો વર મળી ન શક્યો કે જે પ્રભાને માટે યોગ્ય હોય !

અંતે આર્થિક અવસ્થા તથા વિશ્વવિદ્યાલયની ઉપાધિઓ આદિના મોહનો પરિત્યાગ કરીને કેવળ કુલીનતા તથા પ્રાચીન આદર્શો પર ધ્યાન રાખતાં તેમને એક દરિદ્ર કુળના અશિક્ષિત બાળક પર જ દ્રષ્ટિ નાખવી પડી, પરંતુ તેમનું મન કોઈ પણ પ્રકારે વિદ્રોહ કર્યા વિના રહી શક્યું નહિ. તે રહી રહીને બોલી ઊઠતું : "આ આવી સુંદર મોતીની માળા ભલા એક વાંદરાને ગળે કેમ પહેરાવાય ? શાસ્ત્રકારોએ પણ એવો જ આદેશ કરેલો છે કે કન્યા વિદ્વાન વરને દેવી જોઈએ." પરંતુ એકાએક એક દિવસ અનન્ત ધામની યાત્રા કરીને એ નિર્ધન કુળના બાળક દ્વારકાનાથના આ મનોમંથનનો આપોઆપ જ અંત આણી દીધો !

દ્વારકાનાથ તથા લલિતાદેવીના હૃદયમાં પ્રભાનાં લગ્નની બાબતમાં આટલી બધી ચિંતા થયા કરતી હતી, પરંતુ સ્વયં પ્રભાનું હૃદય તો પૂર્ણરૂપે નિર્વિકાર હતું. સ્નેહમય પિતામહના આશ્રયમાં પુલકિત થઈને તેનું જીવન તો દેવનાં ચરણોમાં એકરૂપ થઈ ગયું હતું. પરિણામે તેના હૃદયરૂપી પારિજાતના સૌરભથી ચારે દિશાઓ આમોદિત હતી. તેના કુસુમ સમાન કોમળ હૃદયને ભય, ચિંતા તથા અશાંતિનો સ્પર્શ સુદ્ધાં નહોતો થતો. પિતામહ ગોકુળનાથની મનોવૃત્તિઓ તથા આચરણના આ બાલિકા પર એટલા તો દૃઢ સંસ્કાર પડયા હતા કે તેમના કરતાં પણ પ્રભામાં અધિક નિષ્ઠા આવરિત થઈ હતી. ઘણી જ નાની અવસ્થાથી તેને દેવની સેવાપૂજાનું વ્યસન લાગ્યું હતું, એક રીતે કહીએ તો દેવ પ્રતિની ભક્તિ તેના હાડમાંસમાં એકરૂપ થઈ ગઈ હતી. એટલે સુધી કે તે રમતગમતમાં પણ ક્યારે ય વહુ બની નહોતી. તેની રમતો પણ દેવની સેવાપૂજાને લગતી જ હોતી. વસ્તુતઃ દેવની સેવાપૂજામાં જ તેના હૃદયને સુખ મળતું. શૈશવ વટાવી પ્રભાએ કિશોરાવસ્થામાં પ્રવેશ કર્યો અને તેનું કુમારીજીવન પહેલાં કરતાં પણ વધુ સંયમ, વધુ સાત્વિકતાથી ઝળકી ઉઠયું. તેનું એ જીવન આ પરિવારમાં જાણે દેવના પુણ્ય આશિર્વાદના રૂપમાં આવિર્ભુત થયું હતું. દ્વારકાનાથ ઘણીવાર ગંભીર સ્વરૂપે વિચાર કરતા કે 'જો આને અમે સદા ય આ જ સ્વરૂપે રાખી શકીએ તો કેટલું સારૂં ! બાળક જેવું એનું સરળ અને પ્રસન્ન ચિત્ત હતું, શરદ ઋતુના નિર્મળ ચંદ્ર સમાન હાસ્યભરપૂર તેનું મુખ હતું.'

: ૫ :

નવા પૂજારીએ જે દિવસે આવીને પૂજાનું આસન ગ્રહણ કર્યું, તે દિવસે ખૂબ જ વાર સ્થિર દૃષ્ટિએ તેની તરફ તાકી રહેવા બાદ રાધારાણીએ તેની બાબતમાં એવો નિર્ણય બાંધ્યો કે એ હજી બહુ નાની વયનો છે અને પૂજારીનું કામ કરવાને યોગ્ય નથી. પછી પૂજા કરીને એના ચાલ્યા જવા બાદ નૈવેદ્ય, ધૂપદાન તથા દીપદાન આદિ પૂજાના સ્થાનેથી દૂર મૂકી દઈ, રાધારાણી પણ ત્યાંથી ઊઠી ગઈ. તેનું હૃદય તે સમયે અસંતોષથી ભરેલું હતું.

મંદિરમાંથી નીકળી રાધારાણી બગીચામાં ગઈ અને ટહેલતાં ટહેલતાં તે અશાંત ભાવે વિચાર કરવા લાગી : "પણ આમ બન્યું શાથી ? શું માનવી દેવની પણ મશ્કરી કરી શકે છે ? મારા પિતામહ, જે મંદિરની સેવાપૂજાની સુવ્યવસ્થા કરવી એને જ પોતાના જીવનનું એકમાત્ર ધ્યેય ગણતા હતા, તે આજે એક એવા પ્રકારની ઉપેક્ષાનો વિષય બની ગયો છે, કે એક ગમે તેવા છોકરાને લાવીને પૂજારી બનાવી દેવામાં આવ્યો છે. શું આખી દુનિયા શોધવા છતાં બીજો કોઈ યોગ્ય માણસ જ તેમને ન મળ્યો !"

લલિતાદેવી રેશમી સાડી પહેરી કપાળે તીલક કરી, હાથમાં તુલસીની માળા લઈ દાસીને શાક સમારવાનું બતાવતી હતી, એટલામાં રાધાગણી ત્યાં આવી તેની નજદીક બેઠી. દાસી શેઠાણીનો આદેશ સાંભળી 'વારૂ, હું એ પ્રમાણે શાક બનાવીશ, બાઈસાહેબ!' કહી પ્રભા તરફ જોતાં તે બોલી: "કેમ બેટા, શું છે? તારો ચહેરો આજ આમ કેમ ઉદાસ જણાય છે?" દાસીના આ શબ્દો સાંભળી પુત્રી પ્રતિ દૃષ્ટિ કરતાં, લલિતાદેવીએ તરત જ જાણી લીધું કે પુત્રીની ઉદાસીનતાનું કારણ શું હોવું જોઈએ. પરંતુ પોતાની ધારણાને મનમાં જ સમાવી રાખીને તેણે કાંઇક તિરસ્કારભર્યા સ્વરે દાસીને સંબોધીને કહ્યું: "તમને બધાંને આ જ પ્રમાણે વાતો કરવાની ટેવ પડી છે. પ્રભાનો ચહેરો ક્યાં ઊતરેલો છે? નવો પૂજારી કેવો છે, પ્રભા?"

મોં ચઢાવી જરા ચડભડાટ સાથે પ્રભાએ જવાબ આપ્યો: "પૂજારી નથી, એ તો પત્થર છે!" એટલું કહી તે જોડના ઓરડામાં ચાલી ગઈ. જતાં જતાં તે બોલી: "આવડો નાનોશો છોકરો તે ભલા પૂજારીનું કામ કરી શકતો હશે?"

આશ્ચર્ય પ્રકટ કરતી લલિતાદેવી કહેવા લાગી: "ઓ મા! એમ વાત છે? શું બહુ નાની વયનો છે એ? તારી ધારણા મુજબ એ કેટલા વર્ષનો હશે?"

પ્રભાએ કાંઈક ચિડાઈને કહ્યું: "હું શું એની જન્મોત્રી જોવા ગઈ હતી કે તે કેટલા વર્ષનો છે તેની મને ખબર પડે? પરંતુ વધુમાં વધુ વીસ વર્ષથી એ મોટો નહિ હોય." એ પછી લલિતાદેવી કશું ન બોલી. તે જરા ચકિત ભાવે પુત્રી પ્રતિ જોઈ રહી.

સાંજે આરતીનો સમય થયો. સુવર્ણના દીપદાનમાં એક સાથે કેટલાય દીવા પ્રગટ કરવામાં આવ્યા. એ દીવાઓનો શુભ

પ્રકાશ સુવર્ણના પીળાપણામાં મિશ્રિત થઈ સંગેમરમરની સ્વચ્છ ફરશ પર ફેલાઈ તેને રેશમના ટુકડા સમાન દેદીપ્યમાન કરી રહ્યો હતો. દેવના શૃંગાર અર્થે જે બહુમૂલ્ય રત્નોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, તે રત્નો આ પ્રકાશ સાથે અફળાઈને ઝગમગતા નક્ષત્ર-મંડળના જેવી ઉજ્જવળ પ્રભા વિકીર્ણ કરી રહ્યાં હતાં. શંખ, ઘડિયાળ તથા ઝાંઝ, કરતાલ અને મૃદંગ આદિનો ધ્વનિ 'રાધેશ્યામ, જય રાધેશ્યામ'ના અવાજને ઢાંકી દઈને આકાશમંડળમાં ગૂંજવા લાગ્યો. પ્રભા સદાની જેમ દેવ સમીપ નિશ્ચલભાવે બેસી પોતાના કોમળ હાથ વડે સુવર્ણનો ચમર હલાવી રહી હતી. ક્યારેક જમણી બાજુ અને ક્યારેક ડાબી બાજુ ફરતા તેના હાથ પ્રતિ થોડીક વાર જોઈ રહ્યા બાદ દેવનાથે હાથમાં પંચપ્રદિપ લીધો અને તે આરતી ઉતારવા લાગ્યો, પરંતુ તેની દષ્ટિમાં એક પ્રકારનો વિસ્મયનો ભાવ હતો. આટલા અધિક પ્રકાશમાં પણ પ્રભાના હાથ પ્રતિ તાકી રહેવા છતાં દેવનાથને એમ જ લાગ્યું હતું કે કદાચ સંગેમરમરમાંથી જ આ કૃત્રિમ હાથ બનાવવામાં તો નહિ આવ્યો હોય?

આરતીના સમયે પણ દેવનાથના કામથી પ્રભાના ચિત્તને પૂરો સંતોષ ન મળ્યો. તેણે મનમાં જ નિર્ણય બાંધી લીધો કે આ જાતના બીનઅનુભવી માણસ દ્વારા સેવાપૂજાના જેવું મહત્ત્વના કાર્યનું સંચાલન કોઈ પણ પ્રકારે સંભવ નથી. પરિણામે આરતી સમાપ્ત થતાં જ ઘરમાં જઈ તેણે પિતાને કહ્યું : "નવા પૂજારીને ક્યારે રજા આપશો, પિતાજી?"

દ્વારકાનાથ પત્ની દ્વારા પહેલાં જ સાંભળી ચૂકયા હતા કે પ્રભાને નવા પૂજારીના કામથી સંતોષ નહોતો. તેમને પોતાને પણ એમ લાગતું હતું કે દેવનાથની ઉમ્મર હજી એટલી પુખ્ત નહોતી કે તેને પૂજારીના પદ પર બેસાડી શકાય. અને પહેલેથી થઈ ચૂકેલી

વ્યવસ્થાના કારણે જ તેને પોતાની ઇચ્છા વિરૂદ્ધ પણ એ પદ પર પ્રતિષ્ઠિત કરવા માટે બાધ્ય થયા હતા. પરંતુ મનના આ ભાવને દબાવીને તેમણે આડીઅવળી વાતો દ્વારા જ પુત્રીને શાંત પાડવાનો પ્રયાસ કર્યો.

પરંતુ પ્રભા કાંઈ જેવીતેવી કન્યા નહોતી કે જે આમ ભોળવાઈ જાય. દ્વારકાનાથ જેમજેમ પૂજારીની વકીલાત કરતા જતા હતા, તેમ તેમ પૂજારી પ્રતિનો પ્રભાનો વિરક્તિ ભાવ પણ વધતો જતો હતો. અંતે આવેશમાં આવી જતાં તેના લાલ લાલ અને પાતળા પાતળા હોઠ કંપવા લાગ્યા. પુત્રીને આ પ્રકારે અશાંત બનતી જોઈને દ્વારકાનાથે મનમાં ને મનમાં જ અપાર વેદના અનુભવી. દેવનાથ પ્રતિ તેમને કાંઈ એટલી બધી સહાનુભૂતિ તો નહોતી જ કે તેને ખાતર તે પોતાના સમગ્ર સુખના એક માત્ર આધારરૂપ પ્રભાના ચિત્તને કોઈ પણ પ્રકારનો આઘાત થવા દઈ શકે; પરંતુ પિતા દ્વારા થયેલી વ્યવસ્થાના કારણે તે દેવનાથને પદચ્યુત કરવાને પણ અશક્તિમાન હતા. એટલે છેવટે નાઈલાજે તેમને પ્રભાને સારી ય પરિસ્થિતિથી વાકેફ કરવી પડી. તેમણે કહ્યું : "તેણે હજી એક નવા કામનો પ્રારંભ કર્યો છે, એટલે એ બરાબર નથી કરી શકતો. તારે તો ઊલટું તેને બધું શીખવાડવું જોઈએ. તું તો બહુ ડાહી છું બેટા, આટલી નાની વયમાં પણ તેં તો ઘણી ય વૃદ્ધાઓ કરતાં પણ વધુ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. તારા જેવી બુદ્ધિમતીને આ પ્રકારે અશાંત થવું શોભા નથી દેતું, બેટા ?"

પિતાનાં આવાં સ્નેહ તથા પ્રશંસાપૂર્ણ વાક્યો સાંભળી પ્રભા લજવાઈ ગઈ. તેણે કાંઈક લજ્જિત થઈ જતાં કહ્યું : "પિતાજી, તમે ય ઠીક કહો છો ! મને ક્યાં બધું ય આવડે છે, તે હું તેને શીખવી દઉં ?"

એટલું કહી પ્રભા ઊઠીને ત્યાંથી ચાલી ગઈ, પરંતુ આ શિક્ષકનું

પદ પામીને તે મનમાં ને મનમાં જ મલકાઈ. આ વાતથી પિતા પણ અજાણ નહોતા રહ્યા કારણ કે, તેના ઓઠ પર એક સ્મિતની આછી રેખા ફરકી ગઈ હતી. પ્રભાનું એ સ્મિત ઊઘડતા ગુલાબની કળી સમાન જ સૌરભપૂર્ણ હતું.

પુત્રી તરફ દૃષ્ટિ જતાં જ દ્વારકાનાથનું હૃદય વ્યાકુળ થઈ ઊઠતું. તેમને તરત જ વિચાર થતો કે હાય, આટલાં લાડ તથા આદર સાથે ઉછેરેલી કન્યાને કોક દહાડો કોણ જાણે કેવી ય અયોગ્ય વ્યક્તિના હાથમાં સોંપી દેવી પડશે ! માનવીનું કિસ્મત કેટલું પ્રબળ હોય છે ! કરોડપતિની સમસ્ત ધનશક્તિ પણ તેમાં બિંદુ જેટલો ફેરફાર કરવાને પણ શક્તિમાન થતી નથી, નહિ તો આવી વિશુદ્ધ હૃદય ધરાવતી એક કાચી કુમળીશી બાલિકા માટે તેના પિતામહ આવડા ભારે અને કઠોર દંડનું વિધાન શા માટે કરી જાત ! આ વાત મનમાં આવતાં જ ત્યાંથી ચાલી જતી પ્રભાની દિવ્યમૂર્તિ પ્રતિ તેમણે એક વાર દૃષ્ટિપાત કર્યો અને દીર્ઘ નિશ્વાસ મૂકી ત્યાંથી નજર ફેરવી લીધી.

આ બાજુ મંદિરની પૂજા પૂર્ણ વિધિસહ ચાલતી રહી. પરંતુ ન તો તેથી પૂજારીના મનને સંતોષ હતો કે ન તો મંદિરની સેવિકાના મનને ! દેવનાથને તો સદા ય આડંબરથી દૂર રહીને જ સાધના કરવાનો અભ્યાસ હતો. આવડા પ્રચુર આયોજનના ભારથી તેનું હૃદય પ્રાયઃ વ્યથિત થઈ જતું. આવડા ભારે કોલાહલ તથા વાદનગાયનના અવાજો વચ્ચે એ પૂજા તો જેમ તેમ કરીને પૂર્ણ કરી દેતો, પરંતુ તેથી તેના ચિત્તને જે શાંતિ મળવી જોઈએ તે મળતી નહોતી. પૂજાની થાળીમાં એકઠાં કરેલાં પુષ્પોના ઢગ એમ ને એમ પડ્યા રહેતા. વાટકીમાં ઘસીને રાખેલા ચંદનનો કેટલો ય ભાગ એમ ને એમ તેમાં વપરાયા વિના પડી રહેતો. બહાર નીકળ્યા પછી તે એક વાર મંદિર પ્રતિ દૃષ્ટિપાત કરતો અને મનમાં ને મનમાં

જ ગ્લાનિનો અનુભવ કરતો, તે વિચારતો : “ આ શું અત્યાર સુધી હું રમત કરતો હતો ? પૂજા તો મેં કરી જ નહિ ! એક બાજુ મારામાં એટલી બધી નિર્બળતા છે કે પૂર્ણ શાંતિ અને એકાંત વિના હું મારા ચિત્તને સ્થિર જ નથી કરી શકતો અને બીજી બાજુ મેં આટલા કોલાહલ વચ્ચે પૂજા કરવાનું માથે લીધું ? કેટલું કઠીન આ કાર્ય છે ?”

આમ પોતાના નિવાસસ્થાન પર પાછો ફરી, આવશ્યક કામોમાંથી નિવૃત્ત થઈ, જ્યારે તે ઇષ્ટ દેવતાના ધ્યાનમાં તન્મય થઈ જતો, ત્યારે જ તેના ચિત્તને પૂર્ણ શાંતિ મળતી.

: ૬ :

હોલિકા ઉત્સવ નજીકમાં જ હતો. મંદિરમાં ખૂબ ધામધૂમ સાથે એ ઉત્સવ ઉજવવાનો હતો. તે દિવસે દેવને ખૂબ ઊંચા પ્રકારના શૃંગારથી સજાવવાના હતા. પ્રભા પોતાના ઓરડામાં બેઠી બેઠી રાધાની નીલા રંગની રેશમી સાડી પર જરીની વેલબુટ્ટીઓ ખૂબ ધ્યાનપૂર્વક ચોડી રહી હતી. શ્રીકૃષ્ણ માટે પિતાંબર તો એણે ક્યારનું ય તૈયાર કરી નાખ્યું હતું. તેમને માટે પીળા રંગનું જે ઉત્તરીય તૈયાર કરવામાં આવ્યું હતું, તેને ચારે કિનારે જરીના ગોટા ભરવાના બાકી હતા.

સૂર્ય ભગવાનને અસ્તાચલ પર પહોંચીને પોતાનું મોં છુપાવી લેવામાં ઝાઝો સમય બાકી નહોતો. હોમશિખા સમાન લપકારા મારતી એમની જ્યોતિ આકાશના અર્ધભાગમાં વ્યાપી ગઈ હતી. એ રંગીન આલોકમાં સ્નાન કર્યા બાદ પ્રકૃતિ જેટલી સૌંદર્યશાલિની ભાસતી હતી, તે કરતાં વેલબુટ્ટાના કામમાં ધ્યાનમગ્ન થઈ બેઠેલી પ્રભા યાને રાધારાણી જરા પણ ઓછી સુંદરી નહોતી ભાસતી. રાધાજીની નીલી સાડીના પાલવ પર તેણે સોનેરી અને રૂપેરી જરીની ખૂબ જ

બારીકીપૂર્વક ફૂલપત્તીઓ તથા લતાઓ આદિ ગૂંથ્યાં હતાં. તેમાં વચ્ચે વચ્ચે સુવર્ણના ભ્રમરો પણ તેણે બનાવ્યા હતા કે જે જીવન-હીન હોવા છતાં મધુથી હીન પુષ્પોના સુવર્ણપરાગમાં મધુની ખોજમાં નિરર્થક ફાંફાં મારતા હતા. ઉત્તરીય પર જરીના ગોટા પણ તે લગભગ ભરી ચૂકી હતી.

પ્રભાએ કિનારને એક વાર અજવાળા તરફ ફેરવીને જોઈ અને એને જોતાં જ એ મુગ્ધભાવે સ્મિત કરી ઊઠી. થોડીવાર પર્યંત તેને આમતેમ ફેરવીને જોયા તેણે તે પાછું મૂકી દીધું અને પોતાની રચનાને પ્રશંસાપૂર્ણ દૃષ્ટિથી જોતી પુનઃ તે સોયના નાકામાં જરી પરોવવા લાગી, એટલામાં પાછળથી કોઈકે આવીને ઓચિંતી જ તેની આંખો બંધ કરી દીધી અને પછી ખડખડાટ હસતી તે વ્યક્તિ તેની સાવ નજીકમાં આવીને બેસી ગઈ.

પ્રભા અત્યાર પર્યંત પોતાની ધૂનમાં જ મસ્ત હતી. બહાર સંધ્યાનો મધુર સમીર વાતો હતો અને હોળીના દિવસો અત્યંત નજદીકમાં હોઈને સારૂં ય વાયુમંડળ આનંદપૂર્ણ હતું અને ચારે તરફ રંગની પિચકારીઓ ઊડતી હતી; પરંતુ પ્રભાનું એ તરફ બિલકુલ ધ્યાન ન હતું. તે તો પોતાના ધ્યાનના એકમાત્ર આધાર શ્રીકૃષ્ણ તથા તેમની પ્રેયસી રાધાના પોશાકો તૈયાર કરવામાં જ લીન હતી. સખીના હાથનો સ્પર્શ તથા તેના ખડખડાટ હાસ્યે અવશ્ય તેની તન્મયતામાં ભંગ કર્યો, પરંતુ સોય હાથમાં રાખીને જ તે બોલી: "આહા! એ મારી આંખો બંધ કરનાર કોણ હશે?"

"બીજું કોણ હોય? તમારી સાથે આ પ્રમાણે વિનોદ કરનાર બીજું છે કોઈ? પરંતુ ભાઈ, આવા સોહામણા સમયે તમને ઘરને ખૂણે ભરાઈ બેસી રહેવું ભલું ગમે છે? ચાલો, જરા ઉપર અગાશી પર જઈએ!"—એમ કહેતાં તુલસીએ પ્રભાના હાથમાંથી સોય ઝૂંટવી લેવાનો પ્રયાસ કર્યો.

ઝડપથી પોતાનો હાથ ખેંચી લઈ પ્રભાએ સ્મિત કર્યું. પછી તે બોલી: "એમ વચ્ચે હાથ ન લગાડીશ, બહેન! આ બધાં કપડાં ઠાકોરજીનાં છે અને અગાશી પર જઈને શું કરીશું? બેસને, અહીં બેઠાં બેઠાં વાતો પણ થશે અને મારું ભરવાનું કામ પણ થશે."

તુલસીને પ્રભા સાથે બહુ ગાઢી મિત્રતા હતી, એટલે તેને ન-છૂટકે અગાશી પર જવાના આગ્રહને જતો કરવો પડ્યો. પછી જરા પાછી ખસી સ્મિત કરી તે કહેવા લાગી: "હું પણ કપડાં બદલી ખૂબ પવિત્ર થયા વિના અહીં ક્યારે ય નથી આવતી, સમજ્યાં મારાં પંડિતાણી મહોદયા? ઠીક, એ તો કહો, આ બધું શું થઈ રહ્યું છે?"

પ્રભા ભરવાગૂંથવાનું જે કામ કરતી હતી, તે પ્રાયઃ હવે સમાપ્ત થઈ ચૂક્યું હતું. સખીને દાખવતી તે બોલી: "જો, આનું કામ કેવું થયું છે?"

તુલસીએ પ્રશંસાત્મક ભાવે જરા મસ્તક હલાવતાં જણાવ્યું: "બહુ સરસ ગૂંથણી કરી છે તમે! પરંતુ તમારા એ મંદિરની આખી ય મજા મારી ગઈ છે, તમારા આ નવા પૂજારીના કારણે! મને તો લાગે છે કે એને પૂજા આદિનું પૂરૂં ભાન નથી. કેમ બહેન, એને મંત્રાદિ વગેરે મોઢે છે કે એમ ને એમ જ ફૂલચંદન ચડાવી પૂજા પૂરી કરી દે છે? ચારે તરફ વાતો તો એવી જ ચાલી રહી છે કે મૃત્યુ સમયે જૂના પૂજારીજીની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ હતી, તેથી જ તેમણે મરતી વખતે આની નિમણૂક કરી હતી. નહિ તો એને શાસ્ત્ર તથા પૂજા પદ્ધતિ વગેરેનું કશું ય ભાન નથી."

મંદિરના પૂજારીની નિંદા સાંભળવી એને પ્રભા પોતે તથા પોતાના પિતાને માટે અપમાનજનક સમજતી હતી. તેમાં ય ખાસ કરીને એવી પરિસ્થિતિમાં કે જ્યારે દેવનાથને ત્યાંથી કાઢી મૂકવાનો તેમને જરા પણ અધિકાર નહોતો. તેથી તેણે અંતે એવો નિર્ણય

કર્યો હતો કે કાંઈ પણ સારું ખોટું બોલ્યા વિના તેને નિભાવી લેવો એ જ હવે એક માર્ગ હતો. ધીમે ધીમે આપોઆપ એ બધું શીખી લેશે. પરંતુ તુલસી સમક્ષ તે પોતાનું હૃદય ખોલ્યા વિના ન રહી શકી. તીવ્ર અસંતોષસહ તે બોલી : "મંત્ર તો શું એને પત્થર પણ નથી આવડતો. એના કરતાં તો તમારો આદ્યામહારાજ હજારગણો સારો. પરંતુ જૂના પૂજારીજીની બુદ્ધિ એ સમયે સાચે જ ભ્રષ્ટ થઈ થઈ ગઈ હતી."

નજીકનું સગપણ હોવા છતાં તુલસી આદ્યાપ્રસાદ જેવા દંભી માણસને કોઈ પણ પ્રતિષ્ઠિત પદને યોગ્ય સમજતી નહોતી. પરંતુ છેવટે, એ ગમે તેવો તોય પોતાનો સ્વજન હતો. આ બાજુ એક મોટું ધાડું લઈ એણે તેને ત્યાં પોતાના ધામા નાખ્યા હતા અને એવી જરા પણ આશા નહોતી કે જ્યાં સુધી એની ઇચ્છા ફળે નહિ ત્યાં સુધી એ ત્યાંથી ખસવાનું નામ પણ લે. આને લઈને અનિચ્છાએ પણ તુલસીને પ્રભા પાસેથી નવા પૂજારીની બાબતમાં તેનો શો અભિપ્રાય હતો, તે જાણવા આજે અહીં આવવું પડયું હતું. અંતે જ્યારે તેને જણાયું કે નવા પૂજારીનું આસન ડગુમગુ થઈ રહ્યું હતું અને તેને લઈને આદ્યાપ્રસાદની વેઠ હવે પોતાને ઝાઝો વખત વેઠવી નહિ પડે ત્યારે, તુલસીને કાંઈક સંતોષ થયો અને તેણે એ વાતને ત્યાં જ અટકાવી દીધી.

શ્રીકૃષ્ણ માટે પ્રભાએ જે વસ્ત્ર તૈયાર કર્યું હતું, તેને હાથમાં લઈને ખૂબ ધ્યાનપૂર્વક જોવાનો ડોળ કરી તુલસી વિનોદપૂર્ણ સ્વરમાં કહેવા લાગી : "પણ આવા જ ઉમદા પ્રકારનો પોશાક પહેરી અમારી રાધારાણીના શ્રીકૃષ્ણ હવે ક્યારે આવશે, ભાઈ? સાચું કહું છું બહેન, અમારો તો એ વાતનો વિચાર કરતાં કરતાં જીવ અડધો થઈ જાય છે."

પ્રભાએ જણાવ્યું : "મારા કૃષ્ણ તો ક્યાંય દૂર રહેતા નથી કે

તેમને આવવું પડે. એ તો સદાય મારી સાથે જ રહે છે. મેં તો મારૂં સર્વસ્વ એમને અર્પણ કરી દીધું છે. જો, એમને શણગારવા માટે મેં કેવીકેવી ઉત્તમ સામગ્રી તૈયાર કરી છે! બોલો, તમે લોકો તમારા સ્વામીને આ પ્રકારે શણગારી શકો છો? યા આ પ્રકારે પ્રેમ કરી શકો છો? વળી તમારા લોકોના સ્વામીઓની જેમ એ જરાજરામાં ધાકધમકી પણ કરતા નથી. આવા અજર અને અમર સ્વામી, કે જગત આખાના સ્વામી છે, તેમને મૂકીને હું કોઈ મનુષ્યની દાસી થવા નથી માગતી. મેં તો સ્વેચ્છાએ એમને મારા પતિ તરીકે સ્વીકારી લીધા છે."

તુલસી તો વાતને હસવામાં જ ઉડાવી દેવા ચાહતી હતી, પરંતુ પ્રભા તો અત્યંત ગંભીર હતી. તે બોલી: "તું આને મશ્કરી માને છે? હું સાચું કહું છું કે હું મારૂં તન અને મન શ્રીકૃષ્ણને અર્પણ કરી ચૂકી છું, હવે તે પર બીજા કોઈનો ય અધિકાર નહિ થઈ શકે, ખૂદ મારો પોતાનો પણ!"

અવિશ્વાસપૂર્ણ હાસ્ય કરતાં તુલસી બોલી: "જોઈશું બહેન, વખત તો આવવા દો! હજી તમારી ઉમ્મર ક્યાં વીતી ગઈ છે?"

## : ૭ :

દેવનાથે મંદિરમાં પહેલે દિવસે જે મૂર્તિમંત પ્રતિમાને જોઈ હતી, તે તેને દરરોજ એ જ સ્થાન પર દેખાતી હતી. પરંતુ એ પ્રતિમા કોણ હતી અને ક્યાંથી આવતી હતી, તે વાતની ન તો તેને કાંઈ માહિતી હતી કે તે વિષે વધુ જાણવાની તેના મનમાં કોઈ પણ પ્રકારની ઉત્સુકતા હતી. એ પૂજા યા આરતી માટે જ્યારે ત્યાં આવતો, ત્યારે તેને ત્યાં બેઠેલી જોતો અને એ જ સ્થિતિમાં મૂકી દઈને એ પાછો ચાલ્યો જતો. એ પ્રતિમા એવા તો નિશ્ચલ ભાવે ત્યાં બેસી રહેતી કે જાણે એ કોઈ સંગેમરમરની પાષાણ પ્રતિમા જ ન હોય! આવા પ્રકારે અનન્યભાવે દેવની સેવાપૂજામાં એક-ધ્યાન બની બેસનારી દેવપ્રતિમા જેવી આ સુંદરી પ્રતિ દેવનાથના હૃદયમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ હતી. તેને મનમાં થયું હતું કે આટલી અલ્પ વયમાં આવા પ્રકારનું રૂપ હોવા છતાં ગિરિરાજકિશોરી પાર્વતીની જેમ તપસ્યામાં એ નિરત થઈ ગઈ છે, એ એક આશ્ચર્યની વાત છે!

મંદિરમાં પ્રતિષ્ઠિત આ ત્રીજી પ્રતિમા પ્રતિ દેવનાથના હૃદયમાં જ્યાં આટલી શ્રદ્ધા હતી, ત્યાં સમય જતાં તેના દિલમાં સંદેહ પણ

ઉત્પન્ન થવા લાગ્યો. ક્યારેક જ્યારે તેની નજર એ પ્રતિમા પર જઈ ચોંટતી, ત્યારે એ પ્રતિમા પોતાના તરફ એકીટસે જોઇ રહેતી તેને દેખાતી અને એમ થતાં જ દેવનાથ તરત જ પોતાની દ્રષ્ટિ નીચી કરી લેતો. પરંતુ તેને લઈને તેના હૃદયમાં એક પ્રકારની અશાંતિ ઘર કરતી આવતી હતી. એટલું તો ચોક્કસ હતું કે દેવનાથ એક ખૂબ જ ગંભીર પ્રકૃતિનો યુવાન હતો અને તેથી તેના સંદેહના એ ભાવને વર્તમાન યુગની અસર નહોતી પહોંચી. મૂર્તિપૂજાનો દેવનાથને પહેલાંથી જ કોઈ અભ્યાસ નહોતો. દેવપ્રતિ અનન્યભાવે ભક્તિ કરનારી આ કિશોરીનો આદર્શ તેને ઘણું નવું શિક્ષણ આપતો હતો અને તેને લઈને તે પૂજાની બાબતમાં ખૂબ જ સાવધાન રહેતો કે ક્યાંક પોતે કશી ય ભૂલ કરી આ નિષ્ઠાપૂર્ણ હૃદયને આઘાત ન પહોંચાડે. પરંતુ વસ્તુતઃ આ બાબતમાં તેને કયાં સુધી સફળતા મળી હતી, તે બાબતથી તે અણવાકેફ હતો. પોતાના નિયમિત અભ્યાસાનુસાર ધ્યાનમાં તન્મય રહી સમય સમય પર પૂજા સંબંધી કાર્યોમાં ભૂલો કરી, પરીક્ષાના નિમિત્તે અચૂક ત્યાં બેસી રહેનારી એ કિશોરીના લલાટ પર કેટલી વાર સ્વેદ ઉત્પન્ન થયાં હતાં, એ વાતનું એને જરા પણ ભાન નહોતું.

ધીમે ધીમે હોલિકાત્સવનો દિવસ આવી પહોંચ્યો. પૂજારી મહાશય દેવની યથાવિધિ પૂજા કરવા બેઠા. આજનો શણગાર તો કાંઈક અપૂર્વ જ હતો. આ વખતે દસ હજાર રૂપિયાની કિમ્મતનો એક નવો હિરો શ્રીકૃષ્ણની કલગીમાં કોઈ નવી જ શોભા વધારી રહ્યો હતો. આ હિરો જમીનદાર દ્વારકાનાથે પોતાની પુત્રીને ભેટ આપ્યો હતો, પરંતુ ભક્તિમતિ કન્યાએ તેને સ્વયં ઉપયોગમાં ન લેતાં પોતાના ઉપાસ્ય દેવને ચરણે તે સમર્પણ કર્યો હતો. આવી પરિસ્થિતિમાં પુત્રીના સુખે સુખી થનાર પિતાને માટે તેને તેમ કરતાં રોકવાનું સાવ અસંભવિત હતું.

મંદિર બહાર પણ તે દિવસે ખૂબ ધામધૂમ હતી. વિભિન્ન પ્રકારનાં વાદ્યો વાગી રહ્યાં હતાં. કિર્તનમંડળીઓ 'રાધેશ્યામ,' 'રાધેશ્યામ'ની જ્યાંત્યાં ધૂમ મચાવી રહી હતી અને એના કોલાહલથી આકાશને ગજાવી રહી હતી. આવા ઘોર કોલાહલની વચ્ચે અત્યંત એકાંતપ્રિય એવા દેવનાથે દેવની પૂજાની સમાપ્તિ કરી.

અહીં સદાથી ચાલી આવતી પ્રથાનુસાર આજથી માંડીને બરાબર એક માસ પર્યંત પ્રતિદિન બપોરના બે વાગે વ્યાસપીઠ પર બિરાજમાન થઈને પૂજારીએ ભગવાનના કથા રૂપી અમૃતથી શ્રોતાઓને અભિષિક્ત કરવાના હતા. ઠાકુરદ્વારના ચોકમાં બન્ને બાજુ જે કોટડીઓ હતી, તેમાં આસન બિછાવેલાં હતાં અને તેનાં દ્વાર પર ચક નાખવામાં આવ્યા હતા. બહાર જાજમો બિછાવવામાં આવી હતી, તથા ગાદીતકિયા, પાનઇલાયચી તથા અત્તર આદિ સ્વાગત-સત્કારની સર્વે પ્રકારની સામગ્રીઓની ત્યાં ભરમાર હતી અને સાથે જ કોઈ પણ શ્રેણી યા અવસ્થાના માણસને ત્યાં બેસવા માટે રોકટોક નહોતી.

યથાસમયે કથાવાચક મહોદયે વ્યાસપીઠ પર આસન જમાવ્યું. જૂઈની કળીઓની એક સુંદર માળા તેમના ગળામાં ઝૂલતી હતી. પુષ્પ અને ચંદનથી મસ્તક સુશોભિત થઈ ઊઠયું. શ્રોતાગણોએ પણ ઉત્સુકભાવે પોતપોતાનાં સ્થાન ગ્રહણ કર્યાં. યથાવિધિ મંગલાચરણ બાદ કથાનો પ્રારંભ થયો. કથા વાંચનાર હતો દેવનાથ કે જે એટલો તો સંકોચશીલ હતો કે કોઈની સમક્ષ દિલ ખોલીને પૂરી વાત પણ કરી શકતો નહિ. એવા પ્રકારના માણસને માટે આટલી મોટી મેદનીમાં કથા વાંચવી એ લગભગ અસંભવિત વસ્તુ હતી. દેવનાથે પુરાણોનો અભ્યાસ કર્યો હતો, પરંતુ કેવળ આત્મસુખ અર્થે, બીજા-ઓનાં મનોરંજન અર્થે નહિ. આવી પરિસ્થિતિ તેને સ્વભાવતઃજ આ લોકરંજનના કાર્યમાં નિષ્ફળતા આપે એમાં નવાઈ નહોતી.

ચકની આડમાં સ્રીસમૂહની અગ્રવર્તિની બનીને પ્રભા પણ

કથા સાંભળતી હતી. અન્ય સ્ત્રીઓ આરામથી પાન ચાવતી હતી. કોઈ વચમાં ચૂનો માગતી, કોઈ ઇલાયચી, તો કોઈ વળી તમાકુ પણ માગતી. એ સૌ અંદરઅંદર વાતો પણ કરતી જતી હતી, એમાંથી કોઈનું ય ધ્યાન કથા વાચનાર પ્રતિ નહોતું. એ સમૂહમાં માત્ર પ્રભા જ એક એવી વ્યક્તિ હતી કે જે કથાની અવજ્ઞા કરવાથી સંચિત થતા સમસ્ત સ્ત્રીઓના પાપનું એકાગ્રભાવથી પ્રાયશ્ચિત કરી રહી હતી. પોતાની સમગ્ર ઇંદ્રિયોને જાણે કે શ્રવણેંદ્રિયમાં કેંદ્રિત કરીને એ કથાવાચક પ્રતિ એકધ્યાન બનીને બેઠી હતી.

તન્મય બનીને કથારૂપી અમૃતનું પાન કરવું એનો પ્રભાને નાનપણથી જ અભ્યાસ હતો. તેથી એકાગ્રભાવે ધ્યાનાવસ્થિત થઈને તેણે કોઈ નવું કામ નહોતું કર્યું. પરંતુ તેના મનોભાવમાં નવીનતા અવશ્ય હતી. આજ તો તેનું ધ્યાન કથા વાચનાર પ્રતિ એવા જ પ્રકારે સ્થિર થઈ ગયું હતું, કે જેમ પરિક્ષકનું ધ્યાન પરીક્ષા આપનાર વિદ્યાર્થીના જવાબો સાંભળવામાં સ્થિર થઈ ગયું હોય. દેવનાથ જો ક્યારેક સ્વરભંગ કરતો, અકારણ અટકી જતો, યા ભાવ સ્પષ્ટ કરવામાં ત્રુટિ કરતો, ત્યારે પ્રભા ખિજવાઈ ઉઠતી. ક્ષોભ અને રોષના ભાવ જાગ્રત થઈ તેના અંતઃકરણમાં એટલા જોરથી દ્વંદ્વ મચાવતા કે તે અધીરી બની જતી. સાંજ પડતાં સુધી પ્રભા માંડમાંડ ત્યાં બેસી રહી.

જમીનદાર દ્વારકાનાથ તરફથી દેવનાથને રાતના સમયે એવી સૂચના મળી કે આજની 'ધ્રુવચરિત્રની'ની કથા પણ હૃદયગ્રાહી નહોતી થઈ બીજું કાંઈ નહિ તો રાધારાણીને તો સંતોષ નહોતો જ થયો. આ સૂચના સાંભળી તે બાબતની પોતાની નિર્બળતાને કારણે દેવનાથને ખૂબ દુઃખ થયું. પરંતુ ગમે તેવી મહેનત કરવા છતાં પણ તે કથાને મનોરંજન ન જ કરી શક્યો. તેની વાણીમાં ન તો એવી સરસતા આવી શકી, કે ન તો એ એવા ભાવોના તરંગો જમાવી

શકયો કે જેથી શ્રોતાઓ વચ્ચેવચ્ચે ભાવાવેશમાં વિહ્વળ બની જાય યા કયારેક એમનામાં ઝણઝણાટી પેદા થઈ જાય. દેવનાથની કથામાં ગંભીરતાની માત્રા જરૂર પૂરતા પ્રમાણમાં હતી અને જેમનાં હૃદય નિષ્કપટ શ્રદ્ધાથી પૂર્ણ હતાં, તેમને જરૂર એની વાણીએ પ્રભાવિત કર્યાં હતા અને આ જ કારણસર પ્રભા કથા સાંભળવા માટે ત્યાં પ્રતિદિન આવ્યા કરતી હતી. તો પણ પંદર દિવસ પર્યંત સતત મહેનત કરવા છતાં શ્રોતાઓને સંતુષ્ટ કરવાની શકિત દેવનાથમાં આવી શકી નહિ. સુંદરમાં સુંદર પ્રસંગો વેળાએ ન તો એ કયારેય શ્રોતાઓના અધરો પર હાસ્યની રેખા વિકસિત કરવાને સમર્થ થઇ શકયો હતો કે ન તો કરૂણતમ પ્રસંગો વેળાએ એ શ્રોતાઓની આંખોમાં આંસુ આણી શકયો હતો. પરિણામે ઘેરઘેર દેવનાથની ટીકાઓ થવા લાગી હતી.

એક દિવસની વાત છે. દેવનાથ પૂજા સમાપ્ત કરીને ચાલ્યો ગયો હતો. ત્યાં એકાએક રાધારાણીની દ્રષ્ટિ દેવના ચરણો પર પડેલા રક્ત સમાન લાલ રંગના ગોડહર પુષ્પ પર પડી. એને ત્યાં પડેલું જોતાં જ રાધારાણી ભયની મારી કંપી ઊઠી. તે મનમાં ને મનમાં જ અધીરી બની બોલી ઊઠી : “ આ પૂજારી કેવો મૂર્ખ છે ! તેને એટલું પણ ભાન નથી કે કયું પુષ્પ કયા દેવને ચડાવવાની શાસ્ત્રમાં આજ્ઞા છે ? ગોડહરનું આ રક્તપુષ્પ તો નરમુંડમાલિની કરાલવદના કાલિકાની ભયંકર મૂર્તિને જ શોભા દે છે ! પ્રેમાવતાર શ્રીકૃષ્ણના ચરણોમાં સ્થાન પામવાનો તેને અધિકાર નથી. આ તો અનિષ્ટસૂચક છે !”

પૂજારી દેવનાથ હવે રાધારાણી માટે અસહ્ય થઈ પડયો. તેણે નિશ્ચય કર્યો કે આ મૂર્ખને હવે મંદિરમાંથી દૂર કર્યા વિના હું નહિ રહું, નહિ તો મંદિરમાં પડી પડી અનશન કરીને પ્રાણત્યાગ કરીશ યા દેવમૂર્તિઓને લઈને સાથ નદીમાં જઈને

ડૂબી મરીશ. અને અંતે રાધારાણીનો એ નિર્ણય કાર્યરૂપમાં પરિવર્તિત થયો. તે દિવસે કથા સમયે વ્યાસપીઠ પર સ્થાન મળ્યું આદ્યાપ્રસાદને. તેણે પોતાની તડાકભડાક અને હાહો કરવાની રીતથી એ દિવસે શ્રોતાજનોમાં સુંદર વાતાવરણ જમાવી દીધું. કથા દ્વારા વિનોદપ્રેમી-ઓનો મનોવિનોદ પૂર્ણરૂપે સંતોષાવા લાગ્યો. પછી તો પૂજા–આરતીનો કાર્યભાર પણ તેને જ સોંપવામાં આવ્યો. રાધાકૃષ્ણને ગોડલરનું પુષ્પ સમર્પિત કરીને પૂજારીએ જે ઘોર પાપ કર્યું હતું, તેના પ્રાયશ્ચિત અર્થે આદ્યાપ્રસાદે ખૂબ લાંબીચોડી વિધિ બતલાવી કે જે પ્રમાણે મંદિરની સેવિકાએ બધું કરી એ અનિષ્ટની શાંતિ કરી.

દેવનાથને બોલાવીને જમીનદાર દ્વારકાનાથે જ્યારે વાત કરી, ત્યારે તેની નિરાભિમાન અને બ્રાહ્મણોચિત સરળ ઉજ્જવળ મુખાકૃતિ જોઈને એ ખૂબ જ પ્રભાવિત થયા. તેમને મનમાં થયું કે આ યુવક કેટલો વિનમ્ર અને સરળ છે! વિદ્યાબુદ્ધિ પણ તેનામાં કાંઈ ઓછી નથી દેખાતી. સંભવ છે કે ભ્રમવશ થઈ એણે પૂજાની વિધિમાં કાંઇક ત્રુટિ કરી હશે, પરંતુ પુસ્તકાદિ જોઇને એ એને સુધારી શકે છે. પરંતુ રાધારાણીની ઇચ્છા વિરૂદ્ધ પોતે એને મંદિરમાં શી રીતે રાખી શકે? તે રાધારાણીને અસહ્ય થઇ પડયો હતો, એટલે હવે આદ્યાપ્રસાદને આ સ્થાન ખાલી કરી આપવા સિવાય દેવનાથને માટે બીજો કોઇ ઉપાય રહ્યો નહિ.

દેવનાથને આ આડંબરપૂર્ણ મંદિરમાં પૂજા કરવાનો જે અધિકાર મળ્યો હતો, તેને લઈને આનંદ નહોતો થયો. તેને તો રાજપ્રસાદની શોભાને પણ મહાત કરે એવા આ મંદિરમાં બેસીને પૂજા કરવાની અપેક્ષા ઘરને ખૂણે બેસીને શાલિગ્રામ શિલાની પૂજા કરવામાં વધુ સુખ, વધુ શાંતિ મળતાં હતાં. મંદિરમાં પૂજા કરતી વખતે વાગતાં વાદ્યોનો જે ગંભીર કોલાહલ જામતો, તેથી ધ્યાનભંગ થવાને લીધે યા મંત્રના ઉચ્ચારણમાં દોષ આવી જવાને કારણે દેવનાથને

ખૂબ જ અશાંતિ પેદા થતી. આજે એમાંથી છૂટકારો મળવાથી તેને એક પ્રકારે વિષાદનો અનુભવ થતો હતો.

તો શું દેવનાથને મંદિરમાંથી છૂટા પડતાં દુઃખ થતું હતું ? પરંતુ એમાં એને દુઃખી થવા જેવું શું હતું ? માનવી દુઃખી તો ત્યારે જ થાય છે કે જ્યારે એને કોઈ પણ પ્રકારના સુખનો અભાવ થઈ જાય. મંદિરમાં પૂજારીનું પદ પ્રાપ્ત થતાં જ્યારે એને કોઇ પણ પ્રકારનું સુખ મળતું નહોતું, તો પછી એમાંથી છૂટા થતી વેળાએ શા માટે એણે કોઈ પણ પ્રકારના દુઃખનો અનુભવ કરવો જોઇએ ? પરંતુ દેવનાથને એટલા સારૂ તો કાંઇક લજ્જાનો અનુભવ અવશ્ય કરવો પડયો હતો કે મારે અકારણ બીજાની આંતરિક વેદનાના ભોગ થવું પડયું છે. તે સિવાય ગુરૂએ પોતાનામાં જે વિશ્વાસ મૂક્યો હતો, તેને યોગ્ય પોતે નિવડચો નહિ, તે માટે પણ તેને મનમાં ગ્લાનિ થતી હતી. પરંતુ તેના આ લજ્જા અને ગ્લાનિના ભાવ ઝાઝો સમય તેના અંતરમાં ટકી શકયા નહિ.

પાઠશાળાના એક એકાંત ખૂણામાં બેસીને દેવનાથ વિચાર કરવા લાગ્યો : "ચાલો, ઠીક થયું, જેનો જે ન્યાયપૂર્ણ અધિકાર હતો, તેને તે મળી ગયો. હું અનુચિત રૂપે વચ્ચે આવીને તેના માર્ગમાં કાંટારૂપ બન્યો હતો. મારા ક્ષમતાહીન સ્કંધો પર આ જે અધ્યાપન-કાર્યનો ભાર પડચો છે, તેમાંથી જો મને છૂટકારો મળી જાત, તો તો પછી હું સાવ મુક્ત થઈ જાત." છેવટે મનમાં જ પ્રસન્નતા ધારણ કરી કલ્પનારૂપી નેત્રોને તેણે મંદિર પ્રતિ વાળ્યાં. તેને એવું ભાસ્યું કે જાણે ભક્તિના ભારથી મસ્તક ઝુકાવી મંદિરની સેવિકા બેઠી બેઠી નવા પૂજારીના પૂજા કરવાના ઢંગ જોઈ રહી છે. પૂજારી ખૂબ આડંબરપૂર્વક જોરજોરથી મંત્રોના ઉચ્ચારણસહ પૂજા કરી રહ્યો છે અને તે જોઈ મંદિરની સેવિકા પ્રસન્નતા અનુભવી રહી છે. આમ

મનમાં રહીસહી ગ્લાનિને દૂર કરી તે પૂર્ણ શાંત ચિત્તે પોતાના દૈનિક કાર્યમાં સંલગ્ન થઈ ગયો.

દેવનાથને માથે હવે માત્ર અધ્યાપનકાર્યનો જ ભાર રહ્યો. પાઠશાળા એક પ્રકારે ઉજ્જડ જેવી બની ગઈ હતી, કારણકે આદ્યાપ્રસાદ મોટા ભાગના વિદ્યાર્થીઓ લઈને દેવનાથ અધ્યાપક બને તે પહેલાં જ ત્યાંથી ચાલ્યો ગયો હતો. તેની સાથે લગભગ ઘણાખરા જૂના વિદ્યાર્થીઓ ચાલ્યા ગયા હતા, એટલે પાઠશાળામાં પહેલાં જેવી ધૂમધામ કે હલનચલન દેખાતાં નહોતાં. એનું પરિણામ એ આવ્યું હતું કે જે થોડાઘણા વિદ્યાર્થીઓ પાછળ રહ્યા હતા, તેમનું પણ ચિત્ર અભ્યાસમાંથી ઊડી ગયું હતું. કેવળ બે ચાર એવા જ્ઞાનપિપાસુ વિદ્યાર્થી રહ્યા હતા, જે પહેલાં કરતાં વધુ પ્રસન્ન, વધુ તન્મય બની વિદ્યાધ્યયનના કાર્યમાં મશગુલ બની ગયા હતા. પરંતુ એટલું તો સ્પષ્ટ હતું કે દેવનાથે જ્યારે પહેલવહેલાં અધ્યાપકનું પદ સંભાળ્યું, તે સમયે પાઠશાળામાં જે અશાંતિ દેખાતી હતી, તેવી અશાંતિ હવે ત્યાં જોવામાં આવતી નહોતી. અલબત્ત એવા હજી કેટલાક વિદ્યાર્થીઓ રહી ગયા હતા કે જેઓ આદ્યાપ્રસાદનો પક્ષ કરતા હતા અને દેવનાથ વિરૂદ્ધ ષડયંત્ર રચવા વિચારોની આપલે કર્યા કરતા હતા, છતાં તેઓ પ્રત્યક્ષ રૂપે કશું જ કરી શકવાનું સાહસ કરી શકતા નહોતા.

બપોરના બેએક વાગ્યાનો સમય હતો. દેવનાથ પાઠશાળામાં એક કામળ પર બેસી કોઈ ગંભીર વિષયની વિચારણામાં ડૂબી ગયેલો ભાસતો હતો. સામે જ કેટલાંય પ્રાચીન પુસ્તકો ખુલ્લાં પડેલાં હતાં. એવામાં એક વિદ્યાર્થી હાથમાં એક પુસ્તક લઈ ત્યાં આવ્યો અને વિનિત ભાવે દેવનાથ સમક્ષ બેઠો. એ વિદ્યાર્થીનું નામ હતું હરિશરણ. એ બહુ જ શાંત, શિષ્ટ અને મહેનતુ વિદ્યાર્થી હતો. દેવનાથ જ્યારે વિદ્યાર્થી હતો, ત્યારે હરિશરણ તેની સાથે ગુરૂભાઈના રૂપમાં સ્નેહ કરતો હતો. બાદ જ્યારે એ અધ્યાપક બન્યો ત્યારે પણ તેને તેના

પ્રતિ કોઈ પણ પ્રકારની ઈર્ષ્યા નહોતી થઈ. તેણે તો દેવનાથનું યથોચિત સન્માન કરવાનું જ યોગ્ય માન્યું. થોડી વાર પ્રતિક્ષા કર્યા બાદ હરિશરણ બોલ્યો : "આપને જરા ફુરસદ છે? મારે થોડીક શંકાઓનું સમાધાન કરવું છે."

"કહો, શી શંકાઓ છે?"

હરિશરણે ન્યાયશાસ્ત્રની બાબતમાં એક પંક્તિ વાંચી તેને લગતો પોતાનો સંદેહ પ્રગટ કર્યો. હવે ગુરૂશિષ્ય વચ્ચે દલીલો ચાલવા લાગી. ઘટ-પટ, મૃત્તિકા, તંતુ, કુલાલ, ચક્ર આદિથી માંડીને કાર્ય, કારણ, ઉપાદાન વગેરે વિષયોની ચર્ચા ખૂબ ચાલી અને છેવટે આત્મા, પરમાત્મા, સૃષ્ટિ તથા પ્રલય સુધી એ ચર્ચા જઈ પહોંચી. આ પ્રકારે ચર્ચા ચાલતાં ચાલતાં અંદર સ્વામી શંકરાચાર્યનું નામ પણ આવ્યું. એવામાં હરિશરણ બોલી ઊઠયો : "સાંભળ્યું છે કે સ્વામી શંકરાચાર્ય તો પ્રચ્છન્ન બૌદ્ધ હતા. મને પોતાને તો એ બાબતમાં ઝાઝી માહિતી નથી, પરંતુ મેં એમ તો સાંભળ્યું છે કે એ માયાવાદી હતા અને તે પણ એટલે સુધીના કે એ બ્રહ્મવાદનો પણ સ્પષ્ટ રીતે સ્વીકાર કરતા નહોતા."

દેવનાથના શાંત મુખ પર વેદનાની રેખા તરી આવી. એ જરા આવેગમાં આવી કહેવા લાગ્યો : "એમના પર ટીકા કરવાનો આપણને અધિકાર નથી. હું સ્વામી શંકરાચાર્યને શી રીતે નિરીશ્વરવાદી માની લઉં? સંસ્કૃત ભાષામાં દેવદેવીઓનાં એમણે કેટલાં ય સુંદર અને સુલલિત સ્તોત્રો લખેલાં છે. જે સમયે ઈશ્વરની સત્તા પર હડતાળ ફેરવનાર શૂન્યવાદી બૌદ્ધધર્મનો ડંકો કેવળ આ ભારતભૂમિમાં જ નહિ, બલ્કે અન્ય દેશોમાં પણ ખૂબ ધામધૂમપૂર્વક વાગી રહ્યો હતો; આપણા આ પરંપરાગત સનાતન ધર્મને આપણે ઋષિમહર્ષિઓનાં સંતાનો હોવા છતાં, ભારતવાસી હોવા છતાં,

પ્રાયઃ ભૂલી ગયા હતા, તે વખતે હિમાલયની તળેટીથી માંડીને સમુદ્રતટ પર્યંતના સુવિસ્તૃત વિભાગના નિવાસીયો સુદ્ધાંની નિદ્રાનો પોતાના તુમુલ શંખધ્વનિ દ્વારા કોણે ભંગ કર્યો હતો? બૌદ્ધોના પ્રભાવમાંથી મુક્ત કરીને આ દેશવાસીઓને પુનઃ સનાતન ધર્મની દીક્ષા આપનાર તો એ સ્વામી શંકરાચાર્ય જ હતા ને? આવા સંજોગોમાં હું એમ કેમ માની લઉં કે એ બ્રહ્મવાદી પણ નહોતા?"

દેવનાથનાં આ વચનો સાંભળી હરિશરણ થોડી વાર પર્યંત ગંભીર મુખે વિચારમાં પડી ગયો. પછી એ કહેવા લાગ્યો: "આપ જે કહો છો તે બરાબર છે. 'નિત્યાનંદકરી' કરીને એમણે પ્રકૃતિમાતાની જે સ્તુતિ કરી છે, તેથી એમ તો નથી લાગતું કે દેવી કે દેવ પ્રતિ એમના હૃદયમાં સમુચિત ભક્તિ નહોતી, પરંતુ તે દિવસે આદ્યામહારાજની પાઠશાળામાં વેદાંતના વિષય પર એક પંડિતજી સાથે ચર્ચા થઈ હતી. હું પણ તે વખતે ત્યાં હાજર હતો. આદ્યામહારાજ તે સમયે ખૂબ જોરપૂર્વક કહેતા હતા કે શંકરાચાર્યે 'નાસ્તિકતાવાદ'નો પ્રચાર કર્યો છે."

દેવનાથને ખોટા વિતંડાવાદમાં ઊતરવાની ટેવ નહોતી, એટલે આ વાતને અહીં જ પૂરી કરી નાખવાના હેતુથી એ ચુપ રહ્યો. દેવનાથનો મત હતો કે આ તો શ્રદ્ધાનો પ્રશ્ન હતો, વિવાદનો પ્રશ્ન નહોતો; તેથી કોઈના ય મતનો પ્રતિવાદ કરવાની કરવાની કશી જ આવશ્યક્તા નહોતી.

હરિશરણ દેવનાથના આવા પ્રકારના સ્વભાવથી પરિચિત હતો. તેને એમ લાગ્યું કે કદાચ મારી વાતોથી દેવનાથના હૃદયને દુઃખ પહોંચ્યું હશે, તેથી કાંઈક ઝંખવાણા પડી જતાં તેણે કહ્યું: "પરંતુ એવી વાતને કાંઈ મહત્વ આપવાની જરૂર નથી, કારણકે આદ્યામહારાજ તો પોતાના મતના સમર્થન ખાતર લાઠી ચલાવવા પણ તૈયાર

થઈ જાય એ પ્રકારના માણસ છે. એટલી એમની વાત જવા દઈએ. મારા અભિપ્રાય મુજબ આપ આત્મા અને ઈશ્વરના એકત્વનો સ્વીકાર કરો છો?"

દેવનાથે જણાવ્યું: "આત્મા અને ઈશ્વર શા માટે કહો છો? આત્મા અને પરમાત્મા કહો. હું તો શું, વેદ–વેદાંત, ઉપનિષદ્, ગીતા આદી સૌ આ અખંડ સત્યનું પ્રતિપાદન કરતાં આવે છે."

દેવનાથ અને પરિશરણ વચ્ચે આ વાતો ચાલતી હતી કે એવામાં વિશ્વનાથ નામનો આદ્યાપ્રસાદનો એક શિષ્ય ત્યાં આવી પહોંચ્યો અને આ વિવાદ વધારવાના હેતુથી તે બોલ્યો: "શું કહો છો, આત્મા અને પરમાત્મામાં એકત્વ છે? આ તે કેવી વાત કરો છો? ક્યાં એ સર્વશક્તિમાન પરમાત્મા અને ક્યાં અનેક દોષોથી પૂર્ણ મનુષ્ય કે જે કીટ–પતંગની સમાન અધમ છે: આ બન્નેમાં એકત્વ હોવાનો ક્યાંય સંભવ હોય ખરો? ભાઈ, આપ જેવા સર્વ-શક્તિમાન પુરુષનો મત અમારા જેવા સાધારણ કોટિના માનવી કરતાં જુદો હોય છે. આપ તો વૈષ્ણવ હોવા છતાં શાકતનાં આચરણ પણ ગ્રહણ કરી શકો છો, ન્યાય ભણાવતી વેળાએ વેદાન્તના મતનું પ્રતિપાદન કરતાંકરતાં તેનું ખંડન પણ કરવા લાગી જાઓ છો, તેમ બૌદ્ધમતને પણ આસ્તિકમત રૂપે સ્વીકાર કરવામાં પણ આપને કશો વાંધો જણાતો નથી. સાચે જ આપની બુદ્ધિની બલિ-હારી છે! અમારાં પણ ધન્યભાગ કે અમને આપના જેવા વિદ્વાન અધ્યાપક મળ્યા છે. પરંતુ આપ જો વધુ સમય અહીં રહ્યા તો એક વૈષ્ણવ દ્વારા ધર્મપ્રચાર અર્થે ખોલવામાં આવેલી આ પાઠશાળાને ખ્રિસ્તી ધર્મના પ્રચાર કરનારા મિશનના સ્વરૂપમાં ફેરવી નાખો તો કાંઈ નવાઈ ન કહેવાય!"

આટલું કહી વિશ્વનાથ ખૂબ જ ઉત્તેજીત થઈ ત્યાંથી ઊઠી ઊભો થયો. હરિશરણે તેને દુપટ્ટો પકડ્યો અને ખૂબ જ નમ્રતાભર્યા

સ્વરે તેને કહેવા લાગ્યો : "ભાઈ, આટલા બધા આકળા શા માટે થઈ જાઓ છો? પહેલાં એ શું કહે છે તે જરા સમજી તો લ્યો, પછી તમારે જે કહેવું હોય તે કહેજો. કોઈ પણ વાતને બરાબર સમજ્યા પહેલાં એકદમ ક્રોધે ભરાઈ જવું એ ઠીક ન કહેવાય." પરંતુ વિશ્વનાથ ક્યાં એ રીતે શાંત પડે એવો માણસ હતો? ઝટકો મારી દુપટ્ટાનો છેડો હરિશરણના હાથમાંથી છોડાવતાં તે બોલ્યો: "હું કાંઈ તમારા જેવો એક પાખંડી માણસની ખુશામદ કરનારો નથી. હમણાં જ જઈને અધ્યક્ષ મહાશયને હું બધી ય વાત જાહેર કરૂં છું."

પરિણામે સાંજે જમીનદારના દરબારમાં દેવનાથને હાજર રહેવાનું ફરમાન મળ્યું અને ત્યાં તેને અધ્યાપકના પદનો ભાર પણ આદ્યાપ્રસાદને સોંપી દેવાની આજ્ઞા મળી. આમ સ્મિત કરતો દેવનાથ મનોહરપુરથી વિદાય થયો.

: ૮ :

એક સામાન્ય પ્રકારનો બાગ હતો અને એ બાગની મધ્યમાં એક બે માળનું મકાન હતું. આ મકાનના ઉપરના ભાગમાં બેઠક તરીકે વપરાતો જે બહારનો ભાગ હતો, તે ખૂબ ઉતમ પ્રકારે સજાવેલો હોઈ, એક ઊત્તમ શ્રેણીના ગૃહસ્થના દિવાનખાનાની સજાવટમાં જે જે વસ્તુઓ જોઈએ, તે સર્વથી તે આભુષિત હતો.

રાતનો સમય હતો. સ્થાનસ્થાન પર લટકાવેલા દિપકોના પ્રકાશથી ઓરડો સારો ય ધવલિત હતો. પુષ્પો અને અત્તરાદિની સુગંધિથી ત્યાંનું વાયુમંડળ સૌરભપૂર્ણ હતું. સફેદ જાજમ પર બેઠેલી પ્રસિદ્ધ નૃતિકા જોહરીબાઈ વાદ્યોના તાલ સાથે સૂર મેળવી ગાઈ રહી હતી. ગૃહસ્વામી મદનમોહન એક મોટા તકિયાને અઢેલીને ખૂબ તન્મય બની એ ગાન સાંભળી રહ્યો હતો. તેની આસપાસ તેના મિત્રોનું જુથ બેઠેલું હતું. એ સૌ કોઈ ભાંગના નશામાં ચકચૂર હતા. ગીતના એક ચરણથી મુગ્ધ થઈને કોઈ હાથ પર તાલ દેવા લાગતું, કોઈ ભૂમિ પર પગ ઠોકી પોતાના સંગીત સંબંધી જ્ઞાનનો પરિચય આપતું, તો કોઈ અમસ્તું જ ભાવાવેશમાં આવી જઈ

મસ્તક હલાવી ગાયિકા પ્રતિ પ્રશંસાપૂર્ણ દ્રષ્ટિથી જોઈ રહી તેને ઉત્સાહિત કરતું.

બહુ અધિક રાત્રિ વ્યતિત થતાં ગાવાના કાર્યક્રમનો અંત આવ્યો. સમયોચિત જળપાનાદિ બાદ વિશ્રામ કરવાની સૌ તૈયારી કરવા લાગ્યા. પોતાની નિયત રકમ લઈને જોહરીબાઈ પોતાના સાજીંદાઓ સાથે ત્યાંથી વિદાય થઈ ગઈ. મિત્રમંડળીના માણસો પણ મદનમોહનને નમસ્કાર કરીને પોતપોતાને ઘેર જવા વિદાય થઈ ગયા.

મદનમોહનની બેઠકના ઓરડા પાછળ જેટલો ધનનો વ્યય કરવામાં આવ્યો હતો, તેના ચોથા ભાગ જેટલો પણ ધનનો વ્યય જો મકાનના બીજા ભાગ પાછળ કરવામાં આવ્યો હોત, તો કદાચિત એ સ્થાનની શોભા કાંઈ ઓર જ વધી ગઈ હોત. રાતના સમયે આવા સુંદર બગીચામાં એક બત્તી પણ ત્યાં સુધી નહોતી પ્રગટાવવામાં આવતી. બેઠકના દિપકો સળગાવી જ્યારે બારીઓ ખોલી દેવામાં આવતી, ત્યારે અવશ્ય તેનો જે પ્રકાશ બગીચામાં વિખરાઈ જતો, ત્યારે જાણે આકાશમાં ચંદ્રમાનો ઉદય થયો છે અને એના પર ફેલાયેલા મેઘના આવરણને લઈને ભૂમિ પર એનો ક્યાંક ક્યાંક પ્રકાશ પથરાયેલો છે એવો આભાસ થતો. એ ધૂંધલા પ્રકાશમાં રાત્રિના સમયે પણ બગીચાનાં ફૂલ અને પત્તીઓની શોભા ક્યાંક ક્યાંક જોવા મળતી, પરંતુ ઓરડામાં વચ્ચે વચ્ચે લોકો ઊભા થતા યા આમતેમ ફરતા ત્યારે પ્રકાશની એ ક્ષીણ રેખાઓ એમના પડછાયામાં દબાઈ જતી અને તે વખતે એવું લાગતું કે જાણે આકાશમંડળમાં વિજળી સંતાકુકડી રમી રહી છે.

મકાનનો અંદરનો ભાગ બગીચા કરતાં પણ અધિક ઉપેક્ષા-પૂર્ણ અવસ્થામાં હતો. પહેલી નજરે જોતાં તો એમ જ લાગતું કે જાણે એમાં કોઈ માણસનો વાસ જ નથી. એવા અંધકારપૂર્ણ એક

વિશાળ આગણામાં આવી ઊભા રહી મદનમોહને 'દીદી, દીદી' કહી બૂમો પાડવાનો પ્રારંભ કર્યો, પરંતુ અંદરથી કોઈએ કશો ય જવાબ ન વાળ્યો. માત્ર અંદરથી એક ચામાચીડીયું ઊડીને બહાર ચાલ્યું ગયું, બહાર વૃક્ષ પર એક ઘૂવડ જોરજોરથી બોલવા લાગ્યું. આ બન્નેએ પોતાના સ્વર અને આચરણથી કદાચિત એમ જાહેર કર્યું કે આ તો અમારે અત્યારે એકાંતમાં વિચારણા કરવાનો સમય છે, એને તમે શા સારૂ અમારી પાસેથી છીનવી લેવા પ્રયત્ન કરો છો ? પરંતુ મનમાં ને મનમાં જ ક્રોધ કર્યા સિવાય એ બિચારાંઓ પાસે બીજો કોઈ ઉપાય પણ કયાં હતો ? મદનમોહન તો વિધાતાની સૃષ્ટિના સર્વશ્રેષ્ઠ અંગ અર્થાત મનુષ્ય વર્ગનું એક પ્રાણી હતો, એટલે આવા તુચ્છ જીવજંતઓની સૂચના તથા આચરણ પ્રતિ એ શાનું ધ્યાન દે ! મદનમોહનની બૂમોનો સ્વર પંચમથી સપ્તમ પર પહોંચ્યો, પરંતુ તો ય અંદરથી કશો જ જવાબ ન મળ્યો.

મદનમોહન અદ્યાપિ પર્યંત તો પોતાની વિલાસ-સ્પૃહાને નિવૃત કરવામાં જ તન્મય હતો. તેને એ તરફ ધ્યાન દેવાનો અવકાશ જ મળ્યો નહોતો કે રાત્રિ કેટલી બધી વ્યતિત થઈ ગઈ છે અને 'દીદી' નામક માનવીને અત્યારે જાગવાનો સમય હતો કે અત્યારે નિદ્રાધિન થવાનો સમય હતો. થોડી વાર રાહ જોઈ રહ્યા બાદ ખટ કરતાં બારણું ખોલવાનો અવાજ સંભળાયો અને દ્વારની તરડમાંથી અંદરના ઓરડાના દિપકનો પ્રકાશ થયો અને ધીમે ધીમે આગળ વધતો એ પ્રકાશ આંગણાના અંધકારને દૂર કરવા લાગ્યો. એ પ્રકાશમાં દ્વાર તરફ જોતાં જ મદનમોહનના મુખ પરના ભાવ બદલાઇ ગયા, તેની સારી ય પ્રસન્નતા ચાલી ગઈ.

જરા વાર વિચારતન્મયતા અનુભવી મદનમોહન એ ઓરડા તરફ આગળ વધ્યો. તે સમયે જો કાંઈ મનોવિજ્ઞાનના નિષ્ણાતે

તેની મુખાકૃતિનું અધ્યયન કરવાનો પ્રયાસ કરત, તો તેને એ વાતની સ્પષ્ટરૂપે ખાત્રી થઈ જાત કે અત્યારે તેના હૃદયમાં એક પ્રકારની લજ્જા તથા સ્વાર્થસાધનાની ભાવનાનો એકીસાથે ઉદ્‌ભવ થયો હતો.

એ ઓરડો કાંઈ નાનો નહોતો. તેમાં પ્રતિદિનના ઉપયોગની જે વસ્તુઓ રાખવામાં આવી હતી, તે પણ મકાનના એ ભાગ જેવી દરિદ્રતાની સૂચક હતી. ખાટલા પર ખૂબ ચોકખું બિછાનું પાથરેલું હતું. પરંતુ એ કયારે ય ઉપયોગમાં આવેલું લાગતું નહોતું, એ એમને એમ જ પડેલું હતું. નીચે પાથરેલી શેતરંજી પર એક પુસ્તક ખુલ્લું પડેલું હતું. પાસે જ પિત્તળની એક દિવી પર ઘાસ-લેટનો એક દિવો ટમટમતો હતો અને તેલના અભાવને લઈને તેની શીખા ક્રમશઃ ક્ષીણ થતી જતી હતી. મદનમોહન દ્વાર નજદીક ઊભો રહીને ચારે તરફ જોવા લાગ્યો. સામે અર્ધું મુખ ઘૂંઘટમાં ઢાંકી એક અલ્પવયસ્કા નવયુવતી ઊભેલી હતી. તેની તરફ જોતાં મદનમોહને કહ્યું: " દીદી તો ઘણું કરીને સૂઈ ગયાં હશે ? "

નવયુવતી નિસ્તબ્ધ ભાવે ઊભી જ રહી. તેણે કશો જ પ્રત્યુત્તર ન આપ્યો.

થોડી વાર રાહ જોઈ રહ્યા બાદ પુનઃ મદનમોહન કહેવા લાગ્યો: " જો, હું સવારની ટ્રેનમાં બહારગામ જવાનો છું. તેમને એ વાત જણાવજે, નહિ તો એ ગુસ્સે થઈ જશે. મારે વહેલા પરોઢિયે જ નીકળી જવાનું છે, એટલે મને પોતાને એ વાત જાહેર કરવાની તક નહિ મળે. "

નવયુવતી પૂર્વવત સ્થિર જ ઊભી રહી. તેની મૂખાકૃતિ પર કોઈ પણ જાતના લજ્જા યા હર્ષ–વિષાદના ભાવ જાગૃત ન થયા. જો તેણે જરાક માથું હલાવી પોતાની સ્વીકૃતિ યા અસ્વીકૃતિનો

ભાવ વ્યક્ત કર્યો હોત, તો આ સારી ય મૂંઝવણુ અનાયાસે જ દૂર થઈ જાત, મદનમોહનને કોઈ પણુ પ્રકારની ચિંતા રહેત નહિ. મદનમોહનને જરાજરામાં દીદીથી ડરીને ચાલવું પડતું હતું. તેને એ વાતની બરાબર ખબર હતી કે જો દીદીને ખબર આપ્યા વિના હું ચાલ્યો ગયો, તો પાછાં ફરતાં મારી ખેર નથી. તેથી મનમાં ને મનમાં ખૂબ ક્રોધે ભરાવા છતાં ત્યાંથી ચાલ્યા જવાની તેનામાં હિંમત આવી નહિ, એટલે રોષમય સ્વરે તેણે ફરીથી કહ્યું: "કેમ સાંભળતી નથી? ભૂલતી નહિ. દીદીને ચોક્કસ કહેજે. મારે ખાસ કામ હોવાથી હું જાઉં છું, પાછો ફરીશ ત્યારે એમને બધી વાત સવિસ્તર કહી સંભળાવીશ. આજે સાંજે જ તાર આવ્યો હતો, પરંતુ તે વખતે મહેફીલ જામેલી હતી, એટલે અંદર ખબર આપવા આવી શક્યો નહોતો, તો તું દીદીને જરૂર કહી દેજે, ભૂલતી નહિ."

આ વખતે રમણીએ મોં પરનો ઘૂંઘટ દૂર કર્યો. છૂટા અને ફરફરતા વાળની એક લટને લલાટ પરથી દૂર કરી, જરા ઊંચું જોઈ તે મૃદુ કંઠે બોલી: "ક્યાં જવાના છો?"

મદનમોહને આવા પ્રકારના પ્રશ્નની આશા રાખી નહોતી. તેણે તો મનમાં ક્યારેય એવી કલ્પના નહોતી કરી કે આ યુવતીએ પોતાના મનમાં મારી બાબતમાં કોઈ પણ પ્રકારના કુતૂહલને સ્થાન આપ્યું હશે. એટલે એને ખૂબ જ આશ્ચર્ય થયું. પરંતુ બીજી જ ક્ષણે એ વિસ્મયને દાબી દઈ, દિપકના ક્ષીણ પ્રકાશમાં, મેઘથી ઢંકાયેલા ચંદ્ર સમાન, નવયુવતીના એ સુંદર મુખને એ ધ્યાનપૂર્વક જોઈ રહ્યો. એ યુવતીની દ્રષ્ટિ કેટલી સ્નિગ્ધ અને ચંચલતા-રહીત હતી? તેમાં એટલી શીતળતા, એટલી સ્નિગ્ધતા વર્તમાન હતી કે જાણે એ સારા ય સંસારનો તાપ, સારા ય સંસારની વ્યથા શાંત કરવાનું સામર્થ્ય ધરાવતી હતી. ક્ષણભર એ યુવતી પ્રતિ

તાકી રહ્યા બાદ મદનમોહને પોતાની દ્રષ્ટિ ત્યાંથી ફેરવી લીધી. કદાચિત એને શંકા ગઈ હશે કે હું એ સંમોહિની શક્તિના પ્રભાવમાં ક્યાંક આવી ન જાઉં. કાંઈક વિચાર કરી જરા સંકોચસહ કોમળ સ્વરે તે બોલ્યો: "એક કામ છે એટલે જવું પડે છે."

"ક્યાં?"

"એક સ્થળે."

"કયું છે એ સ્થળ?"

નવયુવતીના સ્વરમાં તીવ્રતા યા કુતૂહલના ભાવ ન હતા, બાકી એ સ્વરમાં દ્રઢતા ચોક્કસ હતી, પરંતુ સાંભળનારને તો સંતોષને બદલે એથી વિરક્તિ જ થઈ. તેણે જરા આવેશમાં આવી જઈ જણાવ્યું: "આ દુનિયા પરની બધી જગાએથી તું વાકેફ છું, એવી મને ખબર નહોતી. ઉપરાંત હું ક્યાં જાઉં છું અને ક્યાં નહિ, તે તને જણાવવાને હું કાંઈ બંધાયેલો નથી."

જવાબમાં નવયુવતી ચુપ જ રહી, તે કાંઈ બોલી નહિ. માત્ર તેના હોઠ પર સ્મિતની એક ઝાંખી રેખા ફરકી ને બીજી જ ક્ષણે અદ્રષ્ય થઈ ગઈ.

તેના પ્રતિ થોડી વાર જોઈ રહ્યા બાદ મદનમોહન પુનઃ બોલ્યો: "ઓહ! કદાચ તારો પૂછવાનો હેતુ એ હશે! અલબત્ત દબાણમાં આવી જવાથી મેં તારી સાથે લગ્ન કર્યાં છે અને તેથી આવી બધી વાતો જાણવાનો તને અધિકાર પણ હોવો જોઈ તો હતો. પરંતુ આપણું જ્યારે પ્રથમ મીલન થયું, ત્યારે જ મેં તને બધું સ્પષ્ટ રીતે જણાવી દીધું હતું. તેં પણ એ વાતનો સ્વીકાર કરી લીધો હતો અને એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે પત્ની તરીકેના અધિકારની કામના તું ક્યારે ય મારી પાસેથી કરી શકીશ નહિ."

નવયુવતીએ સ્થિર ચિત્તે આ બધી વાતો સાંભળ્યા કરી. ખાસ કરીને ‘ દબાણમાં આવી જઈને મેં તારી સાથે લગ્ન કર્યાં છે.’ એ વાત સાંભળી, તેના મુખ પર એક વિશેષ પ્રકારના ભાવનો ઉદય થયો. તેને એકી સાથે લજ્જા, ક્રોધ અને અભિમાન થઈ આવ્યાં. ક્રોધ તેને બીજા કોઈ પર નહિ, પોતાના ઉપર આવ્યો હતો. મોંએથી કાંઈ પણ શબ્દોચ્ચાર કર્યા સિવાય તે દિપક તરફ વળી અને ક્ષીણ થતા દિપકને તેણે સતેજ કર્યો, પરંતુ તેના કંપિત અધર પર જે સ્મિતની લહરી ફરકી ઊઠી હતી અને નેત્રપલ્લવ જે અકસ્માત નીચો થઈ ગયો હતો, તે તરફ મદનમોહનનું ધ્યાન ખેંચાયા વિના ન રહ્યું.

આ દરમ્યાન મદનમોહન ચુપચાપ ઊભો રહ્યો હતો. કદાચિત તેના અંતરમાં પણ દ્વિવિધાના એક પ્રકારના ભાવ જાગૃત થયા હશે. પરંતુ તેણે તરત જ સ્વસ્થતા ધારણ કરી અને આછું સ્મિત કરી તે કહેવા લાગ્યો : “ કેમ ખોટું લાગ્યું કે શું ? મનોરમા, આપણી વચ્ચે કોઈ એવો સંબંધ તો રહ્યો નથી કે આપણે એક બીજા પર ક્રોધ કરવો પડે યા કોઈ પણ પ્રકારનું અભિમાન ધારણ કરવું પડે ? તને સ્મરણ તો હશે કે લગ્નની પહેલી રાતે જ મેં તને આ બધી વાત સ્પષ્ટરૂપે જાહેર કરી દીધી હતી. ”

જરા વાર અટકયા બાદ મદનમોહન પુનઃ કહેવા લાગ્યો : “ માતાપિતાનાં મૃત્યુ બાદ દીદીએ જ પાળીપોષીને મને મોટો કર્યો, મને ભણાવ્યોગણાવ્યો અને મને માણસ બનાવ્યો પરિણામે જગતમાં દીદી સિવાય મને કોઈ પણ માનવી પ્રતિ સ્નેહ નથી રહ્યો અને તેના સિવાય જગત આખામાં મારૂં બીજું કોઈ છે પણ નહિ. માત્ર તેમની જ ઈચ્છાને કારણે મારે લગ્ન કરવાં પડયાં હતું. દીદીના મનમાં એમ હતું કે લગ્ન થવાથી હું સંયમી જીવન ગાળતો થઈશ, મારા જીવનમાં ઘણું પરિવર્તન થઈ જશે. પરંતુ હું

એવા સ્વભાવનો તો માણસ છું જ નહિ કે એક ક્ષુદ્ર બાલિકાનો હાથ પકડી તેના પાલવના છેડા સાથે મારૂં આખું ય જીવન બાંધી રાખું અને મારી સંસારની જેટલી આકાંક્ષાઓ છે તે સર્વેને તિલાંજલી આપી દઉં. આને લઇને સ્વયં મને પોતાને તો ક્યારે ય લગ્ન કરવાની ઇચ્છા થઇ જ નહોતી. પણ છેવટે તારા પિતાના ખૂબ જ આગ્રહ અને દીદીના દબાણના કારણે જ્યારે મારે લગ્ન કરવાની હા પાડવી પડી, ત્યારે એમ માનીને મનને સંતોષ્યું હતું કે જીવનમાં જે અનેક સામાન્ય ઘટનાઓ બને છે, તેવી આ પણ એક સામાન્ય ઘટના જ હતી. તારો નિર્ધન પિતા પાઇનું પણ ખરચ કર્યા સિવાય દીકરીનાં લગ્નની ચિંતામાંથી મુક્ત થઇ ગયો અને દીદીની વહુ લાવવાની આકાંક્ષા પૂર્ણ થઈ. બસ, હવે બાકી શું રહ્યું ? તું પણ ખૂબ ખા, પી અને મજા કર તથા ઘરનું કામ કર. હું સ્વતંત્રપણે રહેવાથી કોઈને કશી હાનિ તો કરતો નથી, તદુપરાંત તારી સાથે પણ કોઈ પણ પ્રકારનો દુર્વ્યવ્હાર પણ કરતો નથી, એક મિત્ર તરીકે આપણે વચ્ચે ક્યારેક ક્યારેક મુલાકાત થઇ જાય છે. કહે, હવે બાકી શું છે ? ઠીક, તો હવે દીદીને કહી દઈશ ને ? પરંતુ જો તારે એ જાણવાની ખૂબ જ ઇચ્છા હોય તો તને હું કહું. જો સાભળ. આ વખતે હું પહેલાંની જેમ મિત્રો સાથે સહેલસપાટા કરવા જતો નથી. હું તો જાઉં છું મનોહરપુર, મામાને ત્યાં. તેમણે પત્ર લખીને મને તેડાવ્યો છે. ખબર નથી કે શું કામ તેમણે મને ત્યાં તેડાવ્યો છે. અને હવે વધુ દહાડા વિલંબ પણ કરાય તેમ નથી, કારણ કે આજે સાંજે ફરી પાછો તેમનો તાર આવ્યો છે."

આટલું કહી મોંએથી સીસોટી વગાડતો મદનમોહન ત્યાંથી રવાના થઈ ગયો. અધિક સમય પર્યંત ગંભીર રહેવાનો તેને અભ્યાસ ન હતો. તેના ચાલ્યા જવા બાદ મનોરમાએ દ્રષ્ટિ દિપક તરફ ફેરવી. અત્યાર પર્યંત તે દિપકને ચિત્રવત્ તાકી જ રહી

હતી. ઘૃણા અને લજ્જાનું માર્યું તેનું સમસ્ત મુખમંડળ તે સમયે પણ રક્તવર્ણ થઈ ઊઠ્યું. હજી હમણાં જ તેના અંતરાત્મા પર અપમાનનો જે ભીષણ આઘાત પહોંચ્યો હતો, તેની અસહ્ય વેદનાને એક નિશ્વાસમાં કાઢી નાખી તેણે દ્વાર બંધ કરી દીધાં. તેને પોતાના પ્રતિ પણ ખૂબ ગ્લાનિ થઈ આવી. તેણે વિચાર કર્યો: 'છિ:! હું આવી છું? મારા હૃદયમાં શું આત્મ-સમ્માનની જરા પણ ભાવના નથી? મારા મુખ પર મેં શા સારૂ એવા પ્રકારના ભાવ જાગ્રત થવા દીધા? હવે મારે ખૂબ સાવધાનીથી રહેવું જોઈએ, કે જેથી ફરી કયારે ય આવી દશાને પ્રાપ્ત થવું ન પડે. મારા નિર્ધન પિતાને કન્યાનાં લગ્ન કરવાની ચિંતામાંથી મુક્તિ મળી, એ મારે માટે ઘણું છે. વધુ નહિ તો મારે માથેથી કુંવારઘડો તો ઊતરી ગયો! આ સિવાય મારે બીજી કોઈ પણ પ્રકારની કામના હૃદયમાં સેવવી ન જોઈએ.' અંતે દિપક બુઝાવી મનોરમા શય્યામાં જઈને પડી અને વિચારોમાં એવી તો ડૂબી ગઈ કે કયારે તેની આંખ મળી ગઈ, તેનું પણ તેને ભાન ન રહ્યું.

મદનમોહન મૂળથી જ એક શોખીન માણસ હતો. દીદીનું કઠોર શાસન પણ તેની ઉચ્છૃંખલ વૃત્તિઓને કાબૂમાં આણવા નિષ્ફળ નિવડયું હતું. તેણે શિક્ષણ લીધું હતું ખરૂં, પણ કયારે ય તેણે કોઈ પણ કામકાજને હાથ નહોતો અડકાડયો. વિદ્યાર્થી જગતમાં તેણે એક સુવક્તા તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. એક અંગ્રેજી પત્રમાં તેનો એક વાર એક લેખ પણ પ્રગટ થયો હતો, પરંતુ પછી તેણે એટલેથી જ સંતોષ માન્યો હતો. આ પછી કોઈ પણ ઉત્તમ કાર્યમાં જોડાતાં કોઈએ પણ તેને કયારે ય જોયો નહોતો. રાત્રિનો અધિક ભાગ કયાં તો એ પોતાને ત્યાં યા તો બીજા કોઈને ત્યાં નૃત્ય જોવામાં વ્યતિત કરતો અને દિવસ આખો મોટે ભાગે ઊંઘવામાં જ વીતાવતો. આ પ્રકારે તે પોતાનું જીવન વ્યતિત કરતો હતો.

દીદી ઉમાદેવીએ આરંભથી જ કઠોર શાસન દ્વારા ભાઈના પાલનપોષણનો અને તેને મનુષ્ય બનાવવાનો ઉદ્યોગ આદર્યો હતો, પણ હવે તો એ ઉમ્મર લાયક થયો હતો અને હવે તેની એવી અવસ્થા નહોતી રહી કે ધારે તે વખતે દીદીના કાબૂમાંથી છૂટકારો મેળવી ન શકે. એવી દશામાં મંત્રબળના કારણે શક્તિરહિત થઈ ગયેલા સર્પની સમાન દીદી મનના નિરર્થક અસંતોષથી પ્રેરિત થઈ ફુંફાડા મારતી હતી. એવે સમયે ભાઈને માટે જે અનેક કન્યાઓનાં માગાં આવ્યા હતાં, તેમાંથી તેણે મનોરમાના પિતાની વિનંતી માન્ય રાખી. પરિણામે મનોરમાએ કોઈ શુભ યા અશુભ ચોઘડિયામાં એ ઘરમાં નવવધૂ બની પ્રવેશ કર્યો, પરંતુ મદનમોહનની સ્વાભાવિક ઉચ્છૃંખલતાએ તેને ગૃહસ્થાશ્રમી થવા ન દીધો. લગ્નની પહેલી રાતે જ મદનમોહન સ્પષ્ટરૂપે જણાવી દીધું કે "કપડાં–ઘરેણાં જે તું માગીશ તે મારી શક્તિ મુજબ તને ક્યારે ય આપવાની હું આનાકાની નહિ કરું, પરંતુ ખબરદાર, મારું હૃદય તું ક્યારે ય ન માગી બેસતી. મને તો હું ફરું છું તેવી જ રીતે નિર્દ્વંદ્વ બનીને ફર્યા કરવા દેજે. કબૂલ છે ને તને મારી આ શરત?"

નવવધૂ પણ કાંઈ અણુસમજુ બાલિકા નહોતી. સ્વામીના આ પ્રથમ ભાષણે તે ચમકી ગઈ હતી, પરંતુ નિર્ધન માતાપિતાને ત્યાં જન્મ લેવા છતાં ય પણ તે ખૂબ જ સ્વાભિમાનપ્રિય હતી. પતિની વાતોથી તેના ચીત્તને જે આઘાત પહોંચ્યો, તેના પરિણામે અભિ-માનમાં આવી દઢતાપૂર્વક મસ્તક હલાવી તેણે પણ જણાવી દીધું કે તમારી શરત મને પૂર્ણરૂપે કબૂલ છે.

આ પ્રકારની કઠોર શરતસહ વૃદ્ધ નણંદ ઉમાદેવીના નિયંત્રણમાં રહી મનોરમાએ આ ઘરનો ભાર વહેવા માંડયો. આવી હૃદયહીન શરતથી તેના હૃદય પર ચાહે ગમે તેટલો ભારે આઘાત કેમ પહોંચ્યો ન હોય; પરંતુ તે પ્રકારના મનોભાવ તેણે જાહેર થવા દીધા નહિ

કે જેથી કરીને તેના હૃદયની વાસ્તવિક અવસ્થાથી કોઈ પણ માહિતગાર થઈ જાય. તેના પ્રતિ પોતાના ભાઈના ઉપેક્ષાભાવનો ઉમાદેવીએ પ્રથમ તો સત્કાર કર્યો. તેણે તો મનમાં એમ જ માની લીધું કે મારા પ્રતિ સમુચિત શ્રદ્ધા અને સમ્માનના ભાવ પોતાના હૃદયમાં સદાકાળ જારી રહે તે ખાતર જ મદનમોહન પત્ની પ્રતિ વધુ આસક્તિ નથી દાખવતો. પરિણામે તે ભાઈના આ ગુણની સર્વત્ર પ્રશંસા કરવા લાગી, પરંતુ પતિ–પ્રેમથી વંચિત મનોરમા પ્રતિ તેણે પણ ક્યારે ય સ્નેહની દ્રષ્ટિએ ન જોયું. એનું પરિણામ એ આવ્યું કે ઘરમાં કુલકમળાનું સ્થાન પ્રાપ્ત ન કરતાં, મનોરમા કેવળ નણંદની જ નહિ, બલ્કે તેમની માનીતી ચાકરડીઓ સુદ્ધાંની સેવિકાના આસન પર જ ઉપેક્ષિત ભાવે પડી રહી.

મદનમોહન અને મનોરમા, બન્ને પોતપોતાને માર્ગે ઘણાં આગળ નીકળી ગયાં હતાં. મદનમોહન જ્યારે ઉચ્છૃંખલતાની પરાકાષ્ટાએ પહોંચ્યો હતો, ત્યારે મનોરમા મર્યાદાનું અત્યધિક ભાન ધરાવતી હતી. ધૈર્ય અને કોમળતાની તે જીવંત પ્રતિમા હતી. સ્વામી તરફથી લેશમાત્ર પણ પ્રેમની આશા ન હોવા છતાં, તેના પ્રત્યે તેના હૃદયમાં શ્રદ્ધા અને પ્રેમનો અભાવ ન હતો. પોતાના સ્વભાવની અસાધારણ ગંભીરતા અને સહિષ્ણુતાના કારણે જ મનોરમાએ એક વર્ષથી પણ વધુ સમય નિતાંત ઉપેક્ષામય અવસ્થામાં રહીને પણ શાંતિપૂર્વક વ્યતિત કર્યો હતો. પિતાને આ વાતનો અણસારો સુદ્ધાં પડવા દીધો નહિ કે એક પ્રતિષ્ઠિત કૂલવધુની જેવી સ્થિતિ હોવી જોઈએ, તેવી સ્થિતિ મનોરમાની નહોતી !

: ૯ :

દેવનાથને મંદિરનો પરિત્યાગ કર્યે ઘણા દહાડા વીતી ગયા હતા. મંદિરમાં હવે કોઈ પણ પ્રકારની અશાંતિ કે વિપ્લવ નહોતાં રહ્યાં. સ્વર્ગીય વૈયાકરણ-કેસરી મહોદયના સમયની જેમ જ ધામધૂમથી પૂજા-આરતી થવા લાગ્યાં હતાં. પ્રભા હવે નિશ્ચિંત હૃદયથી ઠાકોરજી માટે પુષ્પોની માળા ગૂંથતી, ફૂલોના ઢગલાઓથી મંદિરને શણગારતી અને નવો પૂજારી આદ્યાપ્રસાદ ઢગલાના ઢગલા પુષ્પો દેવમૂર્તિઓ પર ચડાવવા છતાં હજી તેનાથી ધરાતો ન હતો, તે જોઈ પ્રભાનું ચિત્ત પ્રસન્ન થઈ ઊઠતું. આ બાજુ પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રી પ્રભાને પ્રસન્ન જોઈને જમીનદાર દ્વારકાનાથ તથા તેમની સહધર્મિણી લલિતાદેવી પણ ખૂબ પ્રસન્ન રહેતાં હતાં. પરંતુ આ બધાંય કરતાં સૌથી વધુ સુખી તો હતી આદ્યાપ્રસાદની ભોજાઈ તુલસીદેવી કે જે પોતાના દૂરની સગાઈએ થતા દંભી દિયર અને તેના ખાઉધરા દળના સ્વાગતસત્કારમાંથી હવે છૂટકારો મેળવી શકી હતી. આ પ્રમાણે એક નિરપરાધી યુવક બહિષ્કૃત થતાં, એકીસાથે આટલા બધા માણસોએ પોતાની ખોયેલી શાંતિ પુનઃ પાછી મેળવી, એ કાંઈ જેવીતેવી બાબત હતી ?

આ પરિવર્તનશીલ જગતમાં પ્રકૃતિની પ્રેરણાથી જૂનાના સ્થાનની પૂર્તિ નવા દ્વારા બરાબર થતીજ રહી છે અને જૂનાની માત્ર સ્મૃતિજ રહી જાય છે. પરંતુ જે સ્મૃતિ કોઈ પ્રકારના અત્યંત હૃદય–વિદારક દુ:ખ અથવા હૃદયને પૂર્ણરૂપે વિકસિત કરનાર સુખની સાથે સંબંધ ધરાવતી હોય છે, કેવળ તે જ સૌથી અધિક ઉજ્જવળ, સૌથી અધિક પ્રકાશમાન રહી જાય છે. એ સિવાય સ્મૃતિનાં બીજાં જે સાધારણ આકારનાં કણ હોય છે, તે શરદૃઋતુના અત્યંત પ્રાત:કાળનાં હિમકણોની જેમ જ નવીન રવિના કિરણોના પ્રકાશ સાથે નષ્ટ થઈ જાય છે. દેવનાથને મંદિરમાં જે થોડા દહાડા અધિકાર રહ્યો હતો, તે દરમ્યાન એવી કોઈ મહત્વની ઘટના નહોતી બની કે જે નિયમપાલનમાં પ્રવીણ આ નવા પૂજારીના એકછત્રશાસનના સમયમાં કોઈના ય હૃદયમાં સ્થાન ધરાવી શકે. પાઠશાળામાં પણ આદ્યાપ્રસાદની ધાક વાગતી હતી. હરિશરણ સિવાય દેવનાથને યાદ કરનાર ત્યાં બીજું કોઈ હતું જ નહિ. જે દિવસે જે કોઈ પર ગુરુ-સેવાનો ભાર આવી પડતો, તે અવશ્ય દેવનાથનાં ગુણગાન કર્યા વિના ન રહેતો, જો કે આદ્યાપ્રસાદના આતંકના કારણે આ સત્કર્મ તેને અત્યંત ગુપ્તરૂપે જ કરવું પડતું.

આ પ્રકારે દેવનાથના ચાલ્યા જવા બાદ કેટલાક દિવસો પર્યંત મંદિર તથા પાઠશાળાનું કામ સુવ્યવસ્થિત રૂપે ચાલ્યા કર્યું. સૌ કોઈ શાંત હતું, સૌ કોઈ પ્રસન્ન હતું. પરંતુ વિધાતા આંગળીને વેઢે ગણાય એટલી જ પરમ સૌભાગ્યશાળી વ્યક્તિઓના લલાટે એવી રેખા ખેંચે છે કે જેઓ આજન્મ શાંતિપૂર્વક જીવન વ્યતિત કરી શકે. અતુલિત ઐશ્વર્યના અધિકારી પિતાની આંખોના તારા સમાન, આંતરિક શ્રદ્ધાસહ દેવની પૂજાસેવામાં સદાય તન્મય રહેતી પ્રભા એ પરમ સૌભાગ્યશાળી વ્યકિતઓમાંની એક નહોતી. જે અશાંતિ આટલા દિવસો પર્યંત કેવળ દ્વારકાનાથ તથા લલિતાદેવીના અંતરમાં જ

ધૂંધવાયા કરતી હતી, તે હવે પ્રગટ થઈ પ્રભા તરફ પોતાની જ્વાળાઓ ફેલાવવા માંડી હતી. એક દિવસ અકસ્માત પ્રભાએ સાંભળ્યું કે એક માસમાં તેનાં લગ્ન થશે. એ વાત સાંભળી પ્રભા આશ્ચર્યથી મૂર્તિવત બની ગઈ. પહેલાં તો એ આ વજ્રશો આઘાત પામી ક્યાંય સુધી અચેત જેવી બની પડી રહી. પછી મહામહેનતે સ્વસ્થતા ધારણ કરી તે માતા પાસે પહોંચી અને કહેવા લાગી: "મેં પ્રતિજ્ઞા લીધી છે કે આજન્મ હું અવિવાહિતા જ રહીશ."

માતાએ તેને ઘણી સમજાવી પટાવી, પણ તેનું કાંઈ પરિણામ ન આવ્યું. પ્રભા દુઃખિ ચિત્તે ત્યાંથી ઊઠી ગઈ અને પોતાના ઓરડાનાં દ્વાર બંધ કરી અંદર ભરાઈ ગઈ. તેનું જરાક ઉદાસ જેવું મુખ દેખાતાં માતાપિતા પોતાનો ગમેતેવો કઠિન નિશ્ચય ફેરવી નાખવા આનાકાની કરતાં નહોતાં, પરંતુ આ નિશ્ચયમાં કાંઈ પણ ફેરફાર કરવો એ તેમને માટે પણ જીવનમરણનો પ્રશ્ન હતો. એટલે લાચારીએ તેમને પ્રભાના આવા પ્રકારના વર્તન પ્રતિ ઉપેક્ષા દાખવ્યા સિવાય બીજો કોઈ માર્ગ નહોતો. પત્ની પાસેથી પુત્રીના વિરોધના સમાચાર સાંભળી દ્વારકાનાથે પ્રભાને બોલાવી અને તેના સ્વર્ગસ્થ પિતામહે દાનપત્ર દ્વારા જે વ્યવસ્થા કરી હતી તેની આખી ય હકીકત અથથી ઇતિ કહી સંભળાવી, જણાવ્યું: "બેટા, તું હવે નાની નથી, હિત–અહિત સમજવા જેટલી તારામાં યોગ્યતા છે. એટલે તું પોતે જ આ બાબતનો નિર્ણય કર કે અમારે આ ધનવૈભવ, માનમર્યાદા, એટલું જ નહિ પણ બાપદાદાઓના ઘર સુદ્ધાંનો પરિત્યાગ કરી તારી પ્રતિજ્ઞાની રક્ષા કરવી એ ઉચિત છે? પિતાજી તો મારા હાથપગ બાંધી ગયા છે, આ બાબતમાં મારી પાસે લેશ માત્ર પણ સ્વતંત્રતા રહેવા દીધી નથી, નહિ તો ક્યારે ય મેં તારી ઇચ્છા વિરુદ્ધ કશું પણ કાર્ય કર્યું છે?"

પ્રભા સમક્ષ એક મહાન સમસ્યા ઉપસ્થિત થઈ. એક બાજુ

આવડું ભારે ઐશ્વર્ય અને તેના કરતાં પણ અનેકગણું વધારે મહત્વ ધરાવતું દેવમંદિર હતું કે જે તેની દૃષ્ટિમાં હૃદયના શોણિત સમાન હતું, પ્રાણથી પણ અધિક પ્રિય હતું; બીજી બાજુ દેવ નિમિત્ત ઉત્તસર્ગ કરાઈ ચૂકેલા હૃદયને કોઈ ગમે તે એક ક્ષુદ્ર માનવીને સમર્પિત કરવાની વાત હતી. તે વિચારવા લાગી કે "મેં મારૂં આ જીવન, આ યૌવન શ્રીકૃષ્ણને સમર્પિત કરી દીધાં હતાં! તો શું આજે એને એક મનુષ્યના ઉપભોગની વસ્તુ એટલા માટે બનાવી દેવી પડશે કે અમારા શૈશવકાળથી માંડી આજ સુધી જે નિવાસસ્થાનમાં અમે વાસ કર્યો છે, તેના પર ઊભા રહેવાની હું અધિકારિણી થઈ શકું ? પિતાની આ માનમર્યાદા તથા એમના ધનવૈભવની રક્ષા કરવી પડશે મારે આત્મ-વિક્રય કરીને ? અન્યથા મારે જ કારણે વંશપરંપરાથી ચાલી આવતી મિલકત અને મર્યાદાથી એ વંચિત થઈ જશે ? હા દાદાજી ! આપનો મારા પ્રતિ જે અગાધ સ્નેહ હતો તેના પ્રતિદાન અર્થે તમે આવડું ભારે કઠોર વિધાન કરી મૂક્યું છે ?"

આડીઅવળી કેટલી ય વાતોનો વિચાર કર્યા બાદ પ્રભાએ ક્યાં ય સુધી રોયા કર્યું. અંતે તેણે નિર્ણય કર્યો કે 'આમાં એટલા બધા ડરી જવાનું શું કારણ હતું ? આ ધનવૈભવનો એક ચિંથરાની જેમ ત્યાગ કરી દેવો એ જ વધુ ઠીક હતું; પરંતુ આ શરીર કોઈ મનુષ્યને સમર્પિત કરી દેવું એ મારે માટે કલ્યાણકર ન હતું. ના, કદાપિ નહિ ! આ ભૂમંડળ પર ત્રણ જ એવા માણસો છે કે જેની મેં વશ્યતા સ્વીકારી છે. એમાંથી બે છે મારાં માતાપિતા અને ત્રિજા છે પેલા જે આજે સ્વર્ગમાં બિરાજમાન છે. શું ચોથો પણ કોઈ એવો મનુષ્ય આ ધરાધામમાં અવતીર્ણ થયો છે કે જે અમારી વચ્ચે ઊભા રહેવાનો અધિકારી થઈ શકે ? ના, એવું બનવાનો કદાપિ સંભવ નથી. હું કોઈ પણ ચોથા માનવી સમક્ષ મસ્તક નહિ ઝુકાવું !"

આવા પ્રકારની કેટલી ય વાતો પર વિચાર કર્યા બાદ પ્રભાની

કલ્પનારૂપી દ્રષ્ટિ માતાપિતાની ભાવી અવસ્થા પર ગઈ. તે આગળ વિચાર કરવા લાગી : " આ એક માસનો સમય વ્યતિત થઈ ગયા બાદ અમારૂં આ પવિત્ર ઘર, કે જે પિતા–પિતામહની જન્મ–મૃત્યુની લીલાથી પૂર્ણ છે, એક એવા મનુષ્યના અધિકાર તળે ચાલ્યું જશે કે જેનું ક્યારે ય નામ સુદ્ધાં પણ સાંભળવામાં નથી આવ્યું. અને મારાં માતાપિતા ! એ ક્યાં ય કોઈ એક અપરિચિત શહેરના કોઈ ગમે તે ખૂણામાં ભાડાનું મકાન લઈ એક સામાન્ય ગૃહસ્થના રૂપમાં વસવાટ કરશે. કેટલું ક્લેશમય થઈ જશે પિતાનું જીવન ? " પોતાના મનને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરતી તે વિચારવા લાગી : " ના, જીવતાં-જીવત તો પિતાજીની આવા પ્રકારની દુરાવસ્થા મારાથી જોઈ નહિ જાય. પરંતુ તો હવે શું કરૂં ? "

મદનમોહન મનોહરપુર આવી પહોંચ્યો હતો. સ્વર્ગસ્થ ગૃહસ્વામી-ના જીવનકાળ દરમ્યાન પહેલાં પણ બેએક વાર એ અહીં આવી આવી ચૂક્યો હતો, એટલે એ થોડુંઘણું તો સૌને ઓળખતો હતો. પ્રભાને જોતાં જ તેણે કહ્યું : " મામી, રાધા તો હવે પૂરતી ઉમ્મર લાયક થઈ ગઈ છે, એના વિવાહનું ક્યાંય નક્કી કર્યું છે કે નહિ ? આટલી ઉમ્મર પર્યંત કન્યાને કુંવારી રાખવી એ તો તમારી કુળ–મર્યાદાની વિરૂદ્ધ છે. "

એક દીર્ઘ નિશ્વાસ મૂકી લલિતાદેવીએ કહ્યું : " એ બાબતમાં જ કાંઈ વાતચીત કરવા તો તને અહીં બોલાવ્યો છે, બેટા ! અમારી એ ઉત્કટ ઇચ્છા છે કે અમારી પ્રભાનો સ્વીકાર કરી તું અમારો ઉદ્ધાર કર. હમણાં જ જે પહેલું લગ્નમુહૂર્ત આવે એમાં જ અમે આ શુભ કાર્ય પતાવી તેમાંથી નિવૃત થવા માગીએ છીએ. તેથી બેટા, જો તું અમારા પ્રસ્તાવનો અસ્વીકાર કરીશ, તો અમારા સંકટનો પાર નહિ રહે. "

એકાએક લલિતાદેવીના મુખમાંથી આવી વાત સાંભળી મદન-મોહન ચકિત થઈ ગયો. તેણે વિસ્મિત ભાવે જ જણાવ્યું : " આ તમે શું કહો છો મામી ? મારી સાથે રાધાનાં લગ્ન ? હું તો ઉખડેલ છું મામી, કે જેની દ્રષ્ટિમાં કન્યાનું કોઈ મૂલ્ય નથી. કન્યાને મારીને કૂવામાં નાખી દેવા છતાં પણ જેના હૃદયને જરા પણ કલેશ થતો નથી, કેવળ એવો જ માણસ મારી સાથે તેની કન્યાનાં લગ્ન કરવાનો વિચાર કરી શકે. તમારે એવી તે કઈ આપદા આવી પડી છે મામી, કે મારા જેવા ઉચ્છૃંખલ માણસના ગળામાં પ્રાણથી પણ અધિક પ્યારી પુત્રીને બાંધી દેવા તમે કટિબદ્ધ થયાં છો ! એ સિવાય આ સંબંધ શોભાજનક પણ નથી. રામરામ ! જ્યાં આજે હું તમારો ભાણેજ છું, ત્યાં કાલે તમારો જમાઈ બની જાઉં ? સાવ સાહેબી રીત ! ભાઈબહેનનાં લગ્ન ! અરે રામ ! જે રાધાને પીઠે લઈને કેટલી ય વાર રમાડી છે, તે હવે ઘૂંઘટ ખેંચી પત્ની બની મારી સામે ઊભી રહેશે ?"

મદનમોહનની આવી બધી વાતો સાંભળી અધિર બની લલિતા-દેવીએ કહ્યું : " આપદા તો અમારા પર અત્યારે ઘણી ભારે આવી પડી છે. આટલો બધો ધનવૈભવ હોવા છતાં, અત્યારે આ કન્યાનાં લગ્નનાં કારણે અમારા દુ:ખનો પાર રહ્યો નથી. એ સિવાય બેટા, તું જે આ સંબંધની વાત કરે છે, તેમાં તો આપણી બહુ દૂરની સગાઈ છે. પંક્તિપાવનોમાં આવા પ્રકારનો વિચાર કર્યે કાંઈ આરો આવવાનો હતો ? પંક્તિપાવનોનું ક્ષેત્ર ઘણું ટૂંકું હોય છે. અમારી આ વાત ઊડાડી ન દઈશ, બેટા ! હું જઈને એમને વાત કરું છું. એ તો ચિંતા કરીકરીને અડધા થઈ ગયા છે." એટલું કહી લલિતાદેવી ઊભી થઈ અને ચાલી ગઈ. તેના ગયા બાદ મદનમોહન મનમાં ને મનમાં જ હસતો પ્રભાના ઓરડા તરફ રવાના થયો.

પ્રભા તે સમયે તેની સખી તુલસી પર ચિડાયેલી હતી. પ્રભાનાં

લગ્નની જે આ વાત ચાલતી હતી, તેની એક દાસી દ્વારા થોડી માહિતી તુલસીને કાને પણ પહોંચી ચૂકી હતી. એટલા માટે જ એ વાત નિશ્ચિતરૂપે જાણી પોતાના કુતૂહલને શાંત કરવાના વિચારથી તે પ્રભા પાસે આવી હતી અને તેની સાથે વિનોદ કરવાના વિચારથી તે એક ગીત ગણગણી રહી હતી. પણ પ્રભાની માનસિક અવસ્થા એવી નહોતી કે તે આ વિનોદમાં ભાગ લઈ શકે. તેણે તુલસીનું મુખ દબાવી દીધું અને ચિડાઈને ઉત્તેજીત સ્વરે કહેવા લાગી : "ચુપ રહે, મોંબળી, મને તારૂં આ ગાવુંબાવું નથી ગમતું. તને તો સદાય મશ્કરી જ સૂઝે છે. અહીં હું તો મરવા પડી છું અને તે વખતે તને ગાવાનું સૂઝે છે!"

તુલસીએ કહ્યું : "તું આ શું કહે છે, સખી! આવા પ્રસંગે મશ્કરી કરવાની ન હોય તો પછી ક્યારે કરવાની! વારૂ, પહેલાં એ એ તો બતાવ કે લગ્નની તીથી ક્યારની નક્કી થઈ છે? હજી મુહૂર્ત નક્કી નથી થયું?"

પ્રભા અને તુલસીની આ વાતચીત હજી પૂર્ણ નહોતી થઈ કે મદનમોહને નિસ્સંકોચ ભાવે ઓરડામાં પ્રવેશ કર્યો. તુલસી ઘૂંઘટ ખેંચી એક ખૂણામાં જઈ ઊભી રહી અને પ્રભા આવા અવસર પર આ અર્ધપરિચિત મહાનુભાવના આગમનથી ઉદ્વિગ્નતાનો અનુભવ કરતી હોવા છતાં શિષ્ટાચારને ખાતર મદનમોહન પ્રતિ ધ્યાન આપવા માટે વિવશ બની.

ઓરડામાં પ્રવેશ કરી એક આસન પર બેસી મદનમોહને પહેલાં ચારે તરફ દ્રષ્ટિ દોડાવી. પછી પ્રશંસાસૂચક સ્વરે તે કહેવા લાગ્યો : "વાહ! કેવી ઉત્તમ રીતે આ ઓરડો સજાવેલો છે! બહાર બારી પાસે જે લતાઓ લાગેલી છે, તે ખીલેલાં ફૂલોને પોતાના વક્ષ પર ધારણ કરી જાણે અંદર પ્રવેશ કરવાનો પ્રયાસ કરી રહી છે અને

તેને લઈને આ ઓરડાના સૌંદર્યમાં વળી ઓર જ વધારો થાય છે. પરંતુ પ્રભા, લગ્ન થયા બાદ જ્યારે તું સાસરે જઈશ, ત્યારે આ બધાંની શી દશા થશે ?"

કંઠથી માંડી લલાટ પર્યંત અબીલ જેવા રંગે રંગાયેલ જેવી ભાસતી પ્રભાએ મસ્તક ઊંચું કરી તડાક કરતાં જવાબ આપ્યો : "હું યમરાજ સિવાય બીજા કોઈને ઘેર જવાની નથી."

મદનમોહન પ્રભા તરફ જોતો કૌતુકસહ સ્મિત કરી રહ્યો હતો. આવા પ્રકારનો ગર્વપૂર્ણ ઉત્તર સાંભળી અત્યંત વિસ્મયનો ભાવ પ્રકટ કરતાં તે બોલી ઊઠ્યો : "લગ્ન થઈ ગયા બાદ એ લોકો તને લઈ ગયા વિના રહેશે ભલા ?"

"તો લગ્ન જ નહિ થાય—" તેના મોંમાંથી આ શબ્દો આપોઆપ જ નીકળી પડ્યા.

"મામા-મામી આ વાત માનવાનાં ખરાં કે ?"

"વાહ ! કેમ નહિ માને ?"—એવા ઉત્તર સાથે જ પ્રભાના મુખ પર દૃઢ પ્રતિજ્ઞાનું એક કઠોર સ્મિત ફરકી રહ્યું. એ સ્મિત દ્વારા પ્રભા જાણે કે એમ જણાવી રહી હતી કે તમે ન તો મને બરાબર પીછાણો છો, કે ન તો તમારાં મામામામીને. એટલે જ તમે આવો સંદેહ પ્રગટ કરો છો.

એ પછી થોડીક ક્ષણ નીરવ રહ્યા બાદ બન્ને જણાં એકીસાથે ખીલખીલાટ કરતાં હસી પડ્યાં. પ્રભાના હૃદયમાં સ્મિતના સ્થાને ક્રોધના ભાવ અધિક માત્રામાં સ્થાન જમાવી રહ્યા હતા, પરંતુ તેને દબાવી દેવાના ઉદ્દેશ્યથી તેણે મદનમોહનના હાસ્યમાં સાથ પૂર્યો હતો. વસ્તુતઃ પ્રભાનું હૃદય આજે દિવસો થયાં જ્વાળામુખીની જેમ ધૂંધવાટા મારી રહ્યું હતું.

એકાએક મદનમોહન બોલી ઊઠ્યો : "તો તો તારાં લગ્ન થઈ

ચૂકયાં, રાધા! લોકો પરણે છે ગૃહિણી પ્રાપ્ત કરવા માટે. એવો નિતાંત મૂર્ખ હશે આ જગતમાં કે જે લગ્ન કર્યા બાદ પત્નીને ઘેર લઈ જવા ઇચ્છતો ન હોય?"

ઘોર અવિશ્વાસનું હાસ્ય હસી પ્રભા કહેવા લાગી: "એવા મૂર્ખ આ જગતમાં ઘણાય પડ્યા છે, જોઈએ એટલા! વારુ મદનભાઈ, તમારાં લગ્ન થયાં છે કે નહિ?"

મદનમોહને જણાવ્યું: "માની લ્યો કે થયાં જ છે. જો હું કોઈ સ્ત્રી સાથે લગ્ન કરી તેની સાથે પત્ની જેવો સંબંધ સ્થાપિત ન કરું, બલ્કે તેને મિત્રભાવે રાખું, ત્યારે મારી એ શું કહેવાય? પત્ની કહેવાય કે મિત્ર કહેવાય? એ સિવાય બીજું કોણ કહેવાનું હતું કે મારાં એની સાથે લગ્ન નથી થયાં?"

પ્રભાને તો જાણે ડૂબતાંને તરણું મળી ગયું. તે મનમાં ને મનમાં જ વિચારવા લાગી: "લગ્ન કરવાનું જો અનિવાર્ય જ બને, તો આવી શરત સાથે લગ્ન કરવાં. નહિ તો મારાથી તો આ જીવનમાં બીજાની દાસી બનીને રહેવાશે નહિ. પરંતુ સ્ત્રીઓ માટે તો લગ્નનો અર્થ થાય છે, પતિની દાસી બનીને રહેવાનું. એટલા માટે જ મને લગ્ન પ્રત્યે વિરક્તિ થઈ ગઈ છે!"

: ૧૦ :

લગ્ન કરવાનો અર્થ ચાહે દાસી બનવું એવો થતો હોય યા બીજો કોઈ અર્થ થતો હોય, પરંતુ પ્રભાને એ બાબતની ચોક્કસ ખાત્રી થઈ ગઈ કે હવે લગ્ન કર્યા સિવાય બીજો કોઈ માર્ગ નહોતો રહ્યો. આ બાજુ લલિતાદેવીએ જ્યારે જોયું કે પ્રભા મદનમોહન સાથે ખૂબ આનંદથી હળેમળે છે, ત્યારે તેને આશ્ચર્ય થયું અને તે વિચાર કરવા લાગી કે એને હજી અમારા નિર્ણયની પૂરી ખબર નહિ હોય. કયા બહાને આ લગ્નની વાત તેને જાહેર કરવામાં આવે, તેની મૂંઝવણમાં તે પડી હતી, એટલામાં પ્રભા પોતે ત્યાં આવી પહોંચી અને કહેવા લાગી : "મારે માટે જો નિતાંત જ......પરંતુ આ ઘરની બહાર હું પગ સુદ્ધાં નહિ મૂકું, એ હું અત્યારથી જ તમને કહી રાખું છું !"

લલિતાદેવીએ જોયું કે કન્યાના વિચારોમાં કાંઈક પરિવર્તન થયું છે, ત્યારે તેને કાંઈક આનંદ થયો. તેણે કહ્યું: "બહાર પગ મૂકવાનું તને કોણ કહે છે, ગાંડી ?"

"નહિ તો લગ્ન નહિ થાય !"

આ વાત સાંભળી લલિતાદેવી કાંઈક ક્રુદ્ધ થઈ અને વિચારવા લાગી કે દીકરીને બહુ મોંએ ચડાવવાનું આ પરિણામ છે કે તે મનમાં જે વાત આવે છે, આંખો મીંચી તે અમારી પાસે સ્વીકારવવા માટે હઠ પકડીને બેસે છે. પરંતુ એ વાત મનમાંથી કાઢી નાખી તે ચાલી ગઈ.

બીજા દિવસથી જ ઘરમાં લગ્નની તૈયારીઓ શરૂ થઈ ગઈ. મદનમોહને તુરત જ એ જોઈ લીધું. તે મનમાં ને મનમાં જ વિચાર કરવા લાગ્યો કે માતાપિતાના મસ્તક પર આસન જમાવી બેઠેલી આ નવયુવતીથી દૂર રહેવામાં જ મારૂં તો કલ્યાણ છે. એથી બપોરના સમયે લલિતાદેવી જ્યારે પોતાના ઓરડામાં બેઠીબેઠી આવશ્યક વસ્તુઓની યાદી તૈયાર કરી રહી હતી, ત્યારે મદનમોહને તેની પાસે આવીને કહ્યું: "ક્ષમા કરજો મામી, મન નથી કબૂલ કરતું. તમારી કન્યાને નાની બહેન જેમ જ સદા પ્યાર કરવાનું મારે માટે ઠીક રહેશે. એ તો કોઈ કન્યા નથી, જાણે ગૂંચળું વાળી બેઠેલો સાપ છે. તેની સમીપ જવામાં મારૂં કલ્યાણ નથી. પરંતુ આપણા ગોત્રનો જ એક અત્યંત સદાચારી યુવક એક સંસ્કૃત પાઠશાળા ખોલવાની તૈયારી કરી રહ્યો છે, તે પ્રભાનાં લગ્ન માટે બરાબર યોગ્ય નીવડશે."

લલિતાદેવીના નિરાશાપૂર્ણ હૃદયમાં પુનઃ આશાનો સંચાર થયો. કૃતજ્ઞતાપૂર્ણ દ્રષ્ટિથી ભાણેજ પ્રતિ જોઈ તે બોલી: "સારી વાત છે, બેટા! તો પણ અમારો ઉદ્ધાર થઈ જશે. એ છોકરાનું નામ શું છે?"

"એનું નામ છે દેવનાથ."

જરા થોડી વાર વિચાર કર્યા બાદ લલિતાદેવી પતિ પાસે ગઈ અને તેમની સમક્ષ આ વાત જાહેર કરી, તેણે કહ્યું: "છોકરો ખોટો નથી. નિર્ધન છે તેથી શું થયું? આપણી પ્રભાને સાસરે

જઈને તો કાંઈ રહેવું નથી. અંગ્રેજી ભણ્યો નથી તેથી શું થઈ ગયું, સંસ્કૃતનો તો ધુરંધર વિદ્વાન છે. તેની સાથે પ્રભાનાં લગ્ન કરવામાં કશો જ વાંધો ન હોઈ શકે. હિંદુ કુટુંબની કન્યા છે; માતાપિતા જેના હાથમાં તેનું દાન દેશે, તેના પ્રતિ તે શ્રદ્ધાભકિત કરશે. કન્યા બોલી ગઈ મડમોની જેમ કે હું તો આજન્મ અવિવાહિત રહીશ, તેથી આપણે પણ શું એ વાત માની લેવી?"

પત્નીના આ પ્રસ્તાવથી દ્વારકાનાથને બહુ અશાંતિ ઉપજી. પ્રાચીન પ્રથાના અનુયાયી હોવા છતાં તેમણે સારામાં સારા શિક્ષકો રાખી પ્રભાને અંગ્રેજીનું ઉત્તમ જ્ઞાન આપ્યું હતું. એવી સ્થિતિમાં આધુનિક જગતથી પૂર્ણરૂપે અનભિજ્ઞતા રાખનાર એક યુવકના ગળે તેને બાંધી દેવા માટે તેમનું હૃદય કયાંથી હા પાડે! વળી એ યુવક એક તેમનો જ વેતનભોગી કર્મચારી હતો અને બરાબર કામ ન કરી શકવાને કારણે જ તેને રજા આપવામાં આવી હતી, તેથી તે મનમાં ને મનમાં ખૂબ જ અધિર બની ગયા.

પ્રભા તો દેવનાથનું નામ સાંભળતાં જ ભડકાની જેમ સળગી ઊઠી. પોતાની જાતને કાબૂમાં રાખવા અસમર્થ બની તેણે તો માતાને સંભળાવી દીધું કે દુનિયામાં જેટલા અક્કલના બોઘા છે, તે સૌને ખોળી કાઢવા માટે જ આજકાલ તમે ધંધો આદર્યો છે. પુત્રીની આ વાતથી અપ્રસન્ન બની તેને બે ચાર કડવાં વેણ લલિતા-દેવીએ સંભળાવી દીધાં.

મનોહરપુરના જમીનદાર વંશમાં જાણે અશાંતિએ આજકાલ પોતાનું અખંડ સામ્રાજ્ય સ્થાપન કર્યું હતું. માતા–પુત્રી તથા પિતા, કુટુંબનાં આ ત્રણ માણસોમાંથી એકના પણ ચિત્તમાં લેશમાત્ર શાંતિ નહોતી. માતા લલિતાદેવી પતિના એ સ્વભાવના કારણે અશાંતિનો અનુભવ કરી રહી હતી કે તેમણે જ બહુ મોઢે ચડાવવાથી

પુત્રી આકાશે ચડી બેઠી હતી. અને પ્રભાએ પણ આ બાજુ માતાના નિર્ણયથી વિરૂદ્ધ આચરણ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી હતી. દ્વારકાનાથ કિંકર્તવ્ય-વિમૂઢ હતા. પરંતુ સંકટ સૌથી વધુ હતું દ્વારકાનાથ પર જ. લલિતાદેવી એમ અધિર બની જાય એવી નહોતી. વિપત્તિનો પણ ધૈર્યપૂર્વક સામનો કરી ઘટનાચક્રના આવર્તમાં પોતાની જાતને નાખી દેતાં તેને આવડતું હતું, તેથી કોઈ પણ પરિસ્થિતિમાં તેના ચિત્તને એટલો બધો ક્લેશ થતો નહિ. પ્રભા વાતવાતમાં દુઃખી બની જતી, પરંતુ એ એકલી અણુમાત્ર પણ કલેશ સહન કરવા માટે તૈયાર ન હતી. ક્ષુબ્ધ બની, રોઈકકળી, ધમાલ કરી, એ માતાને અધિર પણ કરી દેતી અને પોતાની ઈચ્છા તેમને માથે લાદવા માટે આકાશપાતાળ એક કરવા માટે કશું જ બાકી ન રાખતી. આ પ્રકારે પોતાની માનસિક અશાંતિને દૂર કરવા માટે બધું જ કર્યા પછી તે શાંત પડતી. પરંતુ તેના પિતા દ્વારકાનાથમાં ન તો લલિતાદેવીનું ધૈર્ય હતું કે ન તો પ્રભાના જેવી અધિરતા. એક તો જમીનદારના પુત્ર હોવાના કારણે એ સ્વભાવતઃ આત્માભિમાની હતા, બીજું ઉચ્ચ શિક્ષા લીધાનો તેમને થોડો કાંઈક ગર્વ પણ હતો. પરિણામે સંકૂચિત બની એક ખૂણામાં એ પડયા રહેતા. બીજા જમીનદારોની જેમ એ દુર્વ્યસની પણ નહોતા કે ખાવાપીવા યા નાચરંગના લોભે તેમને દસ માણસો ઘેરીને બેસી રહે. સુખદુઃખની વાતો સાંભળવા માટે લલિતાદેવી સિવાય જગતમાં તેમનું બીજું કોઈ મિત્ર નહોતું, પરંતુ આજકાલ કન્યાનાં લગ્નની બાબતમાં તેની સાથે પણ દ્વારકાનાથને બરાબર બનતું નહોતું.

લલિતાદેવી માતા હતી અને કન્યા પ્રતિના મોહથી અભિભૂત થવું એ તેને માટે સ્વાભાવિક હતું, પરંતુ દ્વારકાનાથના હૃદયમાં અપત્યસ્નેહની માત્રા તેના કરતાં સોગણી વિશેષ હતી, તેથી અંધ મોહના કારણે તે જ્ઞાનશૂન્ય બની ગયા હતા. પ્રભાને બને તેટલી યોગ્યતમ

બનાવવા માટે તે પ્રારંભથી જ પ્રયત્નશીલ હતા. પિતાની ઇચ્છા ન હોવા છતાં તેમણે તેમની વિરૂદ્ધ જઈને પણ પ્રભાને અંગ્રેજીનું શિક્ષણ આપ્યું હતું અને દૃઢરૂપે એવો નિશ્ચય કર્યો હતો કે સર્વાંગ-પૂર્ણ વર મળ્યા વિના પોતે કદાપિ પ્રભાનાં લગ્ન નહિ કરે, પછી ભલે તેને આજન્મ કુંવારી જ રહેવું પડે. પુત્રીને પણ પિતાના આવા મનોભાવની પૂર્ણ માહિતી હતી, તેથી પ્રોત્સાહિત બની તે એક ડગલું આગળ વધી ગઈ હતી. તેણે નિર્ણય કર્યો કે આ અવ-નતિના યુગમાં મારે યોગ્ય વર આ ભૂમંડળ પર જન્મ્યો જ નથી, તેથી હું એક માત્ર જગત્પતિ ગોપીવલ્લભને જ મારા પતિ માની મારૂં જીવન વ્યતિત કરીશ.

પ્રભા કેવળ એક વાતનો વિચાર કરી ક્યારેક ક્યારેક હસ્યા કરતી. તે મનમાં જ કહેતી: "પિતાજીની દૃઢ પ્રતિજ્ઞા છે કે તે મને ક્યારે ય શોકયને પાલે પડવા નહિ દે. પરંતુ મહારાણી રાધિકા તો એમની બગલમાં જ ઊભી છે! પછી પિતાજી ભલા આવા પ્રકારનો વર કેમ કરીને પસંદ કરશે?"

તે દિવસે પત્નીના મોંએ આવા પ્રકારના કલેશકર સમાચાર સાંભળી દ્વારકાનાથ ચિંતાના માર્યા અધિરા બની ગયા હતા. તે સમયે આંધિના જેવા વેગથી દ્વાર ખોલી તેમની લાડકી કન્યા સળગતી આગના ભડકાની જેમ આવી પહોંચી અને કહેવા લાગી: "પિતાજી! લોકો આ બધી શી વાતો કરી રહ્યાં છે? તમે મને ઊંચકીને આ સઈ નદીમાં જ શું કરવા ફેંકી ન દીધી કે જેથી આવા ઝઘડાનું મૂળ જ મટી જાત!"

પ્રભાનું હૃદય તે સમયે ગરમ કરેલા લોઢાની જેમ સળગી રહ્યું હતું. વ્યાકુળ દૃષ્ટિએ તેના તરફ જોતાં દ્વારકાનાથે કહ્યું: "પ્રભા, બેટા! એ છે મારાં પાપોનું પ્રાયશ્ચિત! તારા કરતાં આમાં મારૂં

વધારે અપમાન નથી ? મારું તો માથું જ ખવાઈ ગયું છે આ બધું સાંભળીને, બેટા ! મને કાંઈ સમજ પડતી નથી. જરા તું જ બતાવ બેટા, કે આમાં હવે મારે શું કરવું ?"

પિતાની આંખોમાં અશ્રુ જોતાં જ પ્રભા પોતાની જાતનો કાબૂ ગુમાવી બેઠી. જે મેઘ દ્વારા હજી હમણાં જ વજ્રપાત થયો હતો, તેને ફાડીને ચંદ્ર બહાર નીકળી આવ્યો અને પોતાનાં કિરણો દ્વારા તેણે અમૃતનો વરસાદ વરસાવ્યો. એકાએક પ્રભાનો કંઠસ્વર બદલાઈ ગયો. તે બોલી ઊઠી : "પિતાજી, જો નિતાંત આવશ્યક જ હોય, તો ભલે એમ જ સહી, પરંતુ સાથે તમે પણ એવી પ્રતિજ્ઞા લ્યો કે એ અહીં કદાપિ રહેવા નહિ પામે. હું પણ જેમ છું, તેમ જ બરાબર રહીશ. પરંતુ આ સ્થળ મૂકીને શું એ સદાને માટે ચાલી જવા માટે કબૂલ થશે ?"

આ સાંભળતાં જ દ્વારકાનાથને એકાએક એક નવો માર્ગ દેખાયો. તેમણે કહ્યું : "પ્રભા, તેં આજે મને બચાવી લીધો, દીકરી ! વારુ, આપણે બરાબર તેમ જ કરીશું. હું તેની સાથે એ પ્રમાણે જ નક્કી કરીશ. તારી આ યોજનાથી, હું માનું છું ત્યાં સુધી, બધાને જ લાભ છે."

"કેટલી તપસ્યા કરી હોય ત્યારે તમારા જેવા પિતાજી મળે છે, બાપુજી ! તમે મને જેટલું વહાલ કરો છો, એટલું તો દાદાજી પણ વહાલ કરતા નહોતા, નહિ તો તેઓ મારે માટે આવી વ્યવસ્થા કરી જાત ખરા ? પરંતુ જોજો, મેં કહ્યું એ ભૂલી ન જતા, બાપુજી ?"

દ્વારકાનાથે જ્યારે પોતાનાં સ્નેહપૂર્ણ નેત્રો વડે જોયું કે કન્યાના મુખ પરથી વ્યાકુળતાની કાલિમા દૂર થઈ અકસ્માત પ્રસન્નતાની જ્યોતિનો ઉદય થયો છે, ત્યારે તેમને પણ કાંઈક નિરાંત વળી અને જરા સ્મિત કરી બોલ્યા : "જા ગાંડી, આ તે કાંઈ ભૂલી જવા જેવી વાત છે ?"

મનોહરપુરના દરબારનું આમંત્રણ તરત જ દેવનાથને પહોંચી ગયું. તેણે પણ એ આમંત્રણ સ્વીકારવામાં જરા પણ આનાકાની ન કરી. તેણે વિચાર કર્યો કે ભલે મારે અપમાન સહન કરીને નીકળવું પડ્યું હોય, પણ એ મારા અન્નદાતા, માલિક છે. એમણે જ્યારે મને બોલાવ્યો છે, તો મારે અવશ્ય જવું જ જોઈએ. અને તરત જ તે મનોહરપુર જવા માટે રવાના થઈ ગયો.

ચાલતાં ચાલતાં ક્રમશઃ દેવનાથ રાજભવન પાસે આવી પહોંચ્યો. માર્ગમાં બે ચાર પરિચિત માણસોની તેને મુલાકાત થઈ. કોઈકે કહ્યું: “ કહો પંડિતજી, ક્યારે આવવું થયું ?” કોઈ માત્ર પ્રણામ કરીને જ દૂર રહ્યું અને કોક વળી ઊભું રહી તેને આવશ્યક અને અનાવશ્યક એવી અનેક વાતો પૂછવા જ મંડી પડ્યું. દેવનાથે એ સૌને યથોચિત ઉત્તર આપી સંતુષ્ટ કર્યા, પરંતુ દરબાર યા આશાપ્રસાદની બાબતમાં તે કોઈને પણ કાંઈ પૂછવાની હિમ્મત કરી શક્યો નહિ. તેને મનમાં થયું કે ક્યાંક કોઈ દુઃખદ સમાચાર સાંભળવા ન પડે.

મંદિર પાસે પહોંચી દેવનાથે અંદર જવા માટે પગ મૂકવાની ઇચ્છા કરી, પરંતુ કાંઈક વિચાર આવતાં તે અટકી ગયો અને દ્વારમાંથી જ તેણે દેવને નમસ્કાર કર્યા. અને પછી ત્યાંથી તે જમીનદાર દ્વારકાનાથને મળવા જવા રવાના થયો. એ જ પૂર્વવત્ લાંબો પહોળો ઓરડો હતો, તેમાં બગલાની પાંખ સમાન શ્વેત ગાદી પાથરેલી હતી. ચારે તરફ ભીંતને અઢેલીને તકિયાની હાર લાગેલી હતી. વચમાં એક ઊંચીશી ગાદી પર જમીનદાર મહાશય પોતે બિરાજમાન હતા. તેવામાં દેવનાથે ત્યાં પ્રવેશ કરી અત્યંત વિનમ્રભાવે તેમને પ્રણામ કર્યા અને પછી એક બાજુ જઈને ઊભો રહ્યો.

દ્વારકાનાથને થયું કે આ દેવનાથ નહોતો આવ્યો, પરંતુ તેમની સાક્ષાત્ આશા જ માનવીનું રૂપ ધારણ કરી તેમની સમક્ષ આવી

પહોંચી હતી. તેને જોતાં જ આનંદના માર્યા એ થોડીવાર તો કાંઈ બોલી શકયા જ નહિ. તે મનમાં જ કહેવા લાગ્યા : " એ આવી ગયો ? ત્યારે તો તેણે ક્રુદ્ધ બની મારા આમંત્રણનો અસ્વીકાર ન કર્યો !" આજે પહેલાંની જેમ તેમણે દેવનાથના નમસ્કારની ઉપેક્ષા ન કરી. વ્યસ્તભાવે એ આસન પરથી ઊઠી ઊભા થયા અને તેની તરફ આગળ વધી તેના હાથ પકડી લીધા.

જમીનદાર મહોદયના વ્યવહારમાં આ પ્રકારનું આકાશપાતાળ જેટલું અંતર જોઈ દેવનાથ તો ચકિત થઈ ગયો. આવા પ્રકારના ભાવપરિવર્તનનું કારણ શું હોઈ શકે છે, એનો વિચાર એ કરે એ પહેલાં જ એ પોતે જ અધિક ભાવવિહ્વળ બની ગયો, જ્યારે તેના ભૂતપૂર્વ આશ્રયદાતાએ કહ્યું કે: " આહ, તમે મને બચાવી લીધો ! હું તો સંદેહનો માર્યો મરી જતો હતો !"

કેટલીય વાર ચુપચાપ બેસી રહ્યા બાદ એ બન્ને જણા કાંઈક સ્વસ્થ થયા. દ્વારકાનાથના અંતરમાં તે સમયે પણ એક ભારે સંદેહ રહી ગયો હતો. તેમને વિચાર આવતો હતો કે કયાંક પ્રભાના દુર્વ્યવહારનું સ્મરણ કરીને દેવનાથ તેની સાથે લગ્ન કરવાની ના ન પાડી દે. આ બાજુ દેવનાથના મનમાં એક બીજી જ વાત આવી હતી. તે વિચાર કરી રહ્યો હતો કે કદાચ આદ્યાપ્રસાદને રજા આપી દીધી હશે અને હવે મને પુનઃ તેને સ્થાને પૂજારી તરીકે નીમવાનો હશે. પરંતુ આદ્યાપ્રસાદને શા કારણે રજા આપવામાં આવી હશે, તેનું કારણ તેને શોધ્યું પણ જડતું નહોતું.

થોડી વાર બાદ સંકોચ દૂર કરીને દ્વારકાનાથે કહ્યું : " મેં શા માટે તમને બોલાવ્યા છે, એ વાતની હજી કદાચ તમને ખબર નહિ પડી હોય. મારું સર્વસ્વ આજે તમારા ઉપર જ નિર્ભર છે, એટલા માટે મેં તમને બોલાવ્યા છે !"

દેવનાથ શંકિત નજરે દ્વારકાનાથ પ્રતિ તાકી રહ્યો. દ્વારકાનાથ તેના આ મનોભાવ તાડી ગયા. તેમણે કહ્યું: "તમને વિશ્વાસ નથી આવતો કેમ? તમે શું, બીજું કોઈ પણ માણસ એકાએક આવી વાત પર વિશ્વાસ ન ધરાવે એ સ્વાભાવિક છે. પરંતુ મારી આ વાતમાં મિથ્યાનો લેશમાત્ર પણ અંશ નથી કે તમારી દયા ઉપર જ આજે મારાં ધનવૈભવ તથા માનમર્યાદા આદિ સર્વ કાંઈ નિર્ભર છે. ખેર, તમે શાંત બનો, હું તમને આદિથી અંત સુધી બધી વાત કહી સંભળાવું છું. પરંતુ તે પહેલાં એ બતાવો કે તમે આજકાલ કરો છો શું?"

દેવનાથના દિલમાં જે સંદેહ ઉત્પન્ન થયો હતો, તે ધીમે ધીમે વધતો જતો હતો. એ વાત એની સમજમાં જરા પણ આવતી નહોતી કે આજે મારી સાથે આટલી બધી ઘનિષ્ટતા શાથી દાખવવામાં આવે છે? પરંતુ દ્વારકાનાથના આ પ્રશ્નના ઉત્તરમાં તે બીજો કોઈ પ્રશ્ન પૂછવાનું સાહસ કરી શક્યો નહિ. તેણે પોતાના વિસ્મયને મનમાં જ દબાવીને કહ્યું: "હું આજકાલ મારા એક કાકાના દિકરા ભાઈને ત્યાં રહું છું. આર્થિક સ્થિતિ તો તેમની પણ બહુ સારી નથી, એટલે ત્યાંથી ક્યાંક બીજે ટૂંક સમયમાં જ જવાનો વિચાર છે. મારા દિક્ષાગુરૂ હમણાં જ સ્વર્ગવાસ પામ્યા. તે છેલ્લા કેટલાક સમયથી આસામમાં રહેતા હતા અને તેમાંય ખાસ કરીને કોમીલા તથા બીજે બેત્રણ સ્થળે સંસ્કૃત પાઠશાળાઓ ખોલવાની મહેનત કરી રહ્યા હતા. તે તેમના એ કાર્યનો બોજો મારા પર નાખતા ગયા છે, તેથી ત્યાં જઈને જોવું છે કે આ બાબતમાં કાંઈ થઈ શકે તેમ છે કે નહિ."

"એ કાર્ય માટે એ કાંઈ સંપત્તિ મૂકી ગયા છે?"

"નહિ જેવી. મોટે ભાગે તો દાન દ્વારા જ આ પ્રવૃત્તિ ચાલુ રાખવી પડશે."

દ્વારકાનાથ જરા ઉત્સાહિત બન્યા. તેમણે આગ્રહપૂર્વક કહ્યું: "તમારો એ વિચાર સાચે જ ખૂબ ઉત્તમ છે. દેશમાં સંસ્કૃતનો પ્રચાર જ્યાં સુધી પૂરતા પ્રમાણમાં નહિ થાય, ત્યાં સુધી દેશના લોકો પૂરતા પ્રમાણમાં સમૂચિત જ્ઞાન પ્રાપ્ત કરી નહિ શકે. સંસ્કૃત ભાષા એ તો સાક્ષાત્ દેવભાષા છે. તેમાં લખાયેલા ગ્રંથોનું અધ્યયન કરવાથી, દેવદેવીઓ વિષેનું સારૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. વારૂ, હું તમારા કાર્ય માટે વાર્ષિક..."

દેવનાથ પુનઃ પૂર્વવત્ વિસ્મયપૂર્ણ દૃષ્ટિએ તાકી રહ્યો. તે વિચારવા લાગ્યો: "આ શું? અહીં શું આજે કોઈ નાટકનો અભિનય ચાલી રહ્યો છે કે શું?"

દ્વારકાનાથ કહેવા લાગ્યા: "પૈસા વિના જગતમાં કશું થઈ શકતું નથી. હાથમાં પૈસા આવતાં કેટલાં ઉત્તમ કાર્યો કરી શકાય છે! તમારી પાઠશાળાઓના સંચાલન અર્થે જો વાર્ષિક બાર હજારની વ્યવસ્થા કરી આપવામાં આવે, તો તમને તેટલાથી ચાલી રહેશે ને? જરા વિચારી જુઓ તો!"

દેવનાથ સમક્ષ આ એક ઘણું મોટું પ્રલોભન હતું. તેને એવું લાગવા માંડયું કે આની અંદર મારી ભાવિ સફળતાનું ચિત્ર અંકિત છે. તેથી જરાક આવેગમાં આવી જઈ તે બોલ્યો: "આપ ખૂબ જ મહાન વ્યક્તિ છો!" પરંતુ તરત જ પછી લજ્જાના કારણે પુનઃ તેનું મોં બંધ થઈ ગયું.

દ્વારકાનાથે જરા સ્મિત કર્યું. તેમણે કહ્યું: "પરંતુ એના બદલામાં તમારે મારા પર એક ઘણો મોટો ઉપકાર કરવો પડશે. તમારે રાધારાણી સાથે લગ્ન કરવાં પડશે." અને પછી તેમણે દ્વારકાનાથના પિતા જે પ્રકારનું દાનપત્ર કરી ગયા હતા તેની આખીય વાત કહી સંભળાવી અને કહ્યું કે 'એકમાત્ર તમારી જ કૃપાના બળ

પર એક સપ્તાહ પછી આ ઘરમાં પગ મૂકવાનો અમારો અધિકાર રહી શકશે, નહિ તો આજથી આઠમે દહાડે જ આ ઘર અને આ સંપત્તિ પર બીજાનો અધિકાર થઈ જશે. મંદિરની સેવાપૂજા સુદ્ધાંનો અધિકાર પણ અમારી પાસે નહિ રહે.'

દેવનાથે વિસ્મિત ભાવે દ્વારકાનાથ પ્રતિ જોયા કર્યું. તે મોંએથી એક શબ્દ પણ કાઢી ન શકયો.

દ્વારકાનાથ દેવનાથના અંતરમાં ચાલતું ઘર્ષણ સમજી ગયા. તેમણે સાથે એનો પણ અનુભવ કર્યો કે ઐશ્વર્યના મોહમાં હું મારી જાતને કેટલી નીચી પાયરીએ ઉતારી રહ્યો છું. હું જે કાર્ય કરવા મથી રહ્યો છું, તેમાં અસંગતિની માત્રા એટલી મોટી છે કે તે સાંભળી કોઈ પણ તેમાં વિશ્વાસ મૂકતાં અચકાય. પરંતુ મારે એને કાર્યરૂપમાં પરિણત કર્યે જ છૂટકો છે. તેથી તે આગ્રહપૂર્ણ સ્વરે કહેવા લાગ્યા: "મારી આ વાત તમારે સ્વીકારવી જ પડશે દેવનાથ, નહિ તો મારો સર્વનાશ થઈ જશે."

દેવનાથે પહેલાં તો પૂર્વવત જોયા જ કર્યું, પછી મોં નીચું કરી ધીમા સ્વરે તે બોલ્યો: "મને ક્ષમા કરો, હું તમારી આજ્ઞાનું પાલન કરવામાં સમર્થ નહિ થઈ શકું."

"એમાં અસમર્થ થવાની કઈ વાત છે, દેવનાથ?'

દ્વારકાનાથનો કંઠસ્વર નિરાશાની જે વેદનાથી પૂર્ણ હતો, તે જોઈ દેવનાથને આઘાત થયો. પરંતુ પોતે એવી તે કઈ રીતે જવાબ આપે કે જેથી દ્વારકાનાથના મનને સંતોષ થાય, તે તેની સમજમાં ન આવ્યું. રાધારાણી સાથે લગ્ન કરવા એ તૈયાર નહોતો થતો, તેને માટે માત્ર કાંઈ એક જ કારણ નહોતું. તેથી મોંએથી કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના તેણે માત્ર ટગરટગર જોયા જ કર્યું. થોડીકવાર પર્યંત વ્યાકુળભાવે પ્રતિક્ષા કર્યા બાદ દ્વારકાનાથે પુનઃ પૂર્વવત

ઉદ્વેગમય સ્વરે કહ્યું: "એવું કયું કારણ છે, દેવનાથ? શા કારણસર તમે મારા આ પ્રસ્તાવનો સ્વીકાર કરતા નથી?"

દ્વારકાનાથનો પ્રસ્તાવ સ્વીકાર કરવામાં દેવનાથને જે મોટો વાંધો હતો, તે પ્રકટ કરવાનું સાહસ એ કરી શક્યો નહિ. બદલામાં એક સાવ સામાન્ય કારણ રજુ કરતાં તેણે જણાવ્યું: "મેં જે કામ હાથમાં લીધું છે, તે જો હું લગ્ન કરૂં, તો એને પરિપૂર્ણ કરી શકું નહિ."

દ્વારકાનાથે કહ્યું: "એમાં તમારા કામમાં શું વિઘ્ન આવવાનું હતું? ઊલટાની તમને તો એમાં સહાયતા મળશે. મારી દીકરી સાથે લગ્ન કર્યા બાદ મદદ માટે માણસોનો તમારે ત્યાં અભાવ નહિ રહે. વર્ષ દરમ્યાન દસ બાર હજાર રૂપિયા હું તમને બીજાઓને વહેંચવા માટે આપીશ. તમારૂં પોતાનું જે ખર્ચ હશે, તેનો તો તમારે હવે વિચાર જ કરવાનો નથી. આટલી રકમમાંથી તો એક શું, ચાર પાંચ પાઠશાળાઓ તમે સહેલાઈથી ચલાવી શકશો."

આશા-નિરાશા અને અસમંજસ વચ્ચે કેટલીક વાર સુધી ગોથાં ખાધા બાદ જમીનદાર મહાશયના મુખ પર પોતાનાં મ્લાન નેત્રો સ્થિર કરી દેવનાથે ધીમે અવાજે કહ્યું: "મને લોભમાં ન નાખો. આ કામ મારે માટે અસાધ્ય છે અને બીજાં પણ અનેક કારણો છે, જે હું તમારી સમક્ષ પ્રગટ નથી કરી શકતો."

વારંવાર અસ્વીકાર કરવાની જ વાત! એક સાવ સાધારણ પ્રકારનો પૂજારી અને તેની સમક્ષ દ્વારકાનાથ જેવા અતુલ વૈભવના અધિશ્વરનો આવા પ્રકારનો પ્રસ્તાવ! એણે તો એ પ્રસ્તાવ સાંભળી આનંદથી અધીર બની નાચી ઊઠવું જોઈતું હતું, કારણકે આ કાંઈ માત્ર પ્રસ્તાવ જ નહોતો, એ તો જાણે તેના હાથમાં આકાશનો ચંદ્ર આપવા બરાબર હતું. પરંતુ એમ કરવાને બદલે એ દ્વારકાનાથના પ્રસ્તાવને વારંવાર ઠોકરે મારીને એવા પ્રકારનું આચરણ

દાખવી રહ્યો હતો કે જાણે એ કોઈ મહાન રાજરાજેશ્વર ન હોય! ક્ષોભ અને અપમાનનું માર્યું દ્વારકાનાથનું સારૂં ય મુખમંડળ, લલાટથી માંડી કાન પર્યંત, રક્તવર્ણું બની ગયું. ક્રોધની અધિકતાના કારણે એક કઠોર વાક્ય તેમની જીભે આવી રહ્યું હતું, પરંતુ તરત જ તેમને તેમની પરિસ્થિતિનું ભાન થઈ આવ્યું અને એ વાક્યને દબાવી દઈ સ્વસ્થતા ધારણ કરી તે કહેવા લાગ્યા : "વિવેકહીન માણસ જેવી વાતો ન કરો, દેવનાથ! મારી આ વાતને પ્રલોભન શા માટે કહો છો? તમે એમ કેમ વિચાર નથી કરતા કે જમાઈ પ્રત્યે સમ્માન પ્રદર્શિત કરવા આ નાણા હું તમને આપી રહ્યો છું? તમે એમ પણ ગણી શકો છો કે એક ઉત્તમ કાર્ય માટે હું આ રકમનું દાન કરી રહ્યો છું!"

દેવનાથે પોતાના હૃદયમાં અત્યાધિક દુર્બળતાનો અનુભવ કર્યો. તેણે વિચાર કર્યો કે વાસ્તવમાં આ દાન નથી, એ બાબતમાં કોઈ પણ યુક્તિ યા તર્ક ઉપસ્થિત કરવો એ મારે માટે સંભવ નથી. તેથી કોઈ પણ દલીલ રજુ ન કરતાં હતાશ ભાવે તે કહેવા લાગ્યો : "આ કાર્યભાર ગ્રહણ કરતી વેળાએ ગુરૂદેવના નામે મેં સોગંદ લીધા હતા કે જ્યાં સુધી તેમના અભીષ્ટ કાર્યમાં મને સફળતા નહિ દેખાય, ત્યાં સુધી ગમે તેમ થશે, તો પણ હું એ સ્થાનનો ત્યાગ નહિ કરૂં. પરંતુ એ સ્થાન અત્યંત અસ્વાસ્થ્યકર છે. ત્યાં કોઈ થોડા દિવસ માટે પણ પરિવાર સાથે રાખવાનું સાહસ કરી નથી શકતું અને મારે તો ત્યાં ઘણો લાંબો સમય રોકાવું પડે એમ છે."

દ્વારકાનાથના મુખમંડળ પર રક્તની એક ધારા પુનઃ વેગપૂર્વક દોડી ગઈ. નેત્રોમાંથી જાણે આગની ચિનગારીઓ વરસવા લાગી. મનના એ ભાવને દબાવી રાખવા માટે ક્યાં ય સુધી દાંત વડે હોઠ દબાવી રાખવા પડ્યા. તેમને થયું કે આ યુવકમાં આટલી બધી અક્કલ! જમીનદાર દ્વારકાનાથની પ્રિય પુત્રી પોતાના નિર્ધન પતિ

સાથે એ અસ્વાસ્થ્યકર આસામની પર્ણકુટીરમાં શું નિવાસ કરવા જશે? આ અગાધ સુખ અને સૌભાગ્યનો પરિત્યાગ કરીને એ શું એની સાથે એ સુદૂર સ્થાનમાં ગૃહવાસ કરવા જશે? દેવનાથ કાંઈ પાગલ તો નથી થઈ ગયો?

સ્મિત દ્વારા ક્રોધ અને ક્ષોભને દબાવી દ્વારકાનાથ કહેવા લાગ્યા: "એ પ્રશ્ન ઝાઝો આડે આવે એમ નથી. ત્યાં સુધી એ અહીં જ રહેશે. મારે તમને હવે એક જ ખાસ પ્રશ્ન પૂછવાનો છે. પૂજામાં ત્રુટિ બતાવી રાધારાણી એક વાર તમારી હાનિનું કારણ બની હતી, તેથી તમારા મનમાં તેના પ્રતિ ક્રોધ પ્રગટ થાય એ સ્વાભાવિક છે. લગ્ન થયા બાદ તમે એ વાત ભૂલી જઈ શકશો ખરા ને?"

આ વાત દેવનાથના હૃદયમાં જઈને વજ્ર સમાન ચોંટી ગઈ. તેના મુખ પર લાલિમા ફરકી ગઈ. મસ્તક ઊંચું કરીને તે બોલ્યો: "એટલા માટે જ હું કહેતો હતો. આવી રીતે એ વાત છેડવાની કોઈ આવશ્યકતા નથી; ખાસ કરીને જ્યારે મારી બાબતમાં તમારી સૌની આવા પ્રકારની ધારણા છે."

"ના, એવી કોઈ બાબત નથી. તમે જ્યારે કહો છો, તો પછી હવે એમાં અવિશ્વાસ રાખવાનું કોઈ કારણ નથી. હું તમને બરાબર પિછાણું છું. મને એ વાતની પણ ખાત્રી છે કે તમે જે કહેશો, તે પ્રમાણે બરાબર વર્તશો. હવે મારે જે કાંઈ કહેવાનું હતું, તે હું કહી ચૂક્યો. જો તમારી ઇચ્છા ન જ હોય, તો તમે લગ્ન ન કરશો. હવે કેવળ સાત દિવસનો સમય છે. એ પછી અમે લોકો શેરીનાં ભિખારી બની જઈશું. તે વખતે પછી મારામાં તમને કોઈ પણ પ્રકારની સહાયતા કરવાની શક્તિ નહિ રહે અને તમારી સાથે પણ મારે પછી કશો સંબંધ નહિ રહે, એટલે જે કાંઈ થવાનું હશે, તે આ સાત દિવસ દરમ્યાન જ થશે."

એટલું કહી એક દીર્ઘ નિશ્વાસ મૂકી દ્વારકાનાથ ચુપ થઈ ગયા. તેમના આ શબ્દો બહુ પ્રભાવોત્પાદક નીવડ્યા. દેવનાથના કોમળ સ્વભાવને એ વાતો ક્યારની ય હચમચાવી રહી હતી. તેણે કહ્યું : "મને બરાબર વિચાર કરી જોવા માટે થોડો સમય આપો."

"ભલે તેમ, તો કાલે સવારે મને તમારો જવાબ આપજો. પરંતુ તે પહેલાં તમારે એક વાત જાણી લેવી જરૂરની છે. લગ્ન પછી પણ મારી દીકરી મારે ઘેર જ રહેશે. લગ્ન કરવાની તમને એવી કોઈ ખાસ ઈચ્છા તો છે નહિ, કેવળ મારા પર ઉપકાર કરવા ખાતર જ તમે લગ્ન કરવા તૈયાર થયા છો. એવી પરિસ્થિતિમાં એ બાબતમાં હું તમારા પર વિશેષ દબાણ કરવા માગતો નથી. તમે જ્યાં રહેવા ઇચ્છતા હશો, ત્યાં તમારા માટે મકાન બાંધી આપીશ, તમને ખર્ચ આદિ પણ મળતું રહેશે. પરંતુ લગ્ન બાદ મારી દીકરી સાથે તમારો કશો જ સંબંધ નહિ રહે. તમારાં બન્નેનાં જીવન એક બીજાથી સ્વતંત્ર રહેશે. કહો, આ શરત તમને મંજૂર છે ?"

મનમાં કોઈ પણ પ્રકારની દ્વિવિધા ન રાખી, દેવનાથે જણાવ્યું : "ના ! અગ્નિ, દેવ અને બ્રાહ્મણને સાક્ષી રાખી જે પ્રતિજ્ઞા લેવામાં આવશે, તે શું એટલા માટે જ કે વિવાહમંડપમાંથી જ ઊઠતાં જ તેને ભૂલી જવી ? આવા પ્રકારનું મિથ્યા આચરણ કરવા માટે પવિત્ર વેદમંત્રનું ઉચ્ચારણ મારાથી નહિ થઈ શકે. તમે અન્નદાતા છો, મારા પિતા સમાન છો, મને કૃપા કરી આવા પ્રકારનો આદેશ ન કરો !"

દેવનાથની આ વાત સાંભળતાં જ દ્વારકાનાથ વિહ્વળ બની ગયા. ઘણીવાર બાદ મહામહેનતે મન પર કાબૂ મેળવી એ ઊભા થયા અને ત્યાં ઓરડામાં જ ટહેલવા લાગ્યા. દેવનાથ તો પત્થરની મૂર્તિ જેમ ચિત્રવત્ બેસી રહી તેમને તાકી જ રહ્યો હતો. ટહેલતાં ટહેલતાં

એકાએક દ્વારકાનાથ તેની સમક્ષ આવીને ઊભા રહ્યા અને તેને ખભે હાથ મૂકીને કહેવા લાગ્યા : "દેવનાથ, તમે જે કાંઈ કહ્યું, તે બરાબર છે. પરંતુ એ બાબતમાં તમારે તો માત્ર આટલીજ વાત યાદ રાખવાની છે કે અત્યારે હું એક મહા આપત્તિમાં આવી પડ્યો છું, હું આજે તમારી સમક્ષ મદદની યાચના કરૂં છું. તમારૂં હૃદય વિશાળ છે. તો શું આજે બીજાને ખાતર તમે તમારૂં દ્રષ્ટિબિંદુ ફેરવી નહિ શકો ? તમારા મનમાં એવી ધારણા જાગૃત થાય એ સ્વાભાવિક છે કે સ્ત્રી પ્રતિના મારા કર્તવ્યપાલનમાં આથી હું બિનવફાદાર નીવડીશ. પરંતુ જરા તો વિચાર કરો, કે આથી વધુ તમે પત્ની માટે શું કરી શકશો ? આવડી મોટી સંપતિ તમારા જ કારણે તેના હાથમાં આવી શકશે, તમારા જ કારણે એનાં માતાપિતાની મર્યાદાની રક્ષા થઈ શકશે. તેથી શું તમારી ફરજનું રક્ષણ નહિ થઈ શકે ?"

દેવનાથે કશો જવાબ દીધો નહિ. તે સ્થિર બની ઊભો રહ્યો. ક્યાંય સુધી આમ ઊભા રહ્યા બાદ, દ્વારકાનાથ પ્રતિ જોયા વિનાજ એકાએક સંદેહ, વેદના અને ભયથી આકુળ કંઠે તે બોલ્યો : "આજની રાત મને વિચાર કરી જોવા દો !"

દ્વારકાનાથ કશું બોલ્યા નહિ. દેવનાથ તેમને નમસ્કાર કરીને ચાલ્યો ગયો.

: ૧૧ :

સાંજ પડતાં જ પ્રભાએ દેવમંદિરમાં પ્રવેશ કર્યો. આરતીને હજી વાર હતી. મંદિરમાં કોઈ નહોતું, તેથી તેણે બહારનો દરવાજો વાસી દીધો. પછી દેવમૂર્તિ સમક્ષ ઘૂંટણીએ પડી વિહ્વળ ભાવે તે સ્વગત કહેવા લાગી : "હું કશી ઇચ્છા તો કરતી જ નથી! મારી સમક્ષ જે આ અગ્નિ બળી રહ્યો છે, બરાબર તેની જેમ જ મેં મારૂં સર્વસ્વ દેવના ચરણોમાં અર્પિત કરી દીધું છે. મને તો સંતોષ છે મારી જાતને પૂર્ણપણે લય કરી નાખવામાં જ! પરંતુ કોણ જાણે મારાં નસીબ કેવાં છે કે એ સુખમાંથી પણ હું વંચિત થઈ ગઈ છું. એટલી સાર્થકતા પણ મને મળી ન શકી! હે પ્રભો, મને મારાં એવાં તે કયા પાપનો આ દંડ મળી રહ્યો છે?"

યંત્રણાપૂર્ણ તીવ્ર અભિમાનના કારણે પ્રભાનું હૃદય ભરાઈ આવ્યું. દેવ પ્રતિ સંકેત કરીને તે મનમાંને મનમાં જ બોલવા લાગી : "જાણીજોઈને તો મેં તમારો કોઈ અપરાધ કર્યો નથી, તો પછી એવા તે કયા અજ્ઞાત પાપને કારણે તમે મને તમારી દાસીના પદથી વંચિત કરી માનવી જેવા તુચ્છ જીવની સેવામાં

ધ્રુજી રહ્યા છો? જાણતા નથી કે હું તમારી જ છું, માત્ર તમારી જ! હું બીજા કોઈની ય નહિ થઈ શકું!"

દેવ હસ્યા. દીપકના પ્રકાશમાં એ સ્નિગ્ધ હાસ્યની છટા એવી તો શોભવા લાગી કે જાણે સેંકડો સૂર્ય અને ચંદ્રનાં કિરણો મંદિરને દેદિપ્યમાન કરી રહ્યાં છે. મહાપ્રકૃતિ રાધાએ સ્મિતસહ તિરસ્કારપૂર્ણ સ્વરે કહ્યું: "પાપિષ્ઠા, પ્રકૃતિ સ્વયં પુરુષની દાસી છે, પછી તારામાં તે એવું શું છે કે તું સ્વામિની બનીને રહે, દાસોનું પદ નહિ સ્વીકારી શકે? તું તારા ગર્વનો ત્યાગ કર અને જે બધાને જ કરવું પડે છે, એ તું પણ કરવા માંડ."

આંખોમાં આંસુ ભરી હાથ જોડી દેવ પ્રતિ લક્ષ્ય કરી પ્રભા કહેવા લાગી: "તમે સાંભળો છો ને? બીજા કોઈને ય હું સ્વામીરૂપે ગ્રહણ નહિ કરી શકું. જો તમે મારી પ્રતિજ્ઞાની રક્ષા કરી નહિ શકો, તો હું પોતે તેની રક્ષા કરીશ. જો લગ્ન કરવાં જ પડશે, તો કરી લઈશ, પરંતુ આ શરીર અને હૃદય હું તમને દાન કરી ચૂકી છું, એટલે એ તો સદાય તમારાં જ રહેશે એ બધું જાણવા છતાં જો કોઈ માત્ર નામને ખાતર પતિ બનવાની હા પાડશે, તો હું તેની સાથે લગ્ન કરવા માટે તૈયાર થઈશ, નહિ તો રસ્તે રઝળતી બની જવા સિવાય બીજો કોઈ ઇલાજ મારે માટે નથી."

દેવના મધુર અધર પર પુનઃ અમૃતમય હાસ્ય ફરકી રહ્યું. એ હાસ્ય આશ્વાસનનું હતું યા અવિશ્વાસનું, એ ન સમજી શકાયું.

પ્રભા દેવમંદિરમાં તન્મયભાવે બેઠીબેઠી દેવ સમક્ષ પોતાના મનની વ્યથા પ્રકટ કરી રહી હતી કે બહાર ક્યાંય સુધી ઊભા રહી કેટલા ય સંકલ્પવિકલ્પ કર્યા બાદ દેવનાથે સંકુચિત ભાવે મંદિરમાં પ્રવેશ કર્યો અને દેવને પ્રણામ કરી એ પાછો વળવા જતો હતો કે

પાછળથી તેન કાને અવાજ પડચો : "ઊભા રહો, મારે તમને એક વાત કહેવી છે !"

દેવનાથને તો જાણે વિજળીનો કંપ થયો. નિસ્તબ્ધ ભાવે તે સ્થિર થઈ ઊભો રહ્યો, પરંતુ ન તો એ પ્રભા તરફ મોં ફેરવવાનું સાહસ કરી શકચો કે ન તો એ માથું ઊંચું કરી શકચો. પ્રભાની સ્થિતિ તો વિચિત્ર હતી જ. મહામુશ્કેલીએ સ્વસ્થતા ધારણ કરી તે બોલી : "પિતાજી સાથે કદાચ તમારે મુલાકાત થઈ ગઈ હશે ?"

દેવનાથે મસ્તક હલાવી જણાવ્યું: "હા."

"કદાચ તમે એમને તમારો જવાબ પણ આપી દીધો હશે !"

અપરાધીની જેમ દેવનાથ પુનઃ કંપી ઊઠચો. નમ્ર સ્વરે તેણે જવાબ આપ્યો : "ના, જવાબ કાલે આપવાનું કહ્યું છે."

પ્રભાના મુખ પર ઘેર લાલિમા છવાઈ ગઈ તે વિચારવા લાગી : "એણે કાલે ઉત્તર આપવાનું કહ્યું છે. કાલે કેમ ? આ પ્રશ્ન બાબતમાં પણ કાંઈ વિચાર કરવાની આવશ્યકતા હશે ખરી ? એ પ્રસ્તાવથી તો એણે કૃતાર્થ થઈ જવું જોઈતું હતું ?"

દેવનાથ પૂર્વવત ઊભો જ રહ્યો હતો. ચાલ્યો જાઉં યા કાંઈક સાંભળવા માટે રાધારાણીની પ્રતિક્ષા કરૂં, એનો તે નિર્ણય કરી શકતો નહોતો.

પ્રભાએ ઘણી મુશ્કેલીએ પોતાના મનનો ક્ષોભ દૂર કરીને કહ્યું : "મારે એક વાત કહેવાની છે." પછી થોડી વાર અટકી જઈ તે આગળ કહેવા લાગી : "અને એ વાત અત્યારે જ કહી દેવી આવશ્યક છે. પિતાજી જે કાંઈ કહે છે, તેમ જો કદાપિ કરવું જ પડચું, તો લગ્નના દિવસથી જ હું સ્વતંત્રપણે રહેવા માગું છું. એ દિવસ પછી જીવનમાં ક્યારે ય આપણે એકબીજાને મળી નહિ શકીએ. આપણા-

માંથી કોઈ એકબીજાની ખબરઅંતર પણ નહિ રાખે. મારી એ ઇચ્છા છે."

દીપકના એ પ્રકાશમાં દેવનાથનું મુખ પીળું પડી ગયું. આટલી કઠોર શરત સાથે કોઈ શું લગ્ન કરવા તૈયાર થતું હશે? સુગંધીના ભારથી આકુળ મંદિરના એ વાયુમાંથી એક જોરથી શ્વાસ લઈ દેવનાથે આર્ત સ્વરે જવાબ આપ્યો: "વારૂ!"

આ 'વારૂ' શબ્દ સાંભળી પ્રભાના દિલને કાંઈક સાંત્વના મળી. તેણે કહ્યું: "પ્રતિજ્ઞા લ્યો. આ દેવમંદિરમાં જ પ્રતિજ્ઞા લ્યો કે..."

આ વાત સાંભળતાં જ દેવનાથનો કંઠ રૂંધાઈ ગયો. તે સમયે ભયથી એ એટલો બધો વિહ્વળ બની ગયો કે જાણે તેની સામે એકાએક વિજળી આવીને પડી ન હોય! પરંતુ બીજી જ ક્ષણે પોતાની જાત પર કાબૂ મેળવી તેણે પ્રભાની વાતને અધવચ્ચે જ કાપી નાખતાં કહ્યું: "ના, સમસ્ત શાસ્ત્રીય અનુષ્ઠાનો પૂર્ણ થઈ ગયા બાદ!"

પ્રભાનાં ઉજ્જવળ નેત્રોમાં વિજળીનું સ્ફુરણ થયું. એક દિવસ જે દેવનાથને 'એ અયોગ્ય છે' એવું લાંછન લગાવી પ્રભાએ કાઢી મૂક્યો હતો અને એનાથી જરા પણ મોં ખોલવાનું સાહસ નહોતું થયું, આજે એ જ તેની વાતનો દૃઢતાપૂર્વક પ્રતિવાદ કરી રહ્યો હતો! પ્રભાને મનમાં લાગ્યું: "શું એ અત્યારથી જ પોતાને મારો સ્વામી સમજવા લાગ્યો છે?"

દાંત વડે હોઠ દબાવી પ્રભા અત્યંત કટુ સ્વરે બોલી: "ઠીક છે, એમ જ ભલે! લગ્ન સંબંધી સમસ્ત અનુષ્ઠાનો સમાપ્ત થયા બાદ આપણા બન્નેની વચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ રહે!"

દેવનાથ: "હું આજથી એના શપથ લઉં છું."

દેવનાથને એટલી સ્વતંત્રતા ન હતી કે ઉપેક્ષિત ભાવે તે જઈને

પાઠશાળાના એક ખૂણામાં પડયો રહે. જમીનદાર દ્વારકાનાથે તેની પરોણાગતનો સારો ય ભાર તેમની રિયાસતના મુખ્યાધિકારીને સોંપ્યો હતો. એ નાયબ પણ સમજતો હતો કે મારા મહેમાન એ જમીનદારના ભાવિ જમાઈ છે, એટલે ક્યાંય કશી પણ તકલીફ ન વેઠવી પડે એની તેણે ખાસ તકેદારી રાખી હતી. પરિણામે દેવનાથને નાછૂટકે મંદિરથી પાછા ફરી રાત્રિ વ્યતિત કરવા માટે રાજભવનમાં પાછા ફરવું પડયું. તેને માટે જે ઓરડો કાઢી આપવામાં આવ્યો હતો, એમાં બેસી એ ચિંતાસાગરમાં ગોથાં ખાઈ રહ્યો હતો કે એટલામાં મદનમોહન આવી તેને અંતઃપુર તરફ લઈ ગયો.

અંદરની ઓશરીમાં બેસી ગૃહદેવી લલિતાદેવી દેવનાથની પ્રતિક્ષા કરતી હતી. તેને જોતાં જ તે અત્યંત અનુનયપૂર્ણ સ્વરે કહેવા લાગી : "બેટા, હવે તારા સિવાય અમારો ઉદ્ધાર કરે એવું બીજું કોઈ નથી. પ્રભા તો ગાંડી છોકરી છે. તેની કોઈ વાતથી માઠું ન લગાડીશ, બેટા. તેણે તારી સાથે ઘણો અનુચિત વ્યવહાર કર્યો છે. હૃદય ઉદાર રાખી તેની એ બધી વાતોને ભૂલી જઈ આ વિપત્તિમાંથી અમારું રક્ષણ કર. એક સાચા બ્રાહ્મણના પુત્રનો એ જ ધર્મ છે, બેટા !"

દેવનાથ મોંએથી કશું બોલી ન શકયો, પત્થરની મૂર્તિની જેમ નિશ્ચલ ભાવે ઊભાંઊભાં લલિતાદેવીની વાતો સાંભળી રહ્યા બાદ તેમને પ્રણામ કરી ત્યાંથી પાછો ફર્યો. આ બાજુ દેવનાથને માટે જે ઓરડો નિયુક્ત કરવામાં આવ્યો હતો, તેની નજીકમાં જ એક ઓશરીમાં ઘરના નોકરચાકર તથા જમીનદાર દ્વારકાનાથના આશ્રયે રહી આરામથી જીવન વ્યતિત કરતાં સગાંવ્હાલાંઓ એકત્ર મળી કાનાફૂસી કરી રહ્યા હતા. એ સર્વેનું લક્ષ્ય દેવનાથ પ્રતિ હતું, પરંતુ એ સમયે દેવનાથની માનસિક અવસ્થા એવી નહોતી કે એ સૌની આકૃતિનું અધ્યયન કરી એમના મનોભાવ જાણવાનો પ્રયાસ કરે.

તે તો આ આકસ્મિક ઊભી થયેલી પોતાની જ પરિસ્થિતિ પર વિચાર કરવામાં જ એટલો બધો તન્મય થઈ ગયો હતો કે બીજા કોઈ પ્રતિ ધ્યાન દેવા આપવાનું એને ભાન જ નહોતું રહ્યું. વિશેષતઃ આજે તેને પોતાની સમક્ષ ઊભો થયેલો પ્રશ્ન એક ગૂઢ કોયડા જેવો ભાસતો હતો.

એક નિર્ધન પરિવારમાં દેવનાથનો જન્મ થયો હતો. સાવ બાલ્યાવસ્થામાં જ માતાપિતાનો આશ્રય ગુમાવી બેસી, સગાંવહાલાંની કૃપાએ એ મોટો થયો અને જેવો એ કાંઈક સમજણો થયો કે તરત જ કાશીધામ પહોંચ્યો. ત્યાં એક દયાળુ પંડિતજીએ તેને વ્યાકરણ તથા વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરાવ્યો. પંડિતજી વેદાંતના સિદ્ધાંતોના પારદર્શી હતા, પરંતુ વાસ્તવીકરૂપે વેદાંતવેત્તા હોવાનું દુર્લભ સૌભાગ્ય તેમને પ્રાપ્ત નહોતું થયું. પરિણામે સામાન્ય માનવીની જેમ તેમનું હૃદય પણ અત્યંત સંકીર્ણ જ હતું. દ્વૈતવાદ વિરૂદ્ધ તર્ક-વિતર્ક ઉપસ્થિત થતાં ક્યારેક ક્યારેક તો પ્રમાણ આપવા લાકડી ચલાવવા સુધી પહોંચી જતા, તેથી દેવનાથને અંતે લાગ્યું કે મને જોઈતું જ્ઞાન અહીં નહિ મળી શકે. તેથી ત્યાંથી પોતાને ગામ પાછા ફર્યા બાદ ન્યાયશાસ્ત્રનું અધ્યયન કરવા એ વૈયાકરણ-કેસરીજી પાસે મનોહરપુર પહોંચ્યો, કારણકે વ્યાકરણની સાથે જ ન્યાયના પણ એ મહાવિદ્વાન ગણાતા હતા. ન્યાય અને સાંખ્ય એ વેદાંતશાસ્ત્રનાં સોપાન-સ્વરૂપ છે, તેથી દેવનાથે ગામના શાંતિપૂર્ણ વાતાવરણમાં રહી વૈયાકરણ-કેસરીજીના જ્ઞાનનો લાભ લેવા માંડ્યો.

આકાશમાં અગણિત નક્ષત્રો વર્તમાન હોવા છતાં, જો નીચે મેઘના થર બાઝી ગયા હોય, તો ઉપરનો પ્રકાશ એ કાળા આવરણને ભેદીને નીચે નથી આવી શકતો. મૃત્યુલોકમાં બેઠેલો જરા-મરણશીલ માનવી કેવળ એ બહારના મેઘને જ જુએ છે. દેવનાથના વિશાળ હૃદય પ્રતિ બરાબર એવી રીતે જ જનતાની દૃષ્ટિ નહોતી પહોંચી શકી. દેવનાથમાં પાંડિત્ય હતું, વેદાંતશાસ્ત્રનો મર્મ તે પોતાના ગુરૂ

કરતાં પણ સારી રીતે સમજતો હતો. તે સિવાય વેદાંતનો આ અત્યંત ઉત્કૃષ્ટ સિદ્ધાંતભેદ—'માણસે દુઃખથી ન તો વ્યાકુળ બની જવું જોઈએ, યા ન તો સુખની કામના કરવી જોઈએ'—તેનો પૂર્ણરૂપે નહિ તો પણ કાંઈક અંશે તો એ અવશ્ય ક્રિયાત્મક અનુભવ કરતો હતો. એ સિવાય દેવનાથ 'સર્વં ખલ્વિદં બ્રહ્મ' એ વાક્યના મર્મનો અનુભવ કર્યા કરતો હતો, જેને લઈને જગતની સમસ્ત વસ્તુઓ, સમસ્ત પ્રાણીઓ પ્રતિ તેને અનુરાગ હતો. પરંતુ બહારની દીનતાપૂર્ણ નમ્રતા તેના અંતઃકરણના આલોકને મેઘની જેમ ઢાંકી રાખતી, તેથી લોકોની દૃષ્ટિ તેના હૃદયની અંદર છુપાયેલા અપૂર્વ સૌંદર્ય સુધી નહોતી પહોંચી શકતી. દેવનાથ એક તો સ્વભાવે જ સંકોચશીલ હતો, બીજું તેના દેહ પર દરિદ્રતાની છાયા બરાબર રહ્યા જ કરતી. તેના ફલસ્વરૂપે તેને સદા નગણ્ય રહીને જ લોકોની ઉપેક્ષા અને અવહેલના સહન કર્યા કરવાં પડ્યાં હતાં. સંસારના યુદ્ધક્ષેત્રમાં પોતાનો નિરિહ સ્વભાવ લઈ જે વ્યક્તિ એક બાજુ ઊભી રહી જાય છે, તેને આ જીવજગતમાં સુખ પ્રાપ્ત કરવાનો જરા પણ અધિકાર રહેતો નથી.

દેવનાથને પોતાની એવી અવસ્થા માટે જરા પણ ખેદ થતો નહોતો થતો. માતાના ગર્ભમાંથી નીકળી જમીન પર સ્થાન ગ્રહણ કર્યા બાદ, માતાએ જ એને સંસારના શ્રેષ્ઠ સુખથી વંચિત કરી દીધો હતો. ત્યારથી તેને મોટે ભાગે ઉપેક્ષા અને અવહેલના જ જ્યાંત્યાં વધુ પ્રમાણમાં મળ્યાં કર્યાં હતાં. નાનપણમાં દોડીદોડીને દસ માણસોના આજ્ઞાપાલન કર્યા બાદ અંતે તેને ધમકીઓ જ સાંભળવાની મળી હતી. તે પછી વિદ્યાર્થીસ્વરૂપે પાઠશાળાના શ્રેષ્ઠ વિદ્યાર્થીઓ અને સહપાઠીઓની સેવા કરવાના બદલામાં, તેને મળ્યાં હતાં માત્ર કટાક્ષ, વિદ્વેષ અને અવહેલના જ! તે પછી પૂજારી બનતાં પ્રભાના અપમાન સાથે તેને લોકોનો પણ તિરસ્કાર સહન કરવો પડ્યો હતો. એવી પરિસ્થિતિમાં જમીનદાર દ્વારકાનાથને ત્યાં આજે દેવનાથની જે

આટલી પરોણાગત થઈ રહી હતી, તે એને માટે સાવ નવીનતાભરી વસ્તુ હતી. આવા પ્રકારની પરોણાગત તેણે જીવનમાં ક્યારે ય નહોતી માણી અને તેથી જ આજે તે મહાચિંતામાં પડી ગયો હતો.

નિસ્તબ્ધ રાત્રિ હતી. જગત સારાયમાં ક્યાં ય એક પણ પ્રાણી જાગૃત છે, એનો જરાક પણ આભાસ મળતો નહોતો. તેવે સમયે દેવનાથ ગંભીર ચિંતામાં મગ્ન હતો. દ્વારકાનાથે કેવી વ્યાકુળતાસહ તેનો અનુરોધ કર્યો હતો, લલિતાદેવીએ કેવી આંસુભરી આંખોએ તેને વિનવણી કરી હતી, એ બધાં દ્રષ્યો વારંવાર તેના સ્મરણપટ પર જાગૃત થઈ દેવનાથના મૂળથી જ કોમળ ચિત્તને ઉદ્વિગ્ન કરી રહ્યાં હતાં. તે મનમાં ને મનમાં જ ભગવાનને પ્રાર્થના કરવા લાગ્યો : "નાથ, હૃદયમાં બળ અર્પો કે જેથી હું કર્તવ્યભ્રષ્ટ ન થાઉં! મને બતાવો નાથ, કે આવા સંજોગોમાં મારૂં કર્તવ્ય શું છે?"

દેવનાથના મનમાં ઘણીઘણી વાતો આવી ગઈ. તેને થયું કે દ્વારકાનાથનું મેં અન્ન ખાધેલું છે, શાસ્ત્રના આદેશાનુસાર મારે મારા પ્રાણ સુદ્ધાં આપતાં પાછા પડવું ન જોઈએ. તો પછી આવી એક સામાન્ય બાબતનો સ્વીકાર કરવામાં મને કશી ય આપત્તિ નડવી ન જોઈએ. પરંતુ તરત જ બીજી જ ક્ષણે તેના મનની વિચારધારા ફરી ગઈ—આ સાધારણ લાગતી વાત જ મહાકઠીન છે. જે પ્રભાને દેવમંદિરમાં ઈંદ્રાણી સમાન વિરાજમાન થયેલી જોઈ આતંકના કારણે મારો દેહ એકાએક રોમાંચિત થઈ જતો હતો, સમ્માનના કારણે મારી દ્રષ્ટિ નીચી થઈ જતી હતી, તેને હું કેવી રીતે સખી, સેવિકા યા સહધર્મિણીના રૂપમાં જોવાની કલ્પના પણ કરૂં? પ્રભાનાં સૂર્યપ્રભા સમાન તેજસ્વી નેત્રો પર ભલા હું મારી સ્વભાવસંકૂચિત દ્રષ્ટિ કેવી રીતે સ્થિર કરી શકીશ? નહિ, કદાપિ નહિ, એમ બનવું સર્વથા અસંભવ છે. અંતે ચિંતાના અગાધ સાગરમાં પડેલો દેવનાથ

વ્યાકુળ દ્રષ્ટિએ જોતો કાતર કંઠે પ્રાર્થના કરવા લાગ્યો : "મારો કર્તવ્ય–પથ દાખવો નાથ, કે જેથી મનની દુર્બળતાના કારણે સાચી વાત હું ભૂલી ન જાઉં!"

એકાએક દેવનાથના મનમાં એ વાત આવી કે 'આ સાત દિવસની અંદર જ દ્વારકાનાથ જો પોતાની કન્યાનાં લગ્ન ન કરી શકયા, તો એના બીજા જ દિવસે તેમને પોતાની સારીય સંપત્તિનો પરિત્યાગ કરવો પડશે, એટલે સુધી કે આ દેવમંદિર પર પણ તેમનો અધિકાર નહિ રહે. પરંતુ એ મંદિર તો પ્રભાને પ્રાણથી પણ અધિક પ્રિય છે અને એનો ત્યાગ કરીને એ જીવતી રહી શકશે કે કેમ એ એક પ્રશ્ન હતો. આવા સંજોગોમાં દ્વારકાનાથના પ્રસ્તાવનો સ્વીકાર કરી લેવો એ જ મારૂં કર્તવ્ય ગણાય. લગ્ન બાદ હું પ્રભાથી દૂર જ રહીશ, તો પણ દરિદ્રતા, અપમાન અને અસહ્ય મનોવેદનામાંથી હું તેનું રક્ષણ કરી શકીશ, તેને સુખસમ્માનની અધિકારિણી બનાવી શકીશ, એ પણ શું મારૂં કર્તવ્ય નથી? જો એને અથવા માત્ર એને જ કેમ, સંસારના એક પણ પ્રાણીને, હું સુખી કરી શકું, તો એના આનંદથી હું શા માટે વંચિત બનું? આમ નકામો સંકોચ ધારણ કરી એક ખૂણે પડી રહેવામાં મારી ઉપયોગિતા શી?'

દેવનાથની ચિંતાનો અંત આવે એમ નહોતો. રાત વધતી જતી હતી અને તેના મનમાં એક પછી બીજી અને બીજી પછી ત્રીજી એમ શંકાઓની હારમાળા જાગૃત થયે જ જતી હતી. એકાએક તેના મનમાં એ વાત આવી કે લગ્નને લગતી સમસ્ત ક્રિયાઓ સમાપ્ત થઈ જતાં જ વિવાહિતાનો સદાને માટે પરિત્યાગ કરી દેવો એ પણ એક મહાન કઠિન કાર્ય હતું. દેવનાથ મનમાં ને મનમાં જ કહેવા લાગ્યો કે 'ખુદ મારી પોતાની તરફથી તો મને આ શરત કબૂલ કરવામાં કશી જ આપત્તિ નહોતી, બલ્કે લગ્ન બાદ પ્રભા

સાથે આજન્મ સાસરે રહેવાની શરત જો મારી સમક્ષ રજૂ કરવામાં આવી હોત, તો લગ્ન કરવાનું સાહસ કદાચિત હું કેમે કરીને કરી શકત નહિ. પરંતુ મારી સગવડ યા અગવડ પર જ ધ્યાન કેંદ્રિત કરવાને બદલે મારે મારી ફરજ પ્રતિ પણ દૃષ્ટિ રાખવી જરૂરી છે. એક બાજુ દેવ, બ્રાહ્મણ અને અગ્નિને સાક્ષી રાખી પવિત્ર વેદમંત્રોનો ઉચ્ચાર કરીને પ્રતિજ્ઞા તો એવી કરવાની હશે કે અમે પરસ્પર એકબીજાનાં સુખદુઃખ અને પાપપુણ્યનાં ભાગીદાર બનીશું અને બીજી બાજુ મનમાં એવો દૃઢ સંકલ્પ કર્યો હશે કે લગ્ન થયાં નહિ કે અમે બન્ને જણાં એક-બીજાથી સ્વતંત્ર બની જવાનાં! આ એક બહુ મોટું પાપ ગણાય. આ ઘોર પાપનું કોઈ પ્રાયશ્ચિત નથી.'

આમ તરેહતરેહના તર્કવિતર્ક અને સંકલ્પવિકલ્પમાં રાત્રિ વ્યતિત થઈ ગઈ. બહાર બગીચામાં ઉષઃકાળના સ્નિગ્ધ સમીરમાં ખીલી સુરભિમય પુષ્પોની કળિયો માદકતામય સૌરભનું ઉદારતા-પૂર્વક વિતરણ કરતી હતી. પ્રાતઃકૃત્ય માટે દેવનાથ નદીએ જવા નીકળ્યો. તેણે વિચાર કર્યો કે 'વિવાહમંત્રો તો એવું શિક્ષણ આપે છે કે પત્ની સાથે એક આત્માના અભિન્નરૂપે પ્રેમ કરવો જોઈએ. એ તો મારે એટલું બધું અસંભવ નહિ નીવડે. બીજી વાત છે આજન્મ ભરણપોષણનો ભાર લેવાની વાત. સંપત્તિની રક્ષા થતાં અમુક અંશે એ વાતનો પણ નિકાલ આવી જાય છે. એનો અર્થ એ થાય છે કે જમીનદાર સાહેબની આજ્ઞાનુસાર પ્રભા સાથે લગ્ન કરીને જો હું આ સંપત્તિની રક્ષા કરી શકું, તો એનું ભરણપોષણ મારા જ કારણે થઈ રહ્યું છે, એવી માન્યતા જો હું ધરાવતો થાઉં, તો એમાં કાંઈ અસંગતિ તો નહોતી જ. એવી પરિસ્થિતિમાં જો અમે બન્ને ભલે પૃથ્વીના બે જુદે છેડે વસીએ, તો એમાં મને કશું જ નુકસાન નહોતું. કામકાજમાંથી નિવૃત્તિ મળતાં ક્યારેક ક્યારેક હું પત્નીરૂપે પ્રભાનું ધ્યાન ધરીશ, પરંતુ સાથે એટલી

પણ સાવચેતી રાખીશ કે મનના આ ભાવને કોઈ જરા પણ જાણવા ન પામે.'

દેવનાથની જેમ જમીનદાર મહાશયને પણ એ રાત્રિ શાંતિપૂર્વક નિદ્રા નહોતી આવી. 'આજે હું મારા વ્યક્તિગત સુખને ખાતર પોતાની પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રીને કેટલી વ્યથા, કેટલી લજ્જાનું કારણ બનાવી રહ્યો છું', એવા વિચાર કરીકરીને તેમનું હૃદય શતધા વિદીર્ણ થઈ જતું હતું. કેટલીય વાર તેમને મનમાં થયું કે—'આથી તો એ વધારે બહેતર હતું કે હું ભિખારી બનીને જ રહું; કિંતુ સંપત્તિ સુરક્ષિત રાખવાના લોભમાં હું પ્રભાને એક દીન અને નગણ્ય વ્યક્તિના હાથમાં તો કોઈ પણ રીતે નહિ જ સોંપું.'

પરંતુ દ્વારકાનાથનો એ વિચાર લાંબો સમય ટકી રહ્યો નહિ. એ વળી વિચાર કરવા લાગ્યા કે, 'મારી આ સંપત્તિ કાંઈ આજની જ નથી, પિતા અને પિતામહે એને મારે માટે સર્જિત કરી રાખેલી છે. તેનો ઉપભોગ કરવાનો મારો જન્મસિદ્ધ અધિકાર છે. એ બધું ત્યાગી હું શા માટે કોઈ અજ્ઞાત દેશમાં જઈને નિવાસ કરું?' થોડી વાર બાદ પુનઃ તેમના મનમાં વિચાર જાગૃત થયો કે 'તો હું શું એટલો હૃદયહીન, એટલો સ્વાર્થી બની ગયો છું કે આ સુખસંપત્તિ, આ ધનવૈભવને ખાતર મારી કન્યાના મનોભાવોની ઉપેક્ષા કરું?'

દ્વારકાનાથને બીજી પણ એક વાતની ચિંતા હતી. એમને વિચાર આવતો હતો કે 'કદાચિત સવારે દેવનાથે આવીને લગ્નની વાતનો અસ્વીકાર કર્યો, તો પછી શું? તો તો પછી ગલીએ ગલીએ ભીખ માગવાનું મારે માટે અનિવાર્ય બની જશે. આ બાજુ જો સ્વીકાર કરે છે, તો દુઃખ અને લજ્જાના કારણે કદાચિત પ્રભા પ્રાણત્યાગ કર્યા વિના નહિ રહે!'

દ્વારકાનાથે સારી રાત આ પ્રકારે ચિંતામાં જ વીતાવી. ઉષઃકાળના સમયે આકાશની સાથે એમના મુખમંડળ પર પણ લાલિમા છવાઈ ગઈ. વ્યગ્ર બની એ દેવનાથના જવાબની રાહ જોવા લાગ્યા. નિત્ય-ક્રિયાથી નિવૃત થઈ યથાસમયે દેવનાથ તેમની પાસે આવી પહોંચ્યો અને તેણે કહ્યું: "હું આપના આદેશનો સ્વીકાર કરવા તૈયાર છું!"

"તૈયાર છો! બધી ય શરતો સાથે?"

દેવનાથે મસ્તક હલાવી જણાવ્યું: "હા, એ બધી ય શરતો સાથે!"

## : ૧૨ :

**પ્રભાનાં** લગ્ન થઈ ગયા બાદ બે ચાર દિવસ વધુ મનોહર-પુરમાં રોકાઈ મદનમોહન પોતાને ઘેર પાછો ફર્યો. આવડી મોટી મિલકત પોતાની જ બુદ્ધિના દોષના કારણે હાથમાં આવતાં આવતાં રહી ગઈ, તે માટે તેને જરા પણ શોક નહોતો થયો. આ જ તેના સ્વભાવની એક ખાસ વિશેષતા હતી.

બપોરની લૂ વાતી હતી. સારા ય ઘરમાં નિસ્તબ્ધતા પ્રસરી ગઈ હતી. માત્ર રસોડામાંથી હાથની બંગડીઓના ખણખણાટનો અવાજ સંભળાતો હતો. મુખ્ય દ્વારની પાસે ઊભા રહી મદનમોહને બૂમ મારી : " દીદી ! દીદી ! "

ક્યાંય સુધી બૂમો મારવા છતાં કાંઈ જવાબ ન મળવાથી મદનમોહન રસોડા તરફ ગયો. બારીમાંથી તેણે જોયું તો ચૂલો ભડભડાટ સળગતો હતો. તેના પર કઢાઈ મૂકી મનોરમા એકાગ્ર ચિત્તે દૂધ ઉકાળી રહી હતી. તેના માથા પરથી લૂગડું ખસી ગયું હતું. ભીના વાળ પીઠ પર લટકતા હતા અને પસીનાથી એ નાહી ગઈ હતી.

બહાર કોઈનો પગરવ સાંભળી તેણે પાછાં વળીને જોયું. પતિને જોતાં જ તેના ગાલ પર લાલિમાની રેખા આવીને અદ્રશ્ય થઈ ગઈ. ઝડપથી તેણે મસ્તક પર સાડલાનો છેડો ખેંચ્યો અને પછી પુનઃ દૂધની કઢાઈમાં તવેથો ફેરવવા લાગી. તે સમયે દૂધમાં ઊભરો આવ્યો હતો. થોડીવાર ઊભા રહ્યા બાદ મદનમોહને હસતાં હસતાં કહ્યું: "કહો તો ખરાં, એકવાર મારા તરફ જોઈ લેવામાં તમારૂં દૂધ ઊભરાઈ જશે કે શું ? કેટલે ય દહાડે બહારગામથી આવ્યો છું, તો પણ તમને મારા તરફ એક વાર જોવાનું પણ મન થતું નથી ?"

મનોરમાએ સાડલાના છેડા વતી પકડી કઢાઈ નીચે ઉતારી, એક વાડકામાં દૂધ ઊંચેનીચે કરતાં એ હસી પડી. પરંતુ મોંએથી એ કશું ય બોલી નહિ.

મદનમોહન બોલ્યો: "દીદી ક્યાં છે ? આટલા તાપમાં તું કેમ ચૂલા પાસે બેઠી છું ! રસોઈઓ ક્યાં મરી ગયો ?"

કઢાઈને એક બાજુ મૂકી મનોરમાએ જણાવ્યું: "દીદી ઉપર સૂઈ ગયાં છે. રસોઈઓ તો ક્યારનો ય નોકરી મૂકીને ચાલ્યો ગયો છે."

"કેમ ? એ કેમ જતો રહ્યો ? કદાચ દીદીએ એને ઝઘડો કરી કાઢી મૂક્યો હશે ?"

રસોડાની એક છાજલી પર મસાલાના ડબા આદિ ગોઠવતાં ગોઠવતાં મનોરમા કહેવા લાગી: "ના, ના, એને કોઈએ કાઢી મૂક્યો નથી. એ પોતાની ઇચ્છાથી જ ચાલ્યો ગયો છે. દીદીને કોલેરા થઈ ગયો હતો ને ? તે વખતે મહારાજ અને નોકર બન્ને ડરના માર્યા નાસી ગયા !"

"દીદીને કોલેરા થઈ ગયો હતો ? તો તેં મને ખબર કેમ ન મોકલાવી ? હવે તો તેમને આરામ છે ને ?"

"હા, હવે તો તબીયત સારી છે—!" એમ કહી મનોરમા લોટો લઈ હાથ ધોવા બહાર ચાલી ગઈ.

ઉમાદેવી ભયંકર રોગ સાથે યુદ્ધ કરતાં કરતાં હજી પૂરો વિજય નહોતી પામી. એ યુદ્ધમાં વિજયલક્ષ્મી તેને વરમાળ પહેરાવશે કે કેમ, એ પણ હજી અનિશ્ચિત હતું. મદનમોહને આવી તેમના દુર્બળ દેહ પર હાથ ફેરવ્યો. પછી તે બોલ્યો: "શું થયું દીદી, તમે તો મને ખબર સુદ્ધાં ન મોકલાવી?"

ઉમાદેવીનો કંઠસ્વર અત્યંત ક્ષીણ થઇ ગયો હતો. તેમણે ખૂબ જ ધીમા સ્વરે કહ્યું: "તું આવીને શું કરવાનો હતો? ખરાબ રોગ હતો, તે વખતે તું ન આવ્યો એ જ વધારે સારૂં હતું. જવા દે, જે થવાનું હતું, તે થઈ ગયું. હું જીવતી રહું યા ન રહું, તો પણ તને એક વાત કહી રાખું છું, ભાઈ! વહુની તું આ પ્રમાણે હવે ઉપેક્ષા ન કર. આહા! એવી તો સરસ છે એ છોકરી! આ મારી બિમારીમાં એણે બિચારીએ નથી જોયો દહાડો કે નથી જોઇ રાત! એવી સેવા તો સગી મા કે પેટની દીકરી, કોઇ પણ ન કરી શકે!"

મદનમોહન કહેવા લાગ્યો: "તો ય તમારે મને ખબર આપવી જરૂરી હતી. પરંતુ હવે આ બધું કહેવાસાંભળવાની શી મતલબ? તમે જીવતાં રહ્યાં, એટલું જ મારે માટે બસ છે."

"જીવતી રહું કે ન રહું, મારે માટે હવે બધું ય સરખું જ છે. રહું તો પણ કાંઇ વાંધો નથી અને ચાલી જાઉં તો પણ મારી ના નથી. એ જે હોય તે, પણ મને આ બિચારીએ ખાત્રી કરી આપી કે મારા ઘરમાં એક સત્પુરુષની કન્યા આવી છે. સંકટસમય વિના આત્મીય સ્વજન યા મિત્રની પરિક્ષા નથી થતી, એ વાતની હવે મને ચોક્કસ ખાત્રી થઈ ગઈ છે."

અસ્તરીબંધ ખમીસ પર શાલ નાખી મદનમોહન બહાર ફરવા

જવા માટે તૈયાર થયો હતો, તે એકાએક કોણ જાણે શો વિચાર આવ્યો કે બહાર જવાને બદલે રસોડા તરફ વળ્યો. બહાર ઓશરીમાં બેસીને મનોરમા પાન બનાવતી હતી. તેની સમક્ષ પાનનાં બીડાંનો મોટો ઢગ પડ્યો હતો. માલિક ઘેર પાછા ફર્યા છે, સાંજના હવે પુનઃ મહેફીલ જામશે તે સમયે પાનની જરૂર પડશે, એ વિચારે તે આટલાં બધાં પાન બનાવતી હતી.

મદનમોહનને જોતાં જ મનોરમાએ મસ્તક પરનો છેડો જરા આઘો ખેંચ્યો. મદનમોહન હસીને બોલ્યો : "કહો મિત્ર ! આ શું ? મિત્ર સમક્ષ તે વળી ઘૂંઘટ ખેંચાતો હશે ? જરા બેચાર બીડાં પાન તો આપો, જોઉં તો ખરો કે તમે કેવાં પાન બનાવ્યાં છે ? આ શું ? આટલાં બધાં બનાવી તું શું કરવાની છે ? આજે શું તમે લોકોએ ઘરમાં કોઈ ખાસ પ્રસંગ ઉજવવાનો વિચાર કર્યો છે કે શું ?"

મનોરમા કશું બોલી નહિ. જરા હસી તેણે પાનનાં થોડાં બીડાં લીધાં અને ખુલ્લા ડબ્બાની અંદર મૂક્યાં. પછી એ સોપારી કાતરવા મંડી. મદનમોહને કહ્યું : "આવા પ્રકારનું શ્રદ્ધાહીન દાન હું ગ્રહણ કરતો નથી. હાથોહાથ આપતાં શું તમારૂં માન ઘટી જતું હતું ?"

મનોરમા સૂડી હેઠે મૂકી ચૂનો લગાડેલાં પાન પર આંગળી વડે કેવડાથી સુવાસિત કરેલો કાથો લગાવવા મંડી. મદનમોહનના પ્રશ્નનો એણે કશો પ્રત્યુત્તર ન વાળ્યો. પાન પણ તેણે મદનમોહનને ન આપ્યાં. અંતે નિરૂપાય બની મદનમોહને વાંકા વળી જાતે જ ડબ્બા-માંથી પાન લીધાં.

મસ્તક નીચું રાખી મનોરમા પોતાના કામમાં જ નિમગ્ન રહી. મદનમોહન થોડીવાર પર્યંત તો ધ્યાનપૂર્વક એને જોઈ જ રહ્યો, પછી જરા હસી એ બહાર ચાલ્યો ગયો. એકાએક તેના મનમાં આ વાત આવી : "મનોરમા તો ખૂબ જ સરસ છે ! આ પ્રભા પણ

છે ! એનું સૌંદર્ય પણ હું જોઈ આવ્યો છું ! મનોરમા એના કરતાં શું ઓછી સુંદર છે ? પ્રભા કરતાં તો એ ઊલટી વધુ સુંદર છે. પ્રભામાં તો કેટલો બધો અહંકાર છે ? એ કેટલો બધો મિજાજ પણ ધરાવે છે ? અને મનોરમા ? એ તો સાક્ષાત વિનય અને લજ્જાની મૂર્તિ છે. હું પત્ની સાથે પ્રેમ નથી કરતો, પરંતુ મનોરમા જેવી મિત્ર કાંઈ ખોટી ન કહેવાય. હવે મારે તેની સાથે વધુ આત્મીય રીતે વર્તવું જોઈએ. મેં આજસુધી મનોરમા સાથે ઉચિત વર્તન નથી રાખ્યું."

એ રાતે મિત્રમંડળીના માણસોએ આવીને જેવાં તબલા સજાવવા માંડ્યાં અને સાથે જ જ્યાં સારંગીએ પણ રી–રીનો અવાજ શરૂ કર્યો કે બરાબર તે જ ક્ષણે ઉમાદેવીનું નિર્બળ મસ્તક એ સુર યા બેસુર શબ્દલહરીથી અકળાઈ ઊઠ્યું. મનોરમા ઉમાદેવીના કપાળે અને તાળવામાં કોલનવોટરનાં પોતાં મૂકતી હતી. ઉમાદેવીએ કાતર સ્વરે કહ્યું : "આટલી અસાધ્ય સાધના કરીને તેં મને બચાવી તો લીધી વહુ, પરંતુ આ મદન અભાગિયો—! જુએ છે ને તું ? એ મારા પ્રાણ લીધા વિના નહિ રહે. એ સારૂં જ થયું કે આટલા દિવસ તે અહીં નહોતો. અને ઉપરથી જતો કહે છે કે મને ખબર કેમ ન મોકલાવી ? ખબર મોકલાવી હોત તો તે જ દહાડે આવીને મારો અંત આણી એ નિશ્ચિંત બની ગયો હોત !"

મનોરમા ઊઠીને ઊભી થઈ. તેના કોમળ અને શાંત મુખ પર એકાએક કઠોરતા આવી ગઈ હતી તે પોતાના પ્રતિ ગમે તેટલા અત્યાચાર સહન કરી લેવા તૈયાર હતી, તે માટે પોતે મોંમાંથી ચું કે ચાં ન કરત. પરંતુ બીજા પ્રતિ જરા જેટલો અન્યાય પણ તેનાથી સાંખ્યો જતો નહોતો. એ સિવાય તેણે ઉદાસીનભાવે રહેવા માટે જે પ્રતિજ્ઞા લીધી હતી, આવા સમયે તેની ઉપેક્ષા કરવાનું જ તેને યોગ્ય ભાસ્યું. એક માણસનો જાન જતો હોય અને બીજો માણસ આનંદ માણે ! આ તો અસહ્ય કહેવાય ! તરત જ નોકર દ્વારા તેણે કહેવડાવ્યું કે

'દીદીની તબીયત એકદમ ખરાબ છે, માટે તરત જ અંદર આવો '

તે દિવસે મુજરો કરવા માટે બાઇજીએ કૃપા નહોતી કરી, કેવળ મિત્રમંડળી જ જામી હતી. મદનમોહન વ્યસ્ત બની ત્યાં આવી પહોંચ્યો. દીદી પ્રતિ તેના હૃદયમાં ભક્તિનો લેશ માત્ર પણ અભાવ નહોતો, પરંતુ તેણે એમ માન્યું હતું કે દીદીની તબીયત હવે સારી થઈ ગઈ છે, તેથી ગાવાબજાવવામાં કશો વાંધો નહોતો. કેટલા ય દહાડા પછી આજે પાછો ફર્યો છું!

અંતઃપુરના દ્વાર પાસે જ મનોરમા ઊભી હતી. જેવો મદન-મોહને અંદર પ્રવેશ કર્યો કે અત્યંત ઝડપથી કઠોર સ્વરે તે બોલી : "વાજાના અવાજથી દીદીના મસ્તકની પીડા વધી ગઈ છે. અત્યારે શું ગાવાવગાડવાનો વખત છે?"

જે વ્યક્તિ ક્યારે ય મુખ ઊંચું કરી એક અક્ષર પણ બોલતી નહિ, તે અકસ્માત જો જોરથી ધમકી આપવા લાગે, તો હૃદયને સખત આઘાત થાય છે અને તેને લઈને ખૂબ લજ્જિત થવું પડે છે. મનોરમાએ આજે મદનમોહનને જે ધમકી આપી હતી, તે બરાબર સમયને અનુકૂળ હતી. મદનમોહનના હૃદય પર એ ધમકીનો એવો તો પ્રભાવ પડ્યો કે તેની ઉચ્છૃંખલતાનું પ્રતિબિંબ જાણે તેનાં માનસનેત્રો સમક્ષ મુહૂર્તમાત્રમાં જ ઉદિત થઈ ગયું. તે વિચારવા લાગ્યો : "એ સાચું કહે છે. આમોદપ્રમોદમાં હું એવો તો ઘેલો બની જાઉં છું કે જાણે જીવનમાં મારે માટે બીજું કોઈ મહત્વનું કામ જ રહ્યું નથી. માતા સમાન આદરણીય મોટીબહેન મૃતપ્રાય અવસ્થામાં ખાટલે પડી છે અને બીજી બાજુ હું મારા સોબતીઓ જોડે આખી રાત મહેફીલો ઉડાવું!" લજ્જાનું માર્યું મદનમોહનનું મુખ લાલચોળ થઈ ગયું. 'એક ક્ષુદ્ર બાલિકા હજી ચાર દહાડા થયાં તો આ કુટુંબમાં આવી છે! એ પણ મારી પરમ શ્રદ્ધેય દીદીની

મારા કરતાં કેટલી વધુ સંભાળ રાખે છે,' એ વાત મદનમોહનના મનમાં જાગૃત થઈ તેને પીડા કરવા લાગી.

પત્નીના ફિટકારનો મદનમોહનના હૃદય પર ખૂબ પ્રભાવ પડ્યો. તેણે નિશ્ચય કર્યો કે જ્યાં સુધી દીદીની તબીયત બરાબર સારી થઈ નહિ જાય, ત્યાં સુધી બેઠકમાં કોઈ પણ પ્રકારની મિજલસ નહિ જામે. તેણે મિત્રોને પોતાના આ નિર્ણયની જાહેરાત કરી. પરિણામે મિત્રમંડળીમાં તેની થોડીઘણી મજાક પણ ઊડી.

બીજા દિવસની રાત મદનમોહનને તેના એક મિત્રને ત્યાં વીતાવવી પડી. પ્રાતઃકાળે એ ઘેર પાછો ફર્યો, ત્યાં સુધીમાં નશો પણ ઉતરી ગયો હતો, તેથી તે સમયે તેની બુદ્ધિ નિર્મળ હતી. તેને પોતાના સ્વભાવ બાબતમાં એકાએક ખૂબ લજ્જા આવવા માંડી. તેણે વિચાર કર્યો કે 'ઘરમાં રોગી છે, રસોઈ કરવા માટે પણ બીજું કોઈ માણસ નથી, એક બાલિકાની કાંધ પર પર્વત જેટલો આખા ય ઘરનો બોજો પડેલો છે અને આ બાજુ હું નિશ્ચિંત બની બીજાને ઘેર પડ્યોપડ્યો મજા માણું છું!'

આડેઅવળે નજર નાખ્યા વિના એ સીધો ઉપર પહોંચ્યો. દીદી સમીપ જતાં તેને ડર લાગતો હતો, પરંતુ ગયા સિવાય પણ ચાલે એમ નહોતું. મનમાં ને મનમાં જ તેણે નિર્ણય કર્યો કે જેટલી વધુ વાર લગાડીશ, તેટલી જ મારા પર વધુ આફત આવશે, તેમાં કશો ઘટાડો નહિ થાય. તેથી સ્વભાવતઃ બેચાર વાર આમતેમ કર્યા બાદ તેણે સંકોચપૂર્વક દીદીના ઓરડામાં પ્રવેશ કર્યો.

મનોરમા તે વખતે નણંદને પંખા વડે પવન ઢાળતી હતી. પતિને જોતાં જ તે ઘૂંઘટ ખેંચી જરા આઘી ખસી ગઈ. પછી પંખો લઈ મદનમોહને જેવો ધીમે ધીમે પવન નાખવા માંડ્યો કે

તરત જ એ બહાર ચાલી ગઈ. ઉમાદેવી બીજી બાજુ પડખું ફેરવી સૂતી હતી. તેને હજી ખબર નહોતી પડી કે મદનમોહન આવ્યો છે. પડખું ફેરવતાં જ તે એકદમ ઉગ્ર સ્વરે બોલી ઊઠી : "કેમ રે અલ્યા પાજી, આખી રાત તું ક્યાં મૂઓ હતો ?"

મદનમોહને મસ્તક નીચું રાખી પવન નાખ્યા કર્યો. ઉમાદેવીએ પૂર્વવત્ ઉગ્ર સ્વરે કહેવા માંડ્યું : "જો રાતે ઘેર આવવાનો નહોતો, તો પછી પહેલેથી કહીને કેમ નહોતો ગયો ? બિચારી ચાર આંગળની છોડી, તારા કારણે તો મરવા જેવી થઈ ગઈ છે. અડધી રાત સુધી રસોડામાં તારી રાહ જોઈને બેસી રહી હતી. હું નહિ હોઉં તે દહાડે તો તું કદાચ એના પ્રાણ લઈને જ રહીશ ! જો આમ જ કરવું હતું, તો પછી લગ્ન શું કામ કર્યાં હતાં ? કોણ તારા ગળામાં ફાંસી નાખવા બેસી રહ્યું હતું, પાજી ?"

મદનમોહને જોયું કે ચુપ રહીશ તો દીદીનાં વાગ્બાણોનો પ્રહાર ક્રમશઃ વધતો જ જવાનો. કોલેરાના રોગમાંથી ઊઠયા બાદ ઉમાદેવીને આ નવો રોગ લાગુ પડ્યો હતો. તેથી વાતને ટાળવા તેણે હસીને કહ્યું : "પરંતુ લગ્ન તો મેં કાંઈ નવાબ ખાજાખાંની બહેન સાથે તો નથી કર્યાં ! ત્યાં ય પીયરમાં ય એ કાંઈ તકિયે અઢેલીને બેસી તો રહેતી નહોતી ! ઠીક, તો હું જઈને નાહીધોઈ લઉં. અત્યારે મગજ જરા ગરમ થઈ ગયું છે. વળી નહાવાનો સમય પણ થઈ ગયો છે."

નીચે આવી મદનમોહને નોકરને નહાવા માટે પાણી કાઢવા કહ્યું અને રસોડા પાસે આવતાં જ તેણે જોયું કે મનોરમા પણ એ જ ઓરડામાં પ્રવેશ કરતી હતી. એ વખતે એ ખૂબ જ ઉતાવળમાં હતી. તેનું બીજા કશા પ્રતિ ધ્યાન નહોતું. ચૂલા પર તપેલીમાં ભાત ખદખદતા હતા. કડછીમાં ચોખા લઈ મનોરમાએ દાણો હાથ વડે દબાવી જોયો. પછી એક સાણસી વડે તે તપેલીને ચૂલા પરથી નીચે ઉતારવા લાગી.

વ્યસ્ત બની મદનમોહન બોલ્યો : "અરે! આ શું કરે છે? એ તારાથી નહિ ઉતરે! તું દાઝી જઈશ!"

ઝડપથી બૂટ કાઢી મદનમોહન અંદર પહોંચી ગયો અને આગ્રહપૂર્વક તે કહેવા લાગ્યો : "ઊભી રહે, તું રહેવા દે. હું ઉતારી આપું છું!"

એમ કહી મદનમોહન મનોરમાના હાથમાંથી સાણસી લેવા આગળ વધ્યો. જરા પાછળ હઠી મનોરમા વ્યસ્ત ભાવે બોલી ઊઠી : "ના, ના, તમે ન અડકતા, બધું અભડાઈ જશે. એ તો હું ઉતારી લઉં છું!"

જરા ખસિયાણો પડી જતાં મદનમોહન બોલ્યો : "કેમ? મારા અડકવાથી એ શાથી અભડાઈ જશે?"

"એમ જ! તમે જરા પાછા ખસીને ઊભા રહો. ભાત બળી જાય છે. બહુ વિલંબ કરવાથી એ જરા ય ખાવા લાયક નહિ રહે."

"તે તું શું આટલી ભારે તપેલી ઉતારી શકીશ?" કહી મદન-મોહન કરૂણાપૂર્ણ દ્રષ્ટિએ મનોરમાના નાના અને કોમળ હાથને જોઈ રહ્યો. એટલામાં તો મનોરમા ક્યારની ય સહેલાઈથી તપેલી ઉતારી ચૂકી હતી.

ભાતમાંથી ઓસામણ કાઢી નાખવા માટે મનોરમાએ તપેલી પર તાસક આડી રાખી તેને વાંકી વાળી અને પછી કહેવા લાગી : "હું કાંઈ નવાબ ખાનખાંની બહેન તો છું નહિ! મને ભાત વગેરે રાંધવાનો અભ્યાસ છે."

મદનમોહન ક્ષણભર બુદ્ધિહીનશો બની તેને તાકી જ રહ્યો. આ કંઠસ્વર અને શબ્દો તો તેનાં પોતાનાં હતાં, પરંતુ અહીં સુધી શી રીતે પહોંચી ગયા, તે એની સમજમાં ન આવ્યું. પરંતુ આ ફાંસ તેના હૃદયમાં પેસી ગઈ છે, એ વાતનો મનોરમાને જરા પણ

ઈશારો માલુમ ન પડે, એટલા ખાતર તે વાત પલટાવીને કહેવા લાગ્યો: "કાલે રાતે બહાર રહીને મેં બહુ ભારે અન્યાય કર્યો છે, નહિ? તું તો ખૂબ ગુસ્સે થઈ હોઈશ?"

"હું?"

મનોરમાએ ઉત્તર આપતાં એવા ઉપેક્ષાપૂર્ણ સ્વરે આશ્ચર્ય પ્રકટ કર્યું કે તેથી મદનમોહન ઝંખવાણો પડી ગયો. આ એક 'હું' શબ્દ દ્વારા જાણે મનોરમાએ એમ કહ્યું કે તમે રાતે ઘેર ન આવ્યા, તેમાં મારે માટે એવી તે કઈ વાત હતી કે હું તમારા પર ગુસ્સે થાઉં? તમે ઘરમાં રહો તો પણ મને કાંઈ લાભ નથી, બહાર રહો તો પણ કાંઈ નુકસાન નથી! પરંતુ આ આટલી અર્થપૂર્ણ વાત કહેતી વેળાએ મનોરમાના કંઠસ્વરમાં જરા પણ અભિમાનનો અંશ નહોતો, એવો મનમાં અનુભવ કરી મદનમોહન ચુપચાપ ત્યાંથી ચાલ્યો ગયો.

તે દિવસે ભોજનના સમયે આસન પાસે થાળી મૂકી મનોરમા જ્યારે રસોડામાં પાછી ફરતી હતી, ત્યારે મદનમોહન એકાએક બોલી ઊઠ્યો: "ઓહ! આમ ભાત તે બાળી મૂકાતો હશે? આ તે હવે કાંઈ ખાવા લાયક રહ્યો છે? પરંતુ કાંઈ નહિ, આજે કદાચ હું ભાત ખાધા વિના રહું તો પણ કાંઈ નહિ!"

મનોરમા ઝડપથી પંખો લઈ આવી થાળી પાસે બેસી પંખો નાખવા લાગી. સ્વામી સમક્ષ તે પૂર્વે ક્યારેય આમ બેઠી નહોતી. તેથી પહેલાં તો જરા એને શરમ આવવા માંડી, પરંતુ તરત જ તેના મનમાં એ વાત આવી: "આહા, ભોજન કરવા બેઠા છે, તેમને કષ્ટ થશે. આમ ક્યાં સુધી હું સંકુચિત રહ્યા કરીશ?"

ધીમે ધીમે ભોજન કરતાં કરતાં મદનમોહન કહેવા લાગ્યો: "ખૂબ જ સરસ રસોઈ બનાવી છે તેં. તેં જે બધી વસ્તુઓ બનાવી

છે, તે સૌ એકએક કરતાં ચડિયાતી છે. આટલું સ્વાદીષ્ટ ભોજન તો આજે કેટલા ય દહાડે ખાવા મળ્યું છે. આવું સુંદર ભોજન બનાવતાં તું ક્યારે શીખી ?"

"અમારે ત્યાં રસોઈ કરનાર કોઈ મહારાજ તો હતો નહિ—મારે અને મારી બાને જ મળી રોજ રાંધવું પડતું. હું દસ વર્ષની હતી ત્યારથી જ એક વેળાનું ભોજન બનાવવાનું મારે માથે આવ્યું હતું."

મદનમોહને જમવાનું મોકુફ રાખી મનોરમા તરફ જોઈ રહેતાં કહ્યું : "પસીનાને લઈને તારા માથાના વાળ પણ ભીંજાઈ ગયા છે!" કહેતાં તેણે ડાબે હાથે મનોરમાના કપાળ પરની વાળની લટોને ઠીક કરવા માંડી. તે સમયે તે એકાએક બોલી ઊઠ્યો : "વાહ! કેટલા સુંદર છે વાળ તારા, મનોરમે!"

શરમાઈને ઝડપથી મનોરમાએ પોતાનું મસ્તક આધું ખેંચી લીધું. તેના બન્ને ગાલ પર લાલિમા દોડી ગઈ હતી. પંખો ફેંકી દઈ એ ઝડપથી રસોડાની અંદર નાસી ગઈ.

તે દિવસથી મદનમોહનના અંતરમાં ન જાણે કેવું ય પરિવર્તન થવા માંડયું હતું. તે બહાનાં કાઢી વારંવાર કોઠાર અને રસોડાના આંટાફેરા ખાવા લાગ્યો હતો. મનોરમાને તેણે જેટલી વાર જોઈ, તેટલી વાર તેને એમ જ ભાસ્યું કે જાણે ઘરની અંદર એવી એક પૂતળી યંત્રની સહાયતાથી ઘૂમી રહી છે, કે જે મોંએથી જરા પણ શબ્દોચ્ચાર નથી કરતી. પછી દીદીના ઓરડામાં જઈને એ જોતો, તો તેને જણાતું કે એ પૂતળી યા મૂર્તિના નિપુણ હાથની સેવાને લઈને રૂક્ષ સ્વભાવની દીદીના કાતર અને કરમાઈ ગયેલા મુખ પર શાંતિની રેખાઓ પ્રસરી ગઈ છે. આ પ્રકારે એકીસાથે જ ગૃહિણી, જનની તથા સેવિકાના રૂપમાં કોઈ પણ સ્ત્રીને મનમોહને ક્યારે ય

જોઈ નહોતી. તેથી મનોરમામાં આ ત્રણે ગુણોને જોઈ મદનમોહન અવાક્ થઈ ગયો!

ઉપેક્ષિત જીવન વ્યતિત કરવા છતાં મનોરમાએ પોતાના હૃદયમાં અન્ય સ્ત્રીઓની જેમ અભિમાનને સ્થાન નહોતું આપ્યું. નિરંતર કઠિનમાં કઠિન પરિશ્રમમાં લાગ્યા રહેવાથી તેના દેહ પર ક્લાંતિની રેખાઓ ઉદિત થતી હતી જરૂર, પરંતુ તેથી તેના અપૂર્વ આત્મામાં જરા પણ ક્ષીણતા નહોતી આવી!

આજે પહેલો જ દિવસ હતો કે જ્યારે મદનમોહનની દ્રષ્ટિ મનોરમાની અપૂર્વ મુખશ્રી તરફ કેંદ્રિત થઈ હતી. તે વિચારવા લાગ્યો: "કેવી ઉત્તમ મૂર્તિ છે આ! એક દિવસ પણ હું એનો જરા જેટલો આદર ન કરી શક્યો! આટલા દિવસ પર્યંત મેં માત્ર એનો ઉપહાસ જ કર્યા કર્યો છે!" આવી વાતોનો વિચાર કરી-કરીને તેને પોતાની જાત પર ખૂબ અશ્રદ્ધા ઉત્પન્ન થઈ. જે જોહરા-બાઈના રૂપની પ્રશંસા કરતાં કરતાં આજપર્યંત તે જીહ્વાને કલુષિત કર્યા કરતો હતો, તેના હાવભાવ, તેની ચંચળ અને લીલામય દ્રષ્ટિની સાથે મનોરમાના ગંભીર અને તેજપૂર્ણ મુખશ્રીની તુલના કરતી વેળાએ તે શરમનો માર્યો લાલચોળ બની ગયો. મદનમોહન સ્વગત બોલ્યો: "છિ! હું કેવો અધમ માનવી છું?"

## : ૧૩

**મદનમોહનને** માટે સંધ્યાનું પ્રલોભન અતિ પ્રબળ હતું, પરંતુ આજે નવજીવન વિતાવવાનો નિર્ણય કર્યો હોઈ તેણે ખૂબ જ કઠોર સોગંદ ખાઈ પોતાની જાતને બાંધી લીધી હતી. આજથી તેણે અમોદપ્રમોદ કર્યા સિવાય જ સંધ્યા વીતાવવાનો નિર્ણય કર્યો હતો. પરંતુ એ સમય વ્યતીત કરવાનું સાધન શું ?

દીદી સૂઈ રહ્યાં હતાં. એમના ઓરડામાં નિસ્તબ્ધતા પ્રસરેલી હતી. અત્યંત ધીમે પગલે એ ત્યાંથી બહાર આવ્યો. રસોડામાં એક નવી રસોયણ આવી હતી, તેને લઈને હવે એ રસોડું અત્યંત શ્રીહીન ભાસવા માંડ્યું હતું. આ તરફ ઘરમાં અને બહાર ફરી વળ્યા બાદ મદનમોહન ઉપર અગાશી પર ગયો, ત્યાં અસ્તાચળ પ્રતિ પ્રસ્થાનની તૈયારી કરતાં સૂર્યનારાયણની વિદાયનાં અભિનંદન ગુલાબી અક્ષરોમાં સજાવી પ્રકૃતિદેવી વિષાદમયી દૃષ્ટિએ તાકી રહી હતી. ચારે બાજુ ધીરે ધીરે અંધકારની નીરવ કાલિમા પોતાનો વિસ્તાર વધારવા લાગી હતી. તે સમયનું દૃશ્ય મદનમોહનને સારું નહોતું લાગતું.

અગાશી પરથી નીચે આવી મદનમોહને ધીમે પગલે મનોરમાના

ઓરડામાં પ્રવેશ કર્યો. આ બાજુ કેટલા ય દિવસના અતિશ્રમ અને ઉજાગરાના કારણે તેનું શરીર શિથિલ થતું ગયું હતું, કેવળ મનના જોરે એ શરીરને ખેંચીખેંચીને યંત્ર સમાન તેની પાસેથી કામ લેતી હતી. આજે મનોરમાને જેવો જરાક જેટલો અવકાશ મળ્યો નહિ કે કેટલા ય દિવસોની સંચિત અવસન્નતા, બંધ તૂટતાં જળનો પ્રવાહ ચારે બાજુ ફેલાઈ જાય, તેમ ફેલાઈ ગઈ હતી. આંખો બંધ કરી એ કલાંતભાવે બિછાનામાં પડી હતી. મદનમોહનને લાગ્યું કે જાણે તે ઊંઘી ગઈ છે, તેથી જરા સાહસ કરી તે એની શય્યા પાસે જઈને ઊભો રહ્યો.

મનોરમા ઊંઘી નહોતી ગઈ. આજે કેટલા ય દિવસો બાદ તેને નવરાશ મળતાં, એ પોતાના ભાગ્ય પર વિચાર કરવામાં તન્મય બની ગઈ હતી. આજે આટલા દિવસો બાદ સ્વામીને બરાબર રીતે નિહાળવાનો તેને અવસર મળ્યો હતો ! આજે તો પોતાના હાથે ભોજન બનાવી સામે બેસાડી તેમને જમાડવાની પણ તક મળી હતી ! સૂતાં સૂતાં તે આ બધી વાતોનો વિચાર કરી રહી હતી. સ્વામી !—સ્વામીનું સ્મરણ થતાં જ એક આકુળ નિશ્વાસ તેના વક્ષને આઘાત કરી બહાર આવ્યો. તે મનમાં ને મનમાં જ વિચારવા લાગી : " એ મારા સ્વામી ક્યાં છે ? એ તો મારા મિત્ર છે—કેવળ મિત્ર જ ? પરંતુ મિત્રો શું આવા જ હોય છે ? આવા મિત્રોને તો એક રીતે શત્રુ જ કહેવા જોઈએ. "

અને પુનઃ મનોરમાએ એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. લગ્ન સમયે થયેલી વાતચીતનું તેને સ્મરણ થઈ આવ્યું. તે સ્વગત કહેવા લાગી : " તેમને જોઈને લગ્ન સમયે મેં મનમાં કેવા કેવા આશાના ગઢ રચ્યા હતા ! તે વખતે એમ થતું હતું કે આવા સુંદર દેહની અંદર એવું જ એક સુંદર હૃદય પણ છુપાયેલું હશે. એ હૃદયનો આજે મારા હૃદય સાથે વિનિમય થઈ ગયો. આજથી હવે એ મારું જ છે. આજ

પર્યંત એમના એક મુખને જ માત્ર મેં પ્રેમ કરવા યોગ્ય ગણ્યું હતું! એને લઈને જ તો લજ્જાથી ઝૂકી ગયેલાં નેત્રોનાં ગુપ્ત કટાક્ષોને ક્ષણવાર હું તાકતી જ રહી ગઈ હતી! સાથે જ મેં મારા કુમારી-હૃદયની પ્રેમપુષ્પાંજલિ પણ અર્પિત કરી દીધી હતી તેમના ચરણોમાં! એ પછી એ બે દિવસોમાં એમની સાથે કેટલી વાર મુલાકાત થઈ હતી! તે સમયે પેટ ભરીને એમને જોઈ લેવા જેટલું સાહસ તો મારામાં હતું નહિ! હૃદય મારૂં ભયથી ધડકતું હતું, નેત્રો પર લજ્જાનું આવરણ હતું! તો પણ અવસર મળતાં જ કોઈ પણ રીતે હું એમને જોઈ લેતી હતી! લજ્જાની મારી હું મારૂં મુખ બહુ ઊંચું નહોતી કરી શકતી, છતાં તેને લઈને તેમને જોવાથી જે સુખ મળતું હતું, તેમાં કશો વાંધો નહોતો આવતો. બીજું કાંઈ નહિ તો પણ છેવટે એમના બે ચરણો તો મારાં નેત્રો સમક્ષ વિદ્યમાન હતા!"

મનોરમાની વિચારધારા ચાલુ જ હતી. તે મનમાં ને મનમાં જ આગળ કહેવા લાગી: "મારા બાલિકા-હૃદયને એક અપૂર્વ રોમાંચ કેટલું કંપિત કરતું હતું કેટલા ય દિવસો પર્યંત! મારાં કર્ણો પાસે આશાની કેવી રાગિણી વાગવા માંડી હતી? નૂતન જીવનનું એક ચિત્ર નવા સાજમાં, નવા આનંદમાં, જીવનપ્રાંતમાં ધીમે ધીમે ઉદય પામવા માંડ્યું હતું. નવીન વસંતનો ઉદય થતાં કદાચિત પ્રકૃતિમાં પણ આવા પ્રકારનું પરિવર્તન થયા કરતું હોય છે! પછી વસંતના આગમન પૂર્વે જ મારી નવપલ્લિત વાટિકામાં એક પ્રલયકારી તોફાનની આંધી આવી ચડી અને એ વાટિકામાં ઊગેલા ઉત્તમમાં ઉત્તમ છોડવાઓને એણે મૂળમાંથી ઊખેડીને ફેંકી દીધા. મને તો ખાત્રી થઈ ગઈ કે હૃદયમાં જે મેં આવડી મોટી આશા સેવી હતી, તે દુરાશા સિવાય બીજું કાંઈ નહોતું. જે સુંદર હૃદય પ્રતિ હું લુબ્ધ નેત્રોએ તાકી રહી હતી, એ સુંદર તો હતું જ નહિ; પરંતુ એને હૃદય કહેવું કે કેમ એ પણ એક શંકાસ્પદ પ્રશ્ન હતો!"

ક્ષણભરના વિરામ બાદ પુનઃ મનોરમાના માનસજગત પર

તોફાનની આંધી આવી ચડી. તેની વિચારધારા આગળ વધી : "આટલા દિવસો થયાં મને તેમનો જે પરિચય થયો છે, તે જોતાં સ્વામીના એવા પ્રકારના પરિચયથી કોઈ પણ રમણીનું હૃદય તાપથી વિહ્વળ બન્યા વિના ન રહી શકે. મેં ક્યારે ય અધિક આકાંક્ષાઓ તો સેવી જ નથી. પરંતુ આટલી બધી નિષ્ઠુરતાનો પણ કદાચ આ જગતમાં બીજા કોઈને ય સામનો કરવો પડ્યો નહિ હોય. સ્વામીનું ઘોર અધઃપતન સગી આંખે પ્રતિદિન જોવા છતાં, સાવ એક ત્રીજા માણસની જેમ બે ટંક રોટલા અને કપડાંને ખાતર મારે ચુપ રહેવું પડે છે! જોર કરી એક પણ વાત કહેવાનો અધિકાર તો મને છે જ નહિ! સંસારમાં અન્યત્ર ક્યાંક આશરો મળવાનો સંભવ હોવા છતાં પણ હું આટલું સહન કરી શકત કે કેમ, એનો મને સંદેહ છે. પિયરમાં મા છે નહિ. મમતાહીન અપરમાનો આશ્રય મેળવવા કઈ સાંત્વનાની આશાએ ત્યાં જાઉં ?"

મનોરમાએ એક નિશ્વાસ મૂકયો અને પુનઃ વિચારમાળા આગળ વધી : "શાંતિ મળવાની કોઇપણ આશા ન રહેતાં મેં મનમાં જ નિર્ણય કર્યો કે સ્વામીની બને તેટલી સેવાચાકરી કરી મારૂં શેષ જીવન વ્યતિત કરીશ. અહીં રહેવાથી, વધુ કાંઈ નહિ તો, એમનાં શ્રીચરણોના દર્શનનો તો લાભ મળશે! પિયરમાં જઈ રહેવાથી તો એ લાભ પણ નહિ મળવાનો. પરંતુ આજે શા કારણે હૃદયમાં પુનઃ આશા અને નિરાશાનું દ્વંદ્વયુદ્ધ શરૂ થઈ ગયું છે? એવું તે શું બની ગયું છે કે નવવર્ષાના આકુલ જલકલ્લોલ સમાન અધિર કામનાઓની ધારા મારા હૃદયમાં તોફાન મચાવી રહી છે?"

એક દીર્ઘ નિશ્વાસ મૂકી મનોરમાએ પડખું બદલ્યું. તેને મનમાં થયું : "હું ગરીબ ઘરની દિકરી છું, તેથી જ શું મારે માત્ર ભોજન–વસ્ત્ર મેળવીને જ સંતોષ માનવો પડશે? શું આ બે વસ્તુઓના બોજામાંથી મુક્તિ મેળવવા માટે જ પિતાજીએ મારૂં કન્યાદાન આપ્યું

હતું ? ગરીબની કન્યાના હૃદયમાં શું એવી આશા, એવી આકાંક્ષા નહિ હોય, કે જેવી એક ધનવાનની કન્યાના હૃદયમાં હોય છે ?" આવા પ્રકારના અનેક વિચારો મનોરમાના દિલમાં દોડાદોડ કરી રહ્યા હતા. એવામાં એક મૃદુ શબ્દથી ચકિત થઈ તેણે આંખો ખોલી અને જોયું તો કોક તેના ખાટલા પાસે ઊભું હતું. સંધ્યાના ધૂંધળા પ્રકાશમાં તે માત્ર એટલું જાણી શકી કે એ વ્યક્તિ પુરુષ હતી. આવા સમયે મારા ઓરડામાં કોણ આવ્યું હશે ? ભયની મારી તેના કંઠમાંથી એક ચીસ નીકળી ગઈ: "ઓ મા રે !"

મનોરમાના વિસ્મયનું કારણ હૃદયંગમ કરી ઝડપથી તેનો હાથ પકડી મદનમોહન બોલી ઊઠ્યો : "હું છું મનોરમા, એ તો હું છું !"

એથી તો મનોરમાના વિસ્મયનો પાર જ ન રહ્યો. ઝડપથી ઉઠીને તે બેઠી થઈ ગઈ અને બોલી : "તમે છો ? હજી તમે બહાર ફરવા નથી ગયા ?"

"ના, તારી તબીયત ઠીક નથી, એટલે આજે હું ફરવા નથી ગયો. ડાકટરને બોલાવી લાવું ?"

"ડાકટર ? ના, ના, ડાકટરને બોલાવીને શું કરશો ?"

"ડાકટર બોલાવીને શું કરીશ ? આ તું શું કહે છે ? કેટલીય વાર થયાં હું તને જોઈ રહ્યો છું. તું માત્ર આંખો વીંચીને જ પડી રહી હતી, તને નિંદ્રા નહોતી આવી. તારું મોં પણ બહુ સુકાઈ ગયેલું લાગે છે !"

મનોરમાએ લજ્જાવશ બની મોં નીચું કરી લીધું. એમ ? ત્યારે એ ઘણીવાર થયા અહીં ઊભા હતા ? એ પણ કિસ્મતની વાત છે કે માણસના મનોભાવ બહારથી નથી પિછાની શકાતા.

મદનમોહને એવી તો ક્યારેય કલ્પના કરી નહોતી, કે રોગ વિના પણ મનુષ્ય આવી રીતે ચુપચાપ પથારીમાં પડી રહી શકતું

હશે. તેણે મનોરમાના લલાટ પર હાથ મૂકીને કહ્યું : "તાવબાવ તો નથી આવ્યો ને ?"

"ના—" કહી મનોરમાએ માથું આઘું ખેંચી લીધું.

મદનમોહનનું મુખ એકાએક લાલ બની ગયું. એકવાર ક્રુદ્ધ દૃષ્ટિએ પત્ની તરફ જોઈ રહી તેણે કહ્યું : "તારી તબીયત સારી છે ? તું શું સાચું કહે છે ?"

"જી હા ! મને કશું જ થયું નથી. જરાક માથું દુઃખે છે, તે તો એની મેળે હમણાં ઊતરી જશે. એટલા માટે ડાકટર બોલાવવાની શી જરૂર છે ? અમારે ત્યાં તો કોઈ ભારે રોગ થયો હોય, ત્યારે જ ડાકટર બોલાવવામાં આવતો !"

જરાક મનમાં ખિજવાઈ બહારથી સ્મિત કરી મદનમોહન બોલ્યો : "અહીં ત્યાંના જેવી પરિસ્થિતિ તો છે નહિ ! અહીં તો એ બધાની વ્યવસ્થા થઈ શકે છે !"

મનોરમાની આંખો અને મોંમાંથી ઉત્તાપ નીકળવા લાગ્યો. તેનું હૃદય અભિમાનથી ભરાઈ ગયું, પરંતુ મોંએથી તે એક પણ અક્ષર બોલી નહિ. મનોવેદના વેઠવાની તેને ટેવ પડી ગઈ હતી. પોતાને માટે બીજાના દિલને જરા પણ દુઃખ થાય એવું વર્તન કરવાની તેને ટેવ નહોતી. તેથી મનમાં અભિમાનના જે ભાવ જાગૃત થયા હતા, તેને મનોરમાએ બળ કરી દબાવી દીધા અને બહારથી સ્મિત કરી તે કહેવા લાગી : "કશી જ જરૂર નથી. હમણાં આરામ થઈ જશે, જઈને જોઉં કે દીદી શું કરે છે ?"

પરંતુ મદનમોહને મનોરમાને ખાટલા પરથી નીચે ઊતરવા ન દીધી. ઊભા થવા માટે તેણે જેવો ભૂમિ પર પગ મૂક્યો નહિ કે મદનમોહન બરાબર તેની સમક્ષ આવીને ઊભો રહ્યો અને તેને અટકાવતો બોલ્યો : "દીદી ઊંઘી ગયાં છે. હમણાં જ હું એમને

જોઈને આવ્યો છું. જો, આજે હું ફરવા નથી ગયો, પરંતુ તેથી તને કાંઈ આનંદ થયો લાગતો નથી કે થયો છે? કહે, કેમ કશું બોલતી નથી?"

માથા આગળથી ઓશિકું લઈ મનોરમા તેની ઝૂલને આમતેમ રમાડતી હતી. તેણે મસ્તક પૂર્વવત નીચું જ રાખી જવાબ આપ્યો: "એ બધા તો અહીં આવશે ને!"

"જો ન આવે તો?"

અવિશ્વાસની લાગણી સાથે મનોરમાએ મદનમોહન પ્રતિ જોયું! —"ક્યારે ય નહિ આવે?"

"જો ક્યારે ય ન આવે તો?"

મનોરમાનાં બંને નેત્રો ચમકી ઊઠયાં. તે બોલી: "તો તો ખૂબ જ સારું!"

મદનમોહન મનોરમાની જરા વધુ નજીક ગયો અને બોલ્યો: "કેવળ સારું જ! તને આનંદ નથી થતો?"

"થાય છે।"

"શાથી?"

મનોરમાનાં નેત્રોમાં આનંદના તરંગો ઉછળવા લાગ્યા. ગરદન નીચી કરીને તે બોલી: "હું હું નથી જાણતી. કદાચ..."

જરાક વાંકો વળી મદનમોહન ખાટલાની ઇસ પકડીને ઊભો રહ્યો અને કહેવા લાગ્યો: "બોલતી કેમ નથી? કેમ તું આગળ બોલતી અટકી ગઈ? કદાચ શું?"

"મિત્ર છો, એટલા માટે!"

"મિત્ર! આ તું શું બકે છે? મને તારી વાતમાં જરા પણ સમજણ પડતી નથી."

કાંઈક લજ્જાવશ બની સ્મિત કરતી મનોરમા કહેવા લાગી: "કેમ? આપણે બન્ને મિત્રો નથી?"

"ઓહ! તું મારી 'પેલી' વાતનું સ્મરણ કરાવી રહી છું?" ખડખડાટ હસી પડતો મદનમોહન લગભગ મનોરમા પર ઢળી પડયો.

જરા આઘી ખસી કાંઈક ગભરાટ સાથે મનોરમા બોલી ઊઠી: "ક્યાંક કોઈ સાંભળે નહિ! હું હવે જાઉં છું." એમ કહી જેવી એ ઊઠીને ઊભી થઈ કે પુનઃ મદનમોહન હસતો હસતો તેનો માર્ગ રોકીને ઊભો રહ્યો અને બોલ્યો: "તે કોને સાંભળે? સાંભળીને શું કરશે? જવા માટે તું આટલી બધી કેમ અધીરી બની ગઈ છું? થોડીવાર વધુ રોકાઈશ તો શું નાની થઈ જઈશ? હું કાંઈ વાઘબાઘ તો નથી કે તને ખાઈ જઈશ? વારૂ, કોઈ સાંભળી જઈને શું કહેશે, મનોરમા?"

પતિના તે વખતના રંગઢંગ જોઈ મનોરમા સંકોચ પામી. તેને કાંઈક ભય પણ માલુમ પડયો તે સ્વગત વિચારવા લાગી: "એમણે જે આટલી બધી ઘનિષ્ટતા એકાએક દાખવવા માંડી છે, તેનું શું કારણ હશે? કે એમનો સ્વભાવ જ એવો છે?" સંકોચ પામી એક બાજુ ખસી જઈ તે પોતાની જાતને સંકોરતી કહેવા લાગી: "લોકોને એવો વિચાર નહિ આવે કે આવા સંધ્યાકાળના સમયે તે આ બે જણાં ગાંડાની જેમ શું કામ હસતાં હશે?"

મદનમોહને જણાવ્યું: "તે એમાં શી નવી વાત હતી? માણસ પોતાના મિત્ર સાથે હસે પણ નહિ? વારૂ, જો હસવાથી તને તારી નિંદા થવાનો ભય લાગતો હોય, તો હવે વધુ હસવાની આવશ્યકતા પણ નથી. તો હવે આપણે કામની વાતો પર આવીએ. સાંભળ, મને ક્યારનું ય થયા કરે છે કે આપણે ક્યાંક થોડા દિવસ હવાફેર માટે જઈએ."

પતિની વિનોદમયી દૃષ્ટિ સાથે પોતાનાં બન્ને સજળ નેત્રોને એક કરતાં મનોરમાએ જવાબ આપ્યો: "સારૂં, તો હું સામાન-બામાન બાંધવા માંડીશ. શું શું સાથે લઈ જવું પડશે, તે મને જરા બતાવી દેજો!"

"કેવળ હું એકલો જ જવા માગતો નથી, બધાંયને સાથે આવવાનું છે!"

"બધાંયને?" કહી મનોરમા પતિ પ્રતિ વિસ્મયપૂર્ણ દ્રષ્ટિએ જોઈ રહી.

"હા બધાંયને! એટલે કે તું, દીદી, રસોયણ, દાસી, ચાકર, બધાંયને!"

મનોરમાનાં નેત્રો ચમકી રહ્યાં. સ્થિર સ્વરે તેણે જવાબ આપ્યો: "પણ હું તો નહિ આવું. મને કયાંય બહાર જવાનું મન નથી."

"કેમ? કેમ મન નથી?"

મનોરમાએ કશો જવાબ ન આપ્યો. તેના મુખ પર થઈને લાલિમાની એક લહરી ફરકી ગઈ. તેણે નીચું જોઈ લીધું.

"મારી સાથે તું અપ્રસન્ન છું, મનોરમા?"

કહી મદનમોહને તેનો હાથ પકડયો અને આગળ કહેવા લાગ્યો: "ચાલ, થોડા દિવસ ફરી આવીએ. થોડો સમય બહાર રહેવાથી બહારની સાથે અંદર પણ આપણું પરિવર્તન થશે. આવીશને?"

ધીમેથી પોતાનો હાથ છોડાવી મનોરમા બે ડગલાં પાછળ હઠી ગઈ. તેનું મુખ અત્યંત પ્રભાહીન બની ગયું હતું, તો પણ પરાણે મુખ પર જરા હાસ્ય આણતાં તે બોલી: "મિત્ર સાથે તે વળી અપ્રસન્ન થવાતું હશે ખરૂં!"

મદનમોહનનું મુખ રક્તવર્ણું બની ગયું. તે બોલ્યો: "તો પછી આવવાની કેમ ના પાડે છે?"

મનોરમાએ કશો જવાબ ન આપ્યો. સાડલાને છેડે બાંધેલી કૂંચીઓ તે રમાડવા લાગી.

"સમજી ગયો! મારૂં જે આટલું ઘૃણાસ્પદ ચારિત્ર્ય છે, તેને લઈને જ કદાચ તને મારી સાથે આવતાં શરમ લાગતી હશે!"

"ઘૃણા! ના, ના, હું ઘૃણાનો અનુભવ નથી કરતી. આ તમે શું બોલો છો ? એવું ન બોલશો!" મનોરમા એવા તો આર્તસ્વરે આ બધું બોલી ગઇ કે મદનમોહન વિસ્મય પામ્યો. અત્યંત વિનમ્ર અને આવેગપૂર્ણ સ્વરે તે બોલી ઊઠ્યો : "સાચું જ કહેજે મનોરમા, તને શું ઘૃણા નથી થતી ?

"ના, બિલકુલ નહિ, મને જરા પણ ઘૃણા નથી થતી."

"તો પછી—? શું ભય લાગે છે ?"

"હા, ભય કેમ ન લાગે ? મિત્રને મિત્ર પર શું કેવળ ઘૃણા અને ભય જ લાગતાં હશે, બીજું કાંઈ લાગતું જ નહિ હોય ?"

મદનમોહનના મુખ પર અનુતાપપૂર્ણ વેદનાની રેખા ઉદય થઈ આવી હતી, તેના પર હવે એક લજ્જાસહિત આનંદનો મૃદુ પ્રકાશ ચમકવા લાગ્યો. તેણે આગ્રહસહ પૂછ્યું : "તો પછી વાંધો શું છે ?" કહી તેણે સામે ઊભેલી પત્નીનો હાથ પકડી તેને પોતાના તરફ જરા ખેંચતાં તે બોલ્યો : "મનોરમે !"

પતિના હાથમાંથી પોતાનો હાથ છોડાવી મનોરમા ખસીને દૂર જઈને ઊભી અને પછી હસીને કહેવા લાગી : "હા, એ જ વાત છે ! મિત્રના હૃદયમાં મિત્રને માટે કષ્ટ નથી થતું ?"

મદનમોહનનું આખું ય મુખમંડળ રક્તવર્ણ બની ગયું. ક્રોધમાં આવી ભૂમિ પર પગ પછાડતો તે કહેવા લાગ્યો : "કેવળ 'મિત્ર', 'મિત્ર' જ ક્યારની કરી રહી છું ! કોણ છે તારો મિત્ર ? ચોવીસે કલાક આ નિરર્થક મિત્રતાનું રટણ મારા કાને ન પહોંચવું જોઈએ, એ તને અત્યારથી જણાવી દઉં છું. આજથી હું તારો મિત્ર નથી."

એટલું કહી મદનમોહને જોરથી બારણાને ધક્કો માર્યો અને બહાર ચાલ્યો ગયો. મનોરમાએ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. તે સ્વગત બોલી: "આ ચરિત્રને તો દેવતાઓ પણ ન સમજી શકે! એમણે પોતે જ મને મિત્ર કહી હતી! અને જ્યારે મેં એ મિત્રતાનો સ્વીકાર કર્યો, ત્યારે હવે પોતે જ એ મિત્રતાનો સ્વીકાર કરતાં આનાકાની કરી રહ્યા છે! ઠીક છે, મને એમાં કશી જ હાનિ નથી. એ સિવાય આવી નિરર્થક મિત્રતાનું સ્મરણ કરવું પણ નકામું છે. હાય, દુર્જ્ઞેય માનવચરિત્ર! તું શું છે, તે હું હજી પણ સમજી શકી નથી. ક્યારે ય આ પ્રકારે—પણ જવા દો હવે એ વાત! એ મિત્ર હો યા શત્રુ, પણ છેવટે તો મારા સ્વામી, મારા દેવ છે! મને તેમનાં કાર્યોની ટીકા કરવાનો શો અધિકાર છે? એમ કરવાથી તો હું નરકની અધિકારી બનું છું. પરંતુ આજે, હા આજે, જાણે એમનામાં કાંઇક ફેરફાર થઈ ગયો હતો. આજે એ કોણ જાણે મારા તરફથી કેવળ આશા રાખીને આવ્યા હતા?-મેં શું કશો અન્યાય કર્યો છે? ના, એ તો એમણે પોતે જ કહ્યું હતું કે પિતાજીને કન્યાદાનના ઋણમાંથી મુક્ત કરવા એ જ એમનો ઉદ્દેશ્ય હતો. મને એ ચાહતા તો છે નહિ. તો પછી આજે મને એ એકાએક શા માટે આટલી બધી નજદીક ખેંચતા હતા? ઓહ, સમજી ગઈ?"

અકસ્માત મનોરમાના બાલિકા હૃદયમાં એક સુમધુર સંભાવના-ની સલજ્જ સ્મૃતિ જાગૃત થઈ આવી અને તેણે તેના બન્ને ગાલોને ગુલાબી રંગે રંગી દીધા. આજ મધ્યાહ્નના સમયે સ્વેદ-બિંદુઓથી શોભતા લલાટ પર મનોરમાએ જે મધુર સ્પર્શનો અનુભવ કર્યો હતો, જે પ્રશંસાસૂચક વાકયો તેના કાને પડયાં હતાં, તેનું તેને સ્મરણ થઈ આવ્યું. પરંતુ સાથે જ મનોરમાના હૃદયમાં આત્મસમ્માનની જે અત્યંત પ્રબળ લાગણી હતી, તે જાગૃત થઈ આવી અને એ લાગણી તેને સલાહ આપવા લાગી કે 'સ્વામીના

લાલસામય અગ્નિમાં તું ઘી રેડવાનો મિથ્યા પ્રયાસ ન કરીશ. ક્ષણ-ભર માટે તેમના દિલમાં આ જે મોહ ઉત્પન્ન થયો છે તેમાં તને બાંધી લેવાની એમને તક આપીશ મા! જો કોક દિવસ તું યથાર્થ રૂપે તેમની પત્ની, તેમની સહધર્મિણી બનવા પામે, ત્યારે જ તું તારો દેહ, તારૂં મન, તારૂં હૃદય, તારા એ હૃદયદેવતાના ચરણોમાં સમર્પણ કરી તારા નારીજીવનનું સાર્થક કરી લેજે, નહિ તો કશી જ આવશ્યકતા નથી!'

: ૧૪ :

વિવાહમંડપમાં બેઠેલી પ્રભાએ તે સમયે દેવનાથની સાથે લગ્નવિષયક સર્વે ક્રિયાઓમાં સાથ આપ્યો ખરો, પરંતુ એ કાર્ય તે અનિચ્છાએ જ કરતી હતી. એ અવસર પર વર સાથે મશ્કરી-મજાક કરવાના ઇરાદાથી જે સ્ત્રીઓ એકત્ર થઈ હતી, તેમને પણ પોતાની એ અભિલાષાને મનમાં જ દબાવી રાખવી પડી હતી. ગૃહિણી લલિતાદેવીને ખુશ રાખવા પૂરતી જ એ સૌ સ્ત્રીઓ લગ્નવિષયક ભિન્નભિન્ન ક્રિયાઓમાં ભાગ લેતી હતી, બાકી તેમનો ઉત્સાહ તો સાવ ઠરી જ ગયો હતો.

લગ્નાદિક ક્રિયા પૂર્ણ થઈ ગયા બાદ લલિતાદેવીના મનમાં એવી ઉત્કટ ઇચ્છા થઈ આવી કે વધારે નહિ તો છેવટે માત્ર એક દિવસ પૂરતી પણ જો પ્રભા સાસરે ગઈ હોત, તો હું તેનો કરિયાવર કરવા-ની મારી હોંશ પૂરી પાડત. લલિતાદેવી એ વાતથી માહિતગાર હતી કે દેવનાથ હાલમાં તેના એક દૂરના સગાને ત્યાં રહેતો હતો, તેનું પોતાનું કોઈ ઘર તો હતું જ નહિ. પરંતુ એક દિવસ પૂરતી પણ પ્રભા જો એ પરાયા ઘરમાં ગઈ હોત, તો પણ તેને

સંતોષ થાત કે દિકરી સાસરે ગઈ છે અને પોતે મોકળે જીવે તેને કરિયાવરનો બધો ય સામાન લઈ આપત.

પોતાની આ આકાંક્ષા પૂરી કરવાના ઇરાદાથી સવાર પડતાં જ લલિતાદેવીએ દેવનાથને કહ્યું: "કદાચ તમારાં ભાભીને પ્રભાને જોવાનું બહુ મન થતું હશે, એટલે જો તમારી ઇચ્છા હોય તો તેને થોડા દહાડા તમે ત્યાં લઈ જઈ શકો છો." પરંતુ દેવનાથે ગંભીર વદને જવાબ આપ્યો: "ના, અત્યારે એવી કશી આવશ્યકતા નથી, આગળ ઉપર જોયું જશે!"

દેવનાથનો આવો લુખો જવાબ સાંભળી લલિતાદેવીને પોતાની મનોકામના મનમાં જ સમાવી દેવી પડી. યથાસમય સૌભાગ્ય-રાત્રિનો રિવાજ પણ ત્યાં જ પૂરો કરી લેવા સિવાય હવે તેની પાસે બીજો કોઈ માર્ગ ન રહ્યો. લગ્ન પછી ત્રિજા દિવસે ધામ-ધૂમ સાથે એ વિધિ પણ પાર પાડવામાં આવી. તુલસીએ ખૂબ ઉત્સાહપૂર્વક પ્રભાને સજાવી.

જમીનદાર દ્વારકાનાથના અંતઃપુરમાં તે દિવસે પુનઃ સુંદરીઓનો મેળો જામ્યો. રાત્રિનું ભોજન પતાવી એ સૌ ત્યાં આવી પોતપોતાના આસને બિરાજમાન થઈ ગઈ, પરંતુ બાર વાગ્યા છતાં વરનો પત્તો નહોતો. તેને શોધી લાવવા માટે વારંવાર બહાર માણસો મોકલવામાં આવ્યાં, પરંતુ દરેક જણ એવા સમાચાર સાથે પાછું ફરતું કે એ ક્યાંક બહાર ગયા છે, હજી આવ્યા નથી. પરિણામે કોઈ ક્રોધમાં આવી બડબડવા લાગી, તો કોઈ મોં ફુલાવી ઘર તરફ રવાના થઈ ગઈ. કોઈ કોઈ તો પોતાના રોતા દૂધપીતા બાળકને ધવડાવવાના વિચારે ત્યાં જ આડી પડી અને તરત જ નસકોરાં બોલાવવા લાગી. આમ એ ઉપેક્ષિત વિધિના આયોજન અર્થે બે ચાર સ્ત્રીઓ જ

જાગતી બેસી રહી. કહેવાની આવશ્યકતા નથી કે તુલસી એમાં મુખ્ય હતી.

અંતે મોડી રાતે દેવનાથને લઈને લલિતાદેવીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે કહ્યું : "જુઓ, હવે બહુ મોડું ન કરશો, જલ્દી જલ્દી જે કાંઈ કરવું હોય ને કરી લ્યો. મારો દિકરો બિચારો બહુ થાકી ગયો છે! એક અનાથ સ્રીને કોલેરા થઈ ગયો હતો, એની સેવાચાકરીમાં એ અત્યાર સુધી રોકાયો હતો. હજી ત્યાંથી જ સીધો ચાલ્યો આવે છે."

સાસુજી ત્યાંથી રવાના થયાં નહિ કે દેવનાથ ઉપર વ્યંગ્ય અને કટાક્ષનાં તીક્ષ્ણ બાણોની અવિરામ ધારા વહેવા લાગી. પરંતુ દેવનાથે ગંભીરતાનું એવું તો પ્રબળ કવચ ધારણ કરી રાખ્યું હતું કે એની સાથે અથડાઈને એ સર્વે નિષ્ફળ બની ગયાં. પરિણામે ક્ષુબ્ધ બની સ્રીઓએ અન્યમનસ્ક ભાવે બાકીની વિધિ જેમતેમ પતાવી નાખી અને ત્યાંથી રવાના થઈ ગઈ. પ્રભાને પણ મનમાં એકાદ વાર તો થઈ આવ્યું કે પોતે પણ તેમની સાથે ચાલી જાય, પરંતુ મહામહેનતે તેણે પોતાની એ ઈચ્છાને દબાવી રાખી અને પોતાના સ્થાન પર બેસી રહી.

ખૂબ શણગારેલો એ ઓરડો હતો. એમાં એક મોટા પલંગ પર દૂધના ફીણ જેવું સફેદ બિછાનું પાથરેલું હતું. એ જ બિછાના પર દેવનાથ અપૂર્વ સુંદરી ષોડસી પત્નીની બાજુમાં બેઠો હતો. આજે એ રૂપમાં તેને જોઈ અખંડ ભૂમંડળનો આદિશ્વર પણ તેના ભાગ્ય પર કદાચિત ઈર્ષ્યા કર્યા વિના ન રહે! ભાગ્ય અનુકૂળ થતાં જ આવા પ્રકારના અનુપમ સુખનો માણસ અધિકારી બને છે.

ઓરડામાં જે મોટો આયનો ટંગાવેલો હતો, તેમાં પ્રકાશને લઈને પ્રતિબિંબિત પોતાનું સ્વરૂપ પ્રભાને દેખાયું. સ્વર્ગની અપ્સરાને

પણ પ્રભાહીન કરી દેતું તે વખતનું પોતાનું અનુપમ સૌંદર્ય જોઈ પ્રભા કંપી ઊઠી. તુલસી પર તેને ખૂબ જ ક્રોધ આવ્યો. તે સ્વગત કહેવા લાગી: "એ દુષ્ટાએ મને શા સારૂ આટલી બધી આકર્ષક રીતે શણગારી?" એને તે સમયે કાંઈક ભય પણ લાગવા માંડ્યો. "કદાચ તુલસી કહેતી હતી તેમ જ બન્યું તો? સંભવ છે કે મારી તરફ જોતાં જ દેવનાથ પોતાની પ્રતિજ્ઞા ભૂલી જાય. હવે તેમને માટે એ કોઈ કઠિન વાત તો છે નહિ. તેમાં આડે આવવાનો પણ હવે કોઈને અધિકાર રહ્યો નથી. મને આવા મોહિની સ્વરૂપે શણગારતી વખતે મેં કેમ બધાને ના ન પાડી?"

સાથે એ વસ્તુ પ્રતિ પણ પ્રભાનું ધ્યાન ખેંચાયા વિના રહ્યું નહિ કે જ્યારથી દેવનાથે આ ઓરડામાં પ્રવેશ કર્યો છે, ત્યારથી એક વાર તીરછી નજરે પણ પોતાને જોવા તેણે પ્રયત્ન કર્યો નહોતો. તે તો નેત્રો નીચાં ઢાળીને જ બેસી રહ્યો હતો. એ જોઈ પ્રભાના હૃદયમાં ઉત્પન્ન થયેલી શંકાઓ ઘણે અંશે શાંત પડી ગઈ, પરંતુ એક અજ્ઞાત આશંકાથી તેનું હૃદય થરથર કંપી રહ્યું હતું. તેના મનમાં રહીરહીને એ વાત આવ્યા કરતી હતી કે જો કે હું આ ગૃહની અધિશ્વરી છું, તો પણ આજે તો આ જ મારા દેવ-મારા પ્રભુ છે. મારા ઉપર એમનો હવે એક પ્રબળ અધિકાર સ્થપાઈ ચૂક્યો છે.

સૌ લોકોના ચાલ્યા જવા બાદ આ એકાંત ઓરડામાં નવ-દંપતિ એકલાં જ રહી ગયાં, ત્યારે દેવનાથ જરાક હાલ્યો. તેને ક્રિયાશીલ થતો જોઈ પ્રભા ક્રોધ અને આતંકના કારણે ખિજવાઈ ગઈ, નિમેષ માત્રમાં એ પણ વિજળીની ગતિથી ખસીને આઘે જઈ બેઠી. પરંતુ તરત જ પોતાના આવા પ્રકારના આચરણને કારણે કાંઈક લજ્જિત થઈ ગયેલી પ્રભાએ જોયું કે તેનો ભય અકારણ

હતો. દેવનાથ પલંગ પરથી ઊઠીને ઊભો થયો હતો. પ્રભા તેથી કાંઈક વિસ્મિત બની તેના તરફ તાકી રહી. પરંતુ તેના તરફ જોયા વિના જ દેવનાથ કહેવા લાગ્યો : " રાત ઘણી વીતી ગઈ છે, માટે તમે હવે સૂઈ જાઓ. પલંગ પર સુવાની મને આદત નથી. અહીં મને ઊંઘ પણ નહિ આવે, તેથી હું મારા ઓરડામાં જઈને સુઈ રહીશ. "

દેવનાથ એમ કહી જેવો જવા માટે આગળ વધ્યો કે પ્રભાના મનમાં કોણ જાણે એક વાત આવી ગઈ અને તે વ્યગ્ર ભાવે કહેવા લાગી : " અત્યારે તમે હવે જો બહાર જશો, તો એ જોઈ ને લોકો શું કહેશે ? થોડી વાર રહીને જજો. "

એમાં તો સંદેહ નહોતો કે પ્રભાને આટલી સહેલાઈથી પોતાનો છુટકારો થઈ જશે એવી આશા નહોતી. પરંતુ હવે નિશ્ચિત બનીને તે આ સુખનો ઉપભોગ પણ કરી ન શકી. તે વિચારવા લાગી કે હમણાં જ બધી સ્ત્રીઓ આવી પહોંચશે અને પોતપોતાના કુતૂહલ-ને શાંત પાડવા માટે અનેક તરહના પ્રશ્નોની તડામાર વર્ષાવશે. અને જો કદાચ માતાને કાને આ વાત પહોંચી ગઈ, તો એ તો મારા બાર જ વગાડી દેશે. પરિણામે એ એમને અહીં પાછા બોલાવ્યા વિના નહિ માને. આવા બધા વિચારોને પરિણામે જ પ્રભાએ દેવનાથને જતાં રોકચો હતો.

દેવનાથ જતો અટકી ગયો, પરંતુ એ પુનઃ પલંગ પર ન બેઠો. પાસે જ એક મખમલ બિછાવેલું આસન પડયું હતું, તેના પર જઈને તે બેઠો. એ જોતાં જ પ્રભાના હૃદય પરનો ભાવ હવે સાવ હલકો થઇ ગયો અને ધીમેધીમે તેના મનમાં દેવનાથ પ્રત્યે માનની લાગણી જન્મવા લાગી. એ પોતે જે કાંઈ ઇચ્છતી હતી,

જે તેની ઇચ્છાઓ હતી, તે મુજબ આ નિરવ ઉપાસક મોંએથી કાંઇ પણ બોલ્યા વિના વર્તી રહ્યો હતો. જાણે કે પ્રભાના હૃદય પર લખાયેલા શબ્દો વાંચીને દેવનાથ તે પ્રમાણે જ વર્તી રહ્યો હતો. એ જોઇ પ્રભાનું વિદ્રોહી હૃદય શાંત બની તેના પ્રતિ કોમળતા ધારણ કરવા લાગ્યું અને પોતે અત્યારપર્યંત કેવું અસંગત આચરણ ચલાવી રહી હતી, એ પણ તેની સમજમાં આવી ગયું. પતિ પ્રત્યે પત્નીના કેવા પ્રકારના મનોભાવ હોવા જોઇએ, એ બાબતમાં તેની માતાએ તેને જે શિખામણ આપી હતી, તેનું તેને અત્યારે સ્મરણ થઇ આવ્યું.

પ્રભાએ આ વખતે દેવનાથ પ્રતિ પત્નીરૂપે દ્રષ્ટિપાત કર્યો. દેવનાથની દ્રષ્ટિ પ્રભા તરફ નહોતી. ઓરડાની દિવાલ પર પંચવટીની કુટિરમાં બેઠેલા શ્રીરામચંદ્રજી અને સીતાજીનું એક મોટું ચિત્ર ટાંગેલું હતું. એ ચિત્રને જ દેવનાથ એકાગ્રભાવે જોઇ રહ્યો હતો. બરાબર તેની સામે જ ટાંગેલા મોટા આયનામાં તેની જ પત્નીના ત્રિભુવનને મોહિત કરવાની શક્તિ ધરાવતા મુખનું પ્રતિબિંબ ખીલેલા કમળ જેવું શોભતું ચમકી રહ્યું હતું, પાસે જ માનવદેહધારિણી શ્રીના સ્વરૂપે એ પોતે પણ વિદ્યમાન હતી–તો પણ એમાંથી કશા ય પ્રતિ દેવનાથનું ધ્યાન નહોતું.

પ્રભાએ નિરવ ભાવે હોઠ દબાવ્યા. કદાચિત મનમાં ને મનમાં તેને જરા ક્રોધ પણ આવ્યો, જરાક હાસ્ય પણ આવ્યું. પછી જરાક કુતૂહલ પણ જાગૃત થઈ તેના હૃદયને હચમચાવવા લાગ્યું. 'અદ્ભુત માણુસ છે આ! આવો માણુસ તો મેં જીંદગીમાં આ પહેલો જ જોયો!' પ્રભા વારંવાર તેને જોવા લાગી. દેવનાથ તે વખતે એવો ભાસતો હતો કે જાણે કોઈ રાજકુમાર કેલિમંદિરમાં આવી પ્રવિષ્ટ થયો છે. ઊંચા અને વિશાળ લલાટ પર વિખરાયેલા તેના મુલાયમ વાળ

આપેઆપ સુસજ્જિત થઇ ગયા હતા. તપાવેલા સોના જેવો ગૌર એના દેહનો વર્ણ હતો. મોટી મોટી આંખો હતી, પરંતુ એ આંખોની દ્રષ્ટિ શાંત અને ઉજ્જવળ હતી. જોતાં જ લાગતું કે આ કોઇ અત્યંત મહિમાસંપન્ન વ્યક્તિ છે. પ્રભા તો એ બધું જોઈ દંગ બની ગઈ. તો શું આ દેવનાથ નહોતો? મેલાંઘેલાં કપડાં પહેરી એ રઝળ્યા કરતો, એના મુખ પર દરિદ્રતાનો સંકોચ કદાચ તરવર્યા કરતો. રાજપુરુષ સમાન કાંતિમાન આ તરુણ પુરુષ શું એ જ દેવનાથ હતો?

ઘડિયાળમાં ટન કરતાં એક વાગ્યો. બહાર સર્વત્ર નિસ્તબ્ધતા પ્રસરતી જતી હતી. દેવનાથે દ્રષ્ટિ ફેરવતાં જ પ્રભાની ઉત્સુકતામયી દ્રષ્ટિ સાથે તેનું મીલન થયું. તત્કાળ તેણે પોતાનાં નેત્રો નીચાં ઢાળી દીધાં. પ્રભાના ગાલ રક્તવર્ણા બની ગયા—શાથી તે કોઈ કહી શકે તેમ નહોતું. આ પહેલો જ અવસર હતો કે દેવનાથ નજીક હોવાથી પ્રભા કાંઇક લજ્જિત થઈ હતી, પરંતુ તેણે મહેનત કરી એ લજ્જાને દૂર કરવાનો પ્રયાસ કર્યો. સંકોચ દૂર કરી તેણે પતિને પૂછ્યું: “તમે આસામ ક્યારે જવાના છો?”

થોડી વાર ચૂપ રહ્યા બાદ દેવનાથે જવાબ આપ્યો: “કાલે!”

એટલું કહી દેવનાથ ઊઠીને ઊભો થયો અને આગળ કહેવા લાગ્યો: “હવે હું જાઉં છું રાત ઘણી વીતી ગઈ છે. હવે તમે પણ સૂઈ જાઓ.”

કાંઈ પણ જવાબ સાંભળવાની આશા સુદ્ધાં પ્રદર્શિત કર્યા વિના સ્વાભાવિક પગલે દેવનાથ બહાર ચાલ્યો ગયો, એટલે માથા પરથી સાડલાનો છેડો કાઢી નાખી પ્રભા તકિયાને અઢેલીને પડીપડી વિચારવા લાગી: “હાશ, બલામાંથી છૂટી! આટલા દિવસો બાદ

આ લગ્નની જંજાળમાંથી છૂટી. સવાર પડતાં જ એ રવાના થઈ જશે અને પછી જીવનભર માટે હું નિશ્ચિંત બની જઈશ. હવે માત્ર થોડા કલાકોનો જ પ્રશ્ન છે!"

પ્રભા એમ તકિયાને અઢેલીને આંખો બંધ કરી ક્યાંય સુધી પડી રહી. પછી તેણે આંખો ખોલી એક વાર ચારે તરફ દ્રષ્ટિ ફેંકી. સામે જ જે મોટો આયનો ટાંગેલો હતો એમાં માયાપુરીની રાજ-કન્યા સમાન તેનું જ પ્રતિબિંબ પડતું હતું. અનિમેષ નેત્રોએ તે પોતાનું પ્રતિબિંબ જોઈ રહી. જોતાં જોતાં અકસ્માત તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો: "—બધા કહે છે કે હું સુંદરી છું! મારૂં આ રૂપ એમ જોવામાં પણ કાંઈ ખરાબ નથી. ઠીક, પણ આ તે કેવા પ્રકારનો માણસ હશે? એક વાર બરાબર નજર કરી મને જોઈ લેવાની પણ તેણે ઇચ્છા ન કરી! માન્યું કે તેને મારી જરાય પરવા નથી, તો પણ માનવસુલભ આકર્ષણ પણ તેને નહિ થયું હોય?"

માનવીને ઓળખવો એ કેટલી જટિલ સમસ્યા છે! પોતાની ઉદાસીનતા તથા ગંભીરતાનો ત્યાગ કરી દેવનાથે વાતચીત તો કરવી દૂર રહી, પણ જો એ પ્રભાની વધુ નજદીક જઈને બેઠો હોત, યા તેને થોડી વાર પર્યંત માત્ર મુગ્ધ દ્રષ્ટિએ જોઈ રહ્યો હોત, તો તેને લઈને પ્રભા કેટલી ક્રોધે ભરાત અને બે પાંચ કડવા વેણ સંભળા-વવામાંથી પણ જાત કે નહિ, એ બરાબર કહી શકાય તેમ નથી. પરંતુ એમ બનવાને બદલે મામલો એથી ઊલટી જ રીતે બની ગયો, એટલે પ્રભાની મનોવૃત્તિ પણ બદલાઈ ગઈ. દેવનાથે જે પ્રકારનું વર્તન દાખવ્યું હતું, તેને લઈને એક બાજુ પ્રભાનું મન તેના પ્રતિની કૃતજ્ઞતાથી ભરાઈ જવા માંડ્યું હતું, બીજી બાજુ દેવનાથની વધુ પડતી સતર્કતા પ્રભાના આત્માભિમાનને કાંઈક આઘાત કરી રહી

હતી. તે સ્વગત કહેવા લાગી: "હું શું સાવ એવી નગણ્ય છું કે મારા પતિએ મારા તરફ એક વાર પૂરું ધરાઈને જોયું પણ નહિ?" આવા વિચારો કરતી રાતે ક્યાંય સુધી એ પડી રહી અને એમાં એને ક્યારે નિદ્રા આવી ગઈ તેનું પણ તેને ભાન રહ્યું નહોતું.

બીજે દિવસે એક ગાડીમાં બેસી દેવનાથ સ્ટેશન તરફ જવા રવાના થઈ ગયો. લલિતાદેવી ખૂબ રોઈ, એને રોકવા માટે ઘણા ઉપાયો અજમાવ્યા, પરંતુ કાંઈ જ વળ્યું નહિ અને તેને આંસુ લૂછી જમાઈના પ્રસ્થાનની તૈયારી કરવી પડી; પરંતુ ઇચ્છા ન હોવા છતાં દેવનાથ એમની આપેલી બહુમૂલ્ય વસ્તુઓ, વસ્ત્રો, આભૂષણો, બિછાનું, વાસણો વગેરે પાછળ મૂકી જઈ ન શક્યો. દ્વારકાનાથ પણ જમાઈ આટલી જલદીથી જતો જોઈ મનમાં દુ:ખી થયા હતા, પરંતુ લલિતાદેવીની સરખામણીમાં તેમનું દુ:ખ નામમાત્ર જ હતું. કારણ એ હતું કે દ્વારકાનાથના હૃદયમાં હજી ધનિક–દરિદ્રનો ભેદભાવ પૂર્ણ રૂપે વિરાજમાન હતો. માતૃહૃદયમાં રહેતી આંતરિક અને કૃત્રિમતા રહીત સ્નેહરાશિ તો એમના હૃદયમાં હતી જ નહિ. એ તો ઇચ્છતા હતા કે આ દરિદ્ર પૂજારી હજી કેટલોક સમય દૂર રહે એ જ વધુ ઇચ્છવા યોગ્ય હતું. પછી સમય જતાં મોટા માણસો જેવું જીવન વ્યતિત કરવાનો અભ્યાસ થયા બાદ એ જ્યારે અહીં પાછો ફરશે, ત્યાં સુધીમાં અહીંના માણસો પણ એ જૂની વાતો ભૂલી ગયા હશે; આ બાજુ દેવનાથની બાબતમાં તે દરમ્યાન પ્રભાના અંતરમાં પણ પરિવર્તન થયા વિના નહિ રહે. આ રીતે દેવનાથ અહીંથી થોડા દિવસ માટે બહારગામ ચાલ્યો જાય અને પછી અહીં આવીને રહે એ વધારે સારૂં હતું. પરંતુ દ્વારકાનાથે અનેક વાર આગ્રહ કરવા છતાં પણ જ્યારે ખર્ચ આદિ માટે પણ કાંઈ લેવાની તેણે ના પાડી તથા અત્યંત વિનમ્ર તથા દ્રઢ સ્વરે તેણે તેમની એ સૂચનાનો અસ્વીકાર કર્યા કર્યો, ત્યારે તો તેમનું હૃદય એક અપૂર્વ વિસ્મયથી ચમકી ઊઠ્યું.

એ વિચારવા લાગ્યા : "એક કોડી પણ જેની પાસે નથી, તેને માટે માસિક બસો રૂપિયા એ નાનીસૂની રકમ નથી. આ બસો રૂપિયા માટે એણે કશી જ મહેનત કરવાની નથી. કોઈ પણ અનુચિત ઉપાયનું અવલંબન પણ કરવાનું નથી. એક આત્મીયનું આ તો સ્વેચ્છાદાન હતું, અત્યંત સમ્માન અને આદર સાથે અપાયેલો એ ઉપહાર હતો, પરંતુ એ એને સ્વીકાર્ય નથી. એ પોતાની સાથે એક રસોઈઓ તથા એક નોકર સુદ્ધાં રાખવા નથી માગતો. એ તો કહે છે કે આજ સુધી જેમ ચાલતું આવ્યું છે, એમ આગળ પણ ચાલ્યા કરશે. સુખ–દુઃખની એને સમજ નથી, યશની એને આકાંક્ષા નથી અને ઐશ્વર્યથી તો એ દૂર નાસતો ફરે છે! ધન એ જ આ સંસારનો સાર છે, છતાં એ બાબત પરત્વે પણ એ નિઃસ્પૃહ છે. આવા પ્રકારનો કામનાહીન, આવી જાતનો નિર્લિપ્ત મનુષ્ય તો મેં આજે જ આ પહેલો જોયો!" એવા વિચાર કરતાં કરતાં કાંઈક ક્રોધ સાથે દેવનાથ પ્રતિ તેમના હૃદયમાં કાંઈક શ્રદ્ધા પણ ઉત્પન્ન થઈ.

ગાડીમાં બેસી દેવનાથ જ્યારે સ્ટેશન તરફ રવાના થઈ ગયો અને જતી વખતે ખૂબ પ્રયાસ કરવા છતાં પણ પ્રભા એક વાર તેનું મુખ જોઈ લેવા સમર્થ ન બની શકી, ત્યારે તેનાં તીક્ષ્ણ અને ઉજ્જવળ નેત્રોમાં જાણે એક પ્રકારની મલિનતા પ્રસરી રહી. તેણે મનમાં એવો નિર્ણય કરી રાખ્યો હતો કે લગ્નની સર્વે વિધિ સમાપ્ત થતાં જ હું જીવનભર માટે નિશ્ચિંત બની જઈશ, એટલે તે આ અવસરની તો પ્રતિક્ષા કેટલી વ્યગ્રતાથી કરી રહી હતી! પરંતુ આજે એ અભીપ્સિત સમય તો આવ્યો, પણ ધાર્યા સુખની તે ભાગીદારણ નહોતી થઈ શકી! અત્યારે તો તેના હૃદયમાં એક પ્રકારની અધિરતા જાગૃત થઈ તેને વ્યાકુળ કરી રહી હતી. તેને પોતાનાં કલ્પનારૂપી નેત્રો સમક્ષ

પતિનું શાંત મુખ નૃત્ય કરતું ભાસવા લાગ્યું મનમાં ક્ષણભર થઈ આવ્યું કે દોડીને તેમને પાછા વાળવા માટે જઈને માને પગે પડું!

પ્રભા એકાંતમાં બેસી પોતાની પરિસ્થિતિ તથા પતિના વર્તન વિષે ક્યાંય જથી વિચાર કરતી બેસી રહી. તેના મનમાં એકાએક આ વાત આવી: "તો શું આ એજ વ્યક્તિ હતી કે જે એક દિવસ પેટપૂરતું ભોજન મળી રહે તેટલા ખાતર અમારી પાઠશાળામાં દાખલ થવા આવી હતી? પરંતુ એ કેટલા આશ્ચર્યની વાત હતી કે પિતાજીએ ઘણું કહેવા છતાં તેમણે માત્ર એટલાજ પૈસા લીધા કે જેટલા માર્ગમાં ખર્ચ માટે એમને આવશ્યક હતા! એથી વધુ એમણે એક પાઈ પણ ન લીધી. આટલું તેજ એક નિર્ધન માણસનું! મર્યાદા પાલન કરવાની બાબતમાં આટલી બધી કડકાઈ?" આવા બધા વિચારો કરતાં કરતાં પ્રભા અવાક્ થતી જતી હતી!

અને થોડી વાર બાદ પુનઃ પ્રભાની વિચારધારા આગળ વહેવા લાગી: "આવી આશા તો મેં સ્વપ્નમાં પણ ક્યારેય રાખી નહોતી! હું તો એમને સામાન્ય શ્રેણીના માણસ કરતાં પણ હલકા ગણતી હતી, પરંતુ હવે અનુભવે સમજાય છે કે મારી ગણત્રી ખોટી હતી. એ તો ઘણા ઊંચા કરતાં પણ ઊંચા છે! એમનો જે આ પ્રકારનો નિરિહ ભાવ છે, એ જાણે કે એમની અંદરના પ્રચંડ તેજનું માત્ર આવરણ જ છે. જો હું એમ કહું કે એ સાવ બુદ્ધિહીન છે, ઉચિત—અનુચિતનું એમને ભાન નથી, તો એમાં મારી જ બુદ્ધિહીનતાનું પ્રદર્શન થશે. કેટલીક સર્તકતાસહ એ આવડું ભારે કાર્ય સમાપ્ત કરીને ચાલ્યા ગયા અને કોઈને જરા જેટલો પણ આભાસ પડવા ન દીધો કે અમારી બન્નેની વચ્ચે સદાને માટે જુદા રહેવાની શર્ત મંજૂર થયા બાદજ અમારાં લગ્ન થયાં હતાં!" આવો વિચાર કરતાં કરતાં પ્રભાનું હૃદય કંપી ઊઠ્યું: "આહ! તો શું આજથી આજન્મ માટે મારા અને એમના સંબંધનો અંત આવી ગયો?"

પ્રભા આજે પતિની લગ્ન સમયની સતર્કતા પર વિચાર કરતાં કરતાં અત્યંત વિસ્મિત થતી જતી હતી. તે આગળ વિચારવા લાગી: "લગ્ન સમયે અત્યંત નજીક બેસવા છતાં ભૂલથી પણ તેમણે મારા વસ્ત્રને તેમના વસ્ત્ર સુદ્ધાંનો સ્પર્શ થવા દીધો નહોતો, પરંતુ આવી પરિસ્થિતિમાં એ શાથી મારી સાથે લગ્ન કરવા તૈયાર થયા હશે? શું મારા પિતાના વૈભવના લોભે આવું પગલું ભર્યું હશે? પરંતુ આરંભથી જ તેમણે એવો તો સંયમ દાખવ્યો છે તેમને ધનવૈભવની પણ સ્પૃહા હોય એવું લાગતું નથી. મેં યા મારા કુટુંબે યા કોઈ પણ બીજી વ્યક્તિએ તેમના માથે એવો કોઈ ઉપકાર પણ ચડાવેલો નથી કે જેનું ઋણ ચૂકવવા તેમણે આ માર્ગ સ્વીકાર કર્યો હોય! અમે તો ઊલટાનો તેમનો અહીંથી તિરસ્કારપૂર્વક બહિષ્કાર જ કર્યો હતો. તો પછી એવું તે શું કારણ હતું, એવી કઈ આશા હતી કે જેને લઈને પોતાની આવી અસ્વાભાવિક પ્રતિજ્ઞાનું પાલન કરીને એ ચુપચાપ ચાલ્યા ગયા? કે એ શું એમની અમારા પરની દયા હતી?"

છેલ્લો વિચાર આવતાં ક્ષણભર માટે પ્રભાનું મુખ લાલચોળ બની ગયું: "શું?—દયા? હા, દયા જ, બીજું શું? એમાં ખોટું લગાડવા જેવું પણ શું હતું? એ વખતે તો અમે જ સૌ એમની પાસે દયાની યાચના કરવા ગયાં હતાંને? એ દયાળુ છે અને અમે દયા કરવાને યોગ્ય હતાં તેથી તેમણે અમારા પર ઉપકાર કર્યો અને પછી તરત જ એ પોતાને માર્ગે ચાલ્યા ગયા!—તો આજે હું એમની દયાના મૂલ્યમાં વેચાઈ ચૂકી છું! આજે હું મનોહરપુરના જમીનદાર વંશની ઉત્તરાધિકારિણી છું જરૂર, પરંતુ એ અધિકાર હવે મારો જન્મસિદ્ધ અધિકાર નથી રહ્યો. આજે હું જે અહીં મારા બાપદાદાના મકાનમાં બેઠી છું, તે એમની જ દયા—એમની જ કૃપાનું ફળ છે—એ વાત હવે દીવા જેવી સ્પષ્ટ છે!"

અને પ્રભા બન્ને હાથ વડે મોં ઢાંકી દઈ બેસી પડી: "—તો આ બધું મારા સ્વામીએ કરેલું દાન જ હતું ! હા ! ગોપીનાથ, તમે અમારી આ કેવી દશા કરી ? પેલો એક મૂર્ખ પૂજારી, જેને વિધિનું પણ પૂરું ભાન નહોતું, પોતાના પક્ષનું સમર્થન કરવા જેટલી પણ જેનામાં બુદ્ધિ કે તાકાત નહોતાં, એ આજે મારો રક્ષક, મારો અન્નદાતા, મારો સ્વામી બની બેઠો છે ! અને આજે એ મારી જ આગ્રહપૂર્ણ વ્યવસ્થાને કારણે, મારા જ આદેશથી, આજન્મ માટે નિર્વાસિત છે ! જીવનમાં એ ક્યારેય પાછા ફરીને અહીં મારી પાસે નહિ આવે !"

## : ૧૫ :

રોગશય્યાનો ત્યાગ કરીને ઉમાદેવીએ જેવો થોડોથોડો ઘરમાં હરવાફરવાનો પ્રારંભ કર્યો, તેવુંજ મનોરમાએ પુન: પોતાનું પૂર્વવત્ સ્થાન સંભાળી લીધું. કોઠારના બારણે બેસી ઉમાદેવી બધું કામ બતાવતી અને મનોરમા સ્ફૂર્તિથી તે પ્રમાણે બધું કામ પાર પાડતી. રસોઈ બનાવવાના સમયે પણ તે રસોડામાં આવી એક પાટલા પર ભીંતને અઢેલીને બેસતી. ઉમાદેવી લુવા તૈયાર કરતી, અને મનોરમા તે વણીને રોટલીઓ શેકતી યા પૂરીઓ હોય તો કઢાઈમાં તળતી. આથી મદનમોહન મહાસંકટમાં આવી પડ્યો. હવે મનોરમા સાથે એકાંતમાં ક્યારે ય તેની મુલાકાત થતી નહિ. કદાચ ક્યારેક સંયોગવશાત એકલાં બન્નેનો ભેટો થઈ જતો, ત્યારે તે તેની બાજુમાં થઈને નીકળી જતી, મદનમોહન કાંઈક વાત કરી શકે એટલી તક પણ એ તેને નહોતી આપતી.

એક દિવસ ભોજન કરતાં કરતાં મદનમોહને કહ્યું: "દીદી, હજી તમારા શરીરમાં નબળાઈ ઘણી છે, છતાંય તમે ઠંડામાં હર્યાફર્યા કરો છો. આ શું તમે સારૂં કરો છો? જો વળી પાછાં ક્યાંક બિમાર પડી ગયાં, તો તમે તો ભોગની દશા કરશો!"

દીદી વાડકામાં ગરમ દૂધ રેડી પંખા વતી એને ઠંડું કરતી હતી. તેણે જવાબ આપ્યો : "રોગથી તો હું જરા પણ ડરતી નથી, ભાઈ! મને જો કોઈનો ય ભય લાગતો હોય તો એ આ તમારા ડાકટરો અને વૈદ્યોનો લાગે છે. માંદી પડતાં તમારી સૌની ગોદમાં માથું રાખી નિશ્ચિંત બની પ્રાણત્યાગ કરી શકું, એવી આશા તો છે નહિ, કારણકે દુનિયાભરની દવાઓ ખવડાવી ખવડાવી તમે મને સારી કર્યા વિના નહિ રહો એની મને ખાત્રી છે, એટલે ભય મને માત્ર એટલી જ વાતનો છે. બાકી તો હિંદુ વિધવાને વળી માંદગી યા મૃત્યુનો જરા ય ભય શાનો રાખવાનો હોય?"

મદનમોહન હસીને બોલ્યો : "વારૂ, તો જ્યારે તમને ખાત્રી છે કે અમે તમને મરવા દેવાનાં નથી, તો પછી શા સારૂ રોગને આમંત્રણ આપો છો? શું સદા ય તમારે જ આમ હાડ તોડયાં કરવાનાં છે? બીજું કોઈ ઘરમાં કામ કરનારૂં છે જ નહિ?"

પોતાના પ્રાણની પણ પરવા કર્યા વિના મનોરમાએ ઉમાદેવીની જે ચાકરી કરી હતી, તે ઉમાદેવી હજી ભૂલી ગઈ નહોતી, તેથી વ્યસ્ત ભાવે તે બોલી : "ના રે, હું ક્યાં કશું ય એવું મહેનતનું કામ કરૂં છું? આજકાલ તો ઘર આખાયનો ભાર એણે જ ઉપાડી લીધો છે. તારી જમવાની વેળાએ માત્ર અહીં આવીને હું થોડી વાર બેસું છું. એકલાં તને જમતાં ફાવે નહિ, વળી તારે શું જોઈએ અને શું ન જોઈએ, એની તો જરા દેખરેખ રાખવી જોઈએ ને?"

"ના, ના, હવે એવા કશાની જરૂર નથી, એ માટે હવે તમે નાહકનાં હેરાન ન થશો. કાલથી રાતની વેળાએ તમે નીચે ન આવશો."

"તું ક્યાંક ગાંડો તો નથી થઈ ગયો? જ્યાં સુધી હું જીવતી છું, ત્યાં સુધી તને જરા પણ અગવડ પડતી મારાથી નહિ

જોઈ શકાય. આમ પાંગળા બની બેસી રહેવા કરતાં તો મોત આવે એ વધારે સારૂં છે!"

મદનમોહન ક્ષુબ્ધ ભાવે ભોજનમાંથી નિવૃત થયો. મનમાંને મનમાં જ તેણે વિચાર કર્યો કે દીદી નામધારી જીવ જરા ઓછું વ્હાલ કરે, એ ક્યારેક તો ખરાબ નથી લાગતું. જરા આગળ જઈ તે પાછો ફરી કહેવા લાગ્યો: "બહારના ઓરડામાં બહુ ભેજ રહે છે અને આજકાલ ઠંડી પણ સખત પડવા માંડી છે. તે દહાડે ડાકટર પણ જ્યાં ગરમી ખૂબ હોય એવા ઓરડામાં સુવાનું કહી ગયા છે, તેથી મારો આજે તો એવો વિચાર છે કે જઈને મુરારીલાલના બંગલામાં સુઇ જાઉં. એનો બંગલો લગભગ આખો ખાલી જ પડયો રહેતો હોય છે!"

ભાઈ આજકાલ રાત્રિની વેળાએ ઘર બહાર નથી નીકળતો, એ વાતથી ઉમાદેવી માહિતગાર હતી. વળી તે કાંઈક એવી વ્યવસ્થા કરવાનો વિચાર કરી રહી હતી કે જેથી તે વહુ સાથે હળીમળી શકે. પરંતુ ઉતાવળું પગલું ભરતાં વળી પાછી વાત વણસી ન જાય એવા ડરથી તેમણે એ વિચારને મનમાં જ દબાવી રાખ્યો હતો. આજે ભાઈના મોંએથી આ વાત સાંભળી તેના મનમાં પુનઃ શંકા જાગૃત થઈ ઊઠી. તેણે કહ્યું: "અહીં ક્યાં જગાનો તોટો છે કે પારકાના બંગલામાં જઈને સૂવું પડે! વહુ જે ઓરડામાં સૂવે છે, એ ઓરડો મોટો અને સરસ છે. ત્યાં જ તારી પણ સુવાની વ્યવસ્થા કરી આપું છું."

એ સાંભળી મદનમોહન ખૂબ જ શરમાઈ ગયો. તે સ્વગત કહેવા લાગ્યો: "ખબર નહિ દીદી શું સમજ્યાં લાગે છે?" અને પછી કાંઈ પણ ન બોલતાં તે એ ઓરડામાં જઈને પલંગ પર પોઢી ગયો. એક ગ્લાસમાં પાણી ભરી મનોરમા એ ઓરડામાં

મૂકવા ગઈ, પરંતુ અંદર પ્રવેશ કર્યા વિના બહારથી જ તેણે ગ્લાસ ઓરડામાં મૂક્યો અને પાછી ફરવા માંડી. તેને આટલી ઝડપથી પાછી ફરતી જોઈ મદનમોહન બોલ્યો: "હું કાંઈ ભૂતખૂત છું કે આટલી ઝડપથી નાસી જવા માંડયું છે! આવ, આજે તો જરા વાતો કરીએ!"

મનોરમાએ ઊંચું જોયું અને તેણે મદનમોહનની આગ્રહપૂર્ણ દ્રષ્ટિ પોતાના પર સ્થિર થયેલી જોઈ. તેણે પુનઃ પોતાનાં નયન નીચાં ઢાળી દીધાં અને પછી હસીને કહેવા લાગી: "અત્યારે તો મને મરવાની ય ફુરસદ નથી. મારે હજી કેટલાંય કામ કરવાનાં પડયાં છે!"

મદનમોહન પલંગ પરથી ઊઠીને ઊભો થયો અને જરાક આગળ વધી કાતર સ્વરે કહેવા લાગ્યો: "મેં તારો ઘણો ભારે અપરાધ કર્યો છે, એમાં કશો સંદેહ નથી. પરંતુ એ અપરાધની શું કયારેય ક્ષમા નહિ મળે? જો, તારે ખાતર મેં પુનઃ મનુષ્ય બનવાનો નિર્ણય કર્યો છે!"

મનોરમાના શાંત નેત્રોમાં આનંદની ચમક ચમકી રહી. તેને મનમાં તો થઇ આવ્યું કે અત્યારે જ પેટ ભરીને રોઇ લઉં અને પતિના ગળે વળગી પડીને કહું: "શું મારા ભાગ્યમાં આ સુખ લખાયેલું છે?" પણ તરત જ તેણે સ્વસ્થતા ધારણ કરી અને અને દ્રઢ સ્વરે બોલી: "હું તમારી કેટલી બધી કૃતજ્ઞ છું, એ તો તમે જાણો જ છો! મારા પિતાજી પર તમે ઘણો ભારે ઉપકાર કર્યો છે! મને પણ રોટલાલૂગડાં આપ્યા કરો છો! માર હૃદયમાં તમારા પ્રતિ જરા પણ રોષ નથી, પરંતુ તે દિવસે તમે કહ્યું હતું કે હવે મારી મિત્રતાની તમને જરા પણ આવશ્યકત

નહોતી, તેથી આજકાલ હું તમને ઝાઝું મળતી નથી. પરંતુ જો તમે......"

ક્રોધથી બળી જતો મદનમોહન બોલ્યો : "ના, ના, મને તારી મિત્રતા જોઇતી નથી. તું નથી મળતી તો ભલે તેમ, મારા દહાડા તો કોઈ પણ પ્રકારે વીત્યા કરે છે. જા, તું અહીંથી એકદમ ચાલી જા, એથી મારૂં કશું જ બગડવાનું નથી."

મનોરમા ચુપચાપ ત્યાંથી બહાર નીકળી ગઈ. તેની પાછળ જ મદનમોહન પણ ઓરડાની બહાર આવ્યો અને વ્યગ્રભાવે કહેવા લાગ્યો: "સાંભળ, જરા સાંભળતી જા, ઊભી રહે!" પરંતુ બહારના અંધકારમાં મનોરમા ક્યાં અદ્રશ્ય થઈ ગઈ, તેની મદનમોહનને જરા પણ ભાળ મળી નહિ.

મનોરમાના એ દિવસના વ્યવહારથી મદનમોહનના દિલને ખૂબ જ આઘાત પહોંચ્યો. તીવ્ર અભિમાનના કારણે એ ક્યાંય સુધી દુઃખિત રહ્યો. એણે પોતે પણ હવે મનોરમાથી દૂર જ રહેવા માંડયું. ક્ષણભર તો તેને થઈ આવ્યું કે આનો બદલો લેવો એ તો મારા ડાબા હાથનો ખેલ છે. મારી જોહરા તો હજી ક્યાં ય ગઈ નથી! પરંતુ મિત્રમંડળી બધી એકત્ર થઈને પોતાની સમસ્ત સમ્મોહન શક્તિ દ્વારા તેને લલચાવવા જ્યારે આવી, ત્યારે મનોરમાની ભોળી ને નિર્દોષ આંખોએ તેની આંખો સમક્ષ તરવરી આવી તેને જીતી લીધો. વિભિન્ન પ્રકારનાં બહુમૂલ્ય અલંકારો ધારણ કરેલ જોહરાનું રૂપ મનોરમાની સરખામણીમાં મદનમોહનને ખૂબ જ ફીકકું અને સાવ જ્યોતિહીન જ ભાસ્યું.

મદનમોહને સમય વીતાવવા હવે સાહિત્યનું શરણ શોધ્યું અને થોડા દહાડામાં જ તેની કવિતાઓ, વાર્તાઓ તથા લેખોની ધૂમ

મચી રહી. એકએક પત્ર તેની રચનાઓ પ્રગટ કરવા હરિફાઈ કરવા લાગ્યું. પરંતુ મદનમોહનનો એ કશાયમાં જીવ ચોટતો નહોતો. જેને ખાતર આ પૂજાનું આયોજન કરવામાં આવ્યું હતું, એ જ જો આવીને આસન પર ન બેઠી, તો પછી એ બધું કરવાનું શું પ્રયોજન ? અને એ દ્વારા મળતા યશને પણ શું કરવાનો ? સંતોષ તો એને કેવળ એની પ્રાપ્તિમાં જ હતો !

મદનમોહનની અલૌકિક પ્રતિભા, તેનો અદમ્ય ઉત્સાહ તથા તેનો અભ્યાસ એ વિષે તો કોઈને ય કશી શંકા નહોતી. જે તરફ તેની વૃત્તિ વળતી, તે તરફ તેની અદ્‌ભુત ક્ષમતા પ્રદર્શિત થયા વિના ન રહેતી. પહેલાં જેમ એ પતનની ખીણમાં સાવ ઊંડે ઊતરી ગયો હતો, તે જ પ્રમાણે હવે એ ઉન્નતિના શીખરે પણ પૂર્ણ વેગે પહોંચી રહ્યો હતો. ઘરમાં જેટલી કુરુચિપૂર્ણ વસ્તુઓ હતી તે સર્વે તેણે ફેંકી દીધી. અંતઃપુરનો જે ભાગ આજપર્યંત ઉપેક્ષિત ભાવે પડ્યો હતો, તેની તેણે ઉત્તમ પ્રકારે મરામત કરાવી. મનોરમા માટે કેટલાંય ઉત્તમ પ્રકારનાં એ આભૂષણો ખરીદી લાવ્યો અને પોતાના જ હાથે એ પહેરાવવાની તેને તક મળે એ દિવસની તે વ્યાકુળ ભાવે પ્રતિક્ષા કરવા લાગ્યો.

પરંતુ મનોરમા તો મદનમોહનથી દૂર જ રહેતી હતી, છતાં એ પ્રકારે દૂરથી પણ એ બિચારી કઈ રીતે સ્વામી પર મોહિનીમાયાનો પ્રયોગ કરી રહી હતી, તેથી એ પોતે પણ વાકેફગાર હતી કે કેમ એ એક શંકાસ્પદ પ્રશ્ન હતો. તેનું જ્ઞાન માત્ર એ ભાગ્યહીન મદનમોહનને જ થયું હતું.

પ્રાતઃકાળથી માંડી મોડી રાત સુધી મનોરમા કામમાં દટાઈ રહેતી. ન તો એ કામથી થાકતી કે ન તો એ શ્રમથી ગભરાતી.

કેટકેટલીય રીતે એ ઓરડાઓ સ્વચ્છ રાખતી અને શણગારતી, કેટલાં ય પ્રકારનાં ભોજન બનાવતી અને કેટલા ય પ્રકારની મિઠાઈઓ તૈયાર કરતી. મદનમોહન બારણાની આડમાંથી જ ચૂલા પાસે બેઠેલી મનોરમાની આનંદમયી મૂર્તિને નિહાળતો, જાણે વિશ્વલક્ષ્મી અન્નપૂર્ણા સ્વયં આ ધરાધામમાં જન્મ લઈને આવી હતી અને સમસ્ત જગતની ક્ષુધા શાંત કરવા આ વિશાળ આયોજનાનો પ્રારંભ કર્યો હતો તેણે !

મનોરમા દૂર રહીને પણ મદનમોહનની બધી સગવડો સાચવતી, માત્ર તેને એટલી જ તક ન આપતી કે તે તેની સામે આવીને એમ કહે : "હે કર્મલક્ષ્મી, મારા હૃદયરૂપી સામ્રાજ્ય પર તારો મેં અભિષેક કર્યો છે, આજપર્યંતના મારા સારા ય વિરોધનો અંત આવી ગયો છે. હવે હું તારા ચરણોમાં પૂર્ણ રૂપે આત્મસમર્પણ કરું છું !"

એક દિવસ મદનમોહનને મનોરમા સમક્ષ પોતાનું હૃદય ખોલવાની અકસ્માત એક તક મળી ગઈ. દીદી તે સમયે વામકુક્ષી કરતાં હતાં. નોકરચાકરો પણ આડાઅવળા પોતાના કામમાં પડ્યા હતા. એક ક્ષણ પણ નવરી ન બેસનાર મનોરમા આજે આંબલી ફોલવા બેઠી હતી. બરાબર તે જ સમયે મદનમોહન દ્વાર પાસે આવી ઊભો રહ્યો. મનોરમાની દ્રષ્ટિ તેના પર પડ્યા વિના ન રહી શકી, જો કે તે ચતુરાઈપૂર્વક ગંભીરતા ધારણ કરીને બેસી રહી અને પોતાના કામમાં જ મશગુલ બની રહી.

મદનમોહન પણ મનોરમાના મનોભાવ સમજી ગયો. જરા આગળ વધી તેણે હસતાં હસતાં કહ્યું : "સાંભળો છો મિત્ર, કાલે હું નોકરી કરવા કલકત્તા જાઉં છું." કહી એક પત્રસંપાદકે તેને

સહાયક સંપાદકનું પદ સ્વીકારવા જે આગ્રહપૂર્ણ કાગળ લખ્યો હતો, તે તેણે મનોરમા સમક્ષ મૂકી દીધો.

નોકરીની વાત સાંભળતાં જ મનોરમા એકાએક ચમકી ઊઠી અને એમાં હાથે પથરો વાગતાં હાથની એક આંગળીનો થોડો ભાગ કપાઈ ગયો.

"અરે ! આ શું કર્યું ?" કહેતો મદનમોહન એકદમ આગળ આવ્યો અને તેણે મનોરમાની આંગળી પકડી લીધી અને ધોતિયા-નો એક છેડો ફાડી તે વડે આંગળી પર પાટો બાંધવા લાગ્યો. તે એમ તો જાણતો હતો કે જો પાટો ભીનો કરીને બાંધ્યો હોય તો વધારે સારું, પરંતુ મનોરમાનો હાથ મૂકીને તેને જવાની ઇચ્છા થતી નહોતી. તેને ડર હતો કે હાથ છૂટતાં જ એ વળી પાછી ક્યાંક અદ્રશ્ય થઈ જશે.

સ્વામીના હાથમાં પોતાનો ઘાયલ હાથ રહેવા દઈ મનોરમા લજ્જાની તેમ જ આનંદની એમ બન્ને પ્રકારની લાગણીઓનો અનુભવ કરી રહી હતી. તેનું મોં લાલચોળ બની ગયું હતું. હાથ છોડાવવા ખેંચતાણ કરવામાં તેને જરા ય શ્રમ પડ્યો નહોતો એમ પણ નહોતું.

મનોરમાએ ઝડપથી એક વાર સ્વામી સામે જોઈ લીધું. તેમના મુખ પરના ભાવ જોતાં તેને એમ લાગ્યું કે પોતાના હાથે જે જરા વાગ્યું હતું, તેથી તેમને ખૂબ જ દુઃખ થયું છે. તેને વિચાર આવ્યો કે આટલી જરાશી વાતમાં તેમને આટલું બધું દુઃખ થાય છે ? એટલે તેમનું મન બીજે વાળવા તેણે લજ્જા અને સંકોચનો ત્યાગ કરીને કહ્યું : "શું સાચે જ તમે કાલે જવાના છો ?"

"હા, વિચાર તો એવો છે અને એમ થાય છે કે જાઉં એ જ વધારે સારૂં છે. અહીં મારૂં એવું કોણ છે કે જે મને જતો અટકાવે ?"

મનોરમાએ આછું હાસ્ય કર્યું, પરંતુ સાથે જ તેની દ્રષ્ટિમાં કાંઈક કરૂણા પણ પ્રકટી. ગંભીર સ્વરે તે બોલી: "સારા કામમાં ભલા કોઈ અટકાયત કરતું હશે ખરૂં ?"

"એ બરાબર છે. પરંતુ જો કોઈ આત્મીય હોય તો એ જરૂર રોકે અને કહે કે બે દિવસ પછી જજો. સંભવ છે કે ત્યાં જાતે હાથ બાળ્યા વિના રોટલા ભેગા ન પણ થવાય. હાથે જ વાસણ માંજવાં પડે અને જો કયાંક માંદો પડયો તો ત્યાં ટીપું પાણી પાનાર પણ કોણ ? પરંતુ એ બધી વાતોનો વિચાર કરવાની કોને પડી છે ?" કહેતાં કહેતાં મદનમોહન ખૂબ જ ગંભીર બની ગયો. તેની આ વેદનાપૂર્ણ વાતો સાંભળી મનોરમાએ એક વ્યથાપૂર્ણ દીર્ઘ નિશ્વાસ મૂકયો અને તેણે નીચું જોઈ લીધું. પછી તે પણ વ્યથાપૂર્ણ સ્વરે બોલી: "ના, ના, જો એમ જ હોય તો પછી તમે ન જશો."

"ન જાઉં ? આ તું શું કહે છે ? હું પુરુષ છું, મારે શું જીવન આખું ઘરને ખૂણે ભરાઈને બહેનના પૈસે જ જીવન વીતાવવું અને પેટ ભરવું ? એ તે શું સારૂં કહેવાતું હશે ?"

"ના !" કહી મનોરમાએ પોતાની નિર્દોષ દ્રષ્ટિ પતિના મુખ પર સ્થિર કરી.

"તો શું મને મદદ કરવા સાથે આવીશ ?"

"જો તમને લાગે કે મારી આવશ્યકતા છે, તો હું શું કામ આવવાની ના પાડું ? પરંતુ......"

"શું ? શું ? બોલતી કેમ નથી ? પરંતુ......શું ?"

મનોરમા એકાએક હસી પડી અને બોલી : "લોકો સમક્ષ શું કહેશો ? મિત્ર ?"

"વળી પાછી એની એ જ વાત ! મેં તને એક વાર તો કહી દીધું કે તારે મોંએ હવે હું પુનઃ એ શબ્દ સાંભળવા માગતો નથી."

મનોરમાના મુખ પર સ્મિત ફરકી રહ્યું હતું. તે એ રીતે સ્મિત કરતી જ કહેવા લાગી : "તો પછી મારે ભલા કયા સંબંધે તમારી સાથે આવવું ? તમે તો કહો છો કે હું તારી મિત્રતા પણ હવે નથી ઇચ્છતો !"

"ના, હું તારી મિત્રતા નથી ઇચ્છતો, હું સ્વયં તને ઇચ્છું છું, ચાહું છું. મનોરમા, મારા જીવનની ગતિ પરિવર્તિત કરી તેં મને નવજીવનનું દાન કર્યું છે. તને હું કલ્યાણી ગૃહલક્ષ્મીરૂપે મારા જીવન સાથે દ્રઢ બંધનથી બાંધી રાખવા માગું છું. ના, ના, એમ દૂર ન ભાગી જઈશ, હવે મારો સઘળો મોહ દૂર થઈ ગયો છે. તારા પુણ્યના પ્રભાવે મારા મનનો સારોય અંધકાર–સારીય મલિનતા દૂર થઈ ગઈ છે. આજે મારા જીવનનું પ્રભાત છે મનોરમા, આજે તું મારા એ નવજીવનની અધિષ્ઠાત્રી દેવી છે. આવ, મારી સમીપ આવ, મને તારી નજીક ખેંચી આવ, આજે આપણે બન્ને એક થઈ જઈએ—ઓહ ! આ શું ? તું ક્યાં જાય છે ? દીદી આવે છે, તે શું થઈ ગયું ? તે તો આ જોઈ આનંદ પામશે કે આજે મારો આ ઉચ્છૃંખલ ભાઈ લક્ષ્મી પ્રાપ્ત કરી શક્યો છે !"

મનોરમા મુખ પર ઘૂંઘટ ખેંચી આઘી ખસી ગઈ. તેની ઝીણી સાડીની અંદર નેત્રોમાં પ્રગટેલાં આનંદનાં આંસુ મુક્તાબિંદુ સમાન શોભી રહ્યાં હતાં.

મનોરમા સમીપ જઈ દીદીએ કહ્યું: "કેમ વહુ, આ શું? મદનમોહન હવે પહેલાંના જેવો રહ્યો નથી. તારા ગુણોના પ્રભાવથી એ હવે સાવ નવો જ માણુસ બની ગયો છે. ના, ના, છિઃ! આંસુ લૂછી નાખ. આવ મદન, આજે જ તમારાં સાચાં લગ્ન થયાં છે, તમારા બન્નેના હાથ તમારા એક બીજાના હાથમાં સોંપી હું આશિર્વાદ આપું કે તમે બન્ને ચિરંજીવી બની સંસારનું સુખ ભોગવો. ભગવાન તમારૂં મંગળ કરે!"

: ૧૬ :

દિવસ પર દિવસ, અઠવાડિયાં પર અઠવાડિયાં અને માસ પર માસ વીતવા લાગ્યા. પ્રભાનાં લગ્ન પછી ઘણો સમય વીતી ગયો. રાધાકૃષ્ણના મંદિરમાં પૂજાનો ક્રમ પૂર્વવત ચાલુ જ હતો. પૂજારી આદ્યાપ્રસાદ ઘંટ વગાડી વગાડીને તથા પંચપ્રદીપ હલાવી હલાવીને આરતી ઉતાર્યા કરતો. પ્રભા બેઠીબેઠી જોયા કરતી, પરંતુ આદ્યાપ્રસાદનું ધ્યાન પ્રાયઃ એ તરફ જતું કે પ્રભાનું મન હવે પહેલાંની જેમ માત્ર આ મંદિરની અંદર જ બંધાયેલું નહોતું રહેતું. તેની દ્રષ્ટિ હવે ભાવહીન થઈ ગઈ છે, તેની આંખો હવે ચિત્રવત્ થઈ ગઈ છે. પૂજાની સામગ્રી તૈયાર કરવામાં પણ તે હવે વારંવાર ભૂલો કરતી હતી. પૂજા યા આરતીના સમયે તેના શિથિલ હાથમાંથી ચમ્મર પડી જઈ પૂજામાં તલ્લીન બની જતા પૂજારીને ચકિત કરી દેતું. પરિણામે પૂજામાં વિઘ્ન આવી પડતું અને આદ્યાપ્રસાદ જેવા અસહિષ્ણુ પૂજારીના મુખ પર વિરક્તિના ભાવ પ્રગટ થયા વિના ન રહેતા.

આ બાજુ લલિતાદેવી પણ જમાઈને માટે ખૂબ જ વ્યાકુળ રહ્યા કરતી. તે પતિને વારંવાર પૂછ્યા કરતી કે આપણા દેવનાથ

હવે ક્યારે આવશે? દ્વારકાનાથ ગંભીર મુખે જવાબ આપ્યા કરતા: "તે હમણા આવી શકે એમ નથી. બહુ કામમાં એ રોકાયેલો છે. ત્રણ ત્રણ પાઠશાળાઓની વ્યવસ્થા એને કરવાની છે અને એ પાઠશાળાઓ પણ એકબીજાથી ઘણે દૂર આવેલી છે. તેને બીલકુલ ફુરસદ નથી મળતી."

લલિતાદેવીને આવા ઉત્તરથી જરા પણ સંતોષ ન થતો. તે કહેતી: "તેને એ વાતની તો ચિંતાજ નથી થતી કે પરિશ્રમ કરી ચાર પૈસા પેદા કર્યા વિના કુટુંબનું પાલન શી રીતે થઈ શકશે!"

કેટલાક મહિના બાદ ટપાલમાં આવેલું એક સાપ્તાહિક પત્ર ખોલીને જોતાંજ દ્વારકાનાથ ચકિત થઈ ગયા. તેમાં લખેલું હતું: "મનોહરપુરના સુપ્રસિદ્ધ ભક્ત જમીનદાર રમાનાથ ત્રિપાઠીના પુત્ર દ્વારકાનાથ ત્રિપાઠીના એકમાત્ર જમાઈ તથા તેમના અતુલ્ય વૈભવના અધિકારી શ્રીમાન દેવનાથ શુક્લ આસામ પ્રદેશના ભિન્નભિન્ન સ્થાનોમાં ચાર સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપિત કરીને દેશવાસીઓ સમક્ષ એક ઘણો ઊંચો આદર્શ રજુ કરી રહ્યા છે. વર્તમાન યુગમાં આ દેશમાં પ્રસિદ્ધ વ્યક્તિઓની સંગેમરમરની મૂર્તિઓ તથા ટાઉનહોલ આદિની સ્થાપના કરવા પ્રતિ દેશવાસીઓની જેટલી પ્રવૃત્તિ દેખાય છે, તેટલી પ્રવૃત્તિ સંસ્કૃતના શિક્ષણ પ્રત્યે જોવામાં નથી આવતી. આજ કારણસર એક ધનવાન યુવક દ્વારા કરવામાં આવેલું દેવભાષાનું આ પ્રકારની નિષ્ઠાપૂર્ણ સાત્વિક પૂજાનું આયોજન જોઈ અત્યંત આનંદ અને આશાથી ચિત્ત પ્રફુલ્લ બની જાય છે. દેવનાથે આ સંસ્કૃત પાઠશાળાઓમાં વ્યાકરણ ઉપરાંત ન્યાય, સાંખ્ય, યોગ અને વેદાંત આદિ સર્વે વિષયોના અધ્યાપનની વ્યવસ્થા રાખેલી છે અને તે માટે બને તેટલી ઉત્તમમાં ઉત્તમ વ્યવસ્થા કરી છે. પોતે પણ સંસ્કૃતના એક ઉચ્ચ કોટિના વિદ્વાન છે, પરંતુ સાચા જ્ઞાનીના મુખ્ય ચિહ્ન

રૂપ એમનું જે પાંડિત્ય છે, તે શાંતસલિલા જાહ્નવીના સમાન શાંત, ધીર અને પ્રશાંત છે, એમાં ભરતીના કીચડભર્યા પાણીના તરંગો જેવી ગંદકી નથી. ઊંચો, સુડોળ અને ગૌર વર્ણનો એમનો દેહ છે અને અહંકાર યા છલપ્રપંચ તો એમની પાસે પણ નથી ઢૂંકતાં. આ રીતે પોતાની સૌમ્ય મૂર્તિ તથા મધુર વાણીને લઈને એ પ્રાયઃ સર્વેના હૃદયમાં તત્કાળ સ્થાન પ્રાપ્ત કરી લે છે. દીન-દુઃખીયો પ્રતિ તો એમના હૃદયમાં અપાર સ્નેહ છે. જો કોઈ અનાથ યા દુઃખદારિદ્ર્યથી પિડિત દેવનાથને મળી આવે છે, તો એને એ પુત્રવત્ ગ્રહણ કરી લે છે. સૌથી મોટી વાત તો એ છે કે કુબેર સમાન ઐશ્વર્યની વચમાં બેસીને એ પોતે તો એક દરિદ્રનારાયણનું જ જીવન વીતાવે છે. એમાં જ એમને સુખ મળે છે અને આ જ એમની ખાસ મહત્તા છે!"

પતિ પાસેથી વર્તમાનપત્ર લઈ લલિતાદેવીએ આ સમાચાર ખૂબ જ ધ્યાનથી વાંચ્યા અને પુનઃ કેટલીય વાર વાંચ્યા. વાંચતાં વાંચતાં આનંદ અને ગર્વના માર્યા એનાં નેત્રો જળથી ભરાઈ જવા લાગ્યાં. તે સ્વગત કહેવા લાગી : "તો શું આ કારણે જ તે એક અનભિજ્ઞ માણસ છે? મહામૂર્ખ છે? બેસમજ છે? વિદ્વાન હોવું એક વાત છે, વિદ્વતાનું પ્રદર્શન કરવું એ બીજી વાત છે!"

પુત્રી પાસે જઈ પુલકિત વદને લલિતાદેવી કહેવા લાગી : "વાંચ જો રાધારાણી, લોકોમાં દેવનાથની કેટલી પ્રશંસા થઈ રહી છે! માત્ર તું જ તેને સારી દ્રષ્ટિથી જોઈ ન શકી, એનું મને ખૂબ દુઃખ રહી ગયું છે."

પ્રભાએ કુતૂહલપૂર્વક માતાના હાથમાંથી સમાચારપત્ર લીધું. તેના પર નજર નાખતાં જ તેણે દેવનાથનું નામ જોયું, એટલે ગંભીર બની તેણે તે નીચે મૂકી દીધું અને કહેવા લાગી: "હવે રહેવા દો

બા, વર્તમાનપત્રોને તો એવાં ખોટાં બણગાં મારવાની આદત હોય છે. કેટલાક લોકો તો હાથે કરીને પોતાનાં ખોટાં વખાણ છાપામાં છપાવતા હોય છે!"

પ્રભાના મુખેથી આવો જવાબ સાંભળી લલિતાદેવી અત્યંત રોષે ભરાઈ અને કાંઇ પણ બોલ્યાચાલ્યા વિના ત્યાંથી ચાલી ગઈ. તેના ગયા બાદ તરત જ પ્રભાએ વર્તમાનપત્રમાંથી સમાચારનો એટલો ભાગ કાપી લીધો અને પછી પોતાના ઓરડામાં જઈ એની એક-એક લીટી ધ્યાનપૂર્વક વાંચવા લાગી. અંતે દુઃખીભાવે સ્વગત કહેવા લાગી: "તે સમયે કોને ખબર હતી કે સાચે જ એ આવા મહાન વિદ્વાન હશે! એમનામાં આટલું મહત્વ છે, એ આટલા ઉચ્ચ કોટિના છે, આટલા મહિમાશાળી છે, એ વાત તો સ્વપ્નમાં પણ ક્યારે ય મારા મનમાં આવી નહોતી?"

પ્રભાના દિલમાં વેદનાનું તોફાન જાગ્યું. વ્યાકુળ બની તે ક્યાં ય સુધી પોતાની શય્યામાં પડી રહી. તે સમયે તેની સ્થિતિ મંત્રવશ સર્પિણીશી બની ગઈ હતી. એક બાજુ જો વૈભવશાળી કુટુંબમાં જન્મ ગ્રહણ કરવાનું અત્યંત પ્રબળ અભિમાન હતું, તો બીજી બાજુ વેદમંત્રોની પરિચિત શક્તિ હતી. આ બન્ને પ્રબળ શક્તિઓ વચ્ચે દોઢ વર્ષ થયાં ભયંકર સંગ્રામ ચાલ્યા કરતો હતો. બન્નેમાંથી એક પણ શકિત પરાજય કબૂલ કરવા તૈયાર નહોતી. પરિણામે આ દીર્ઘકાળવ્યાપી મહાસમરમાં હૃદય અને પ્રાણ ક્ષતવિક્ષત થતાં જતાં વિવેક અને અહંકાર વચ્ચે રાતદિન પ્રબળ સંઘર્ષણ ચાલ્યા કરતું વિવેક કહેતો: "તેં આમ શા માટે કર્યું? તું પોતે પણ મરી અને મને પણ અપયશ મળ્યો." પરંતુ ઊંચું મસ્તક કરી ગર્વ બોલી ઊઠતો: "જીવન નષ્ટ થયું તો ભલે થયું, પણ પણ તેથી કાંઇ આવા એક મહાન જમીનદારની પુત્રી શું એક

નિર્ધન પૂજારીની દાસી બનશે? એ સિવાય આ દેહ, આ મન તો દેવને અર્પણ થઈ ચૂકેલાં છે, તેને સ્પર્શ કરવાનો અધિકારી એક સામાન શ્રેણીનો માનવી કેવી રીતે થઈ શકે ?"

આ અંતિમ વિચારે પ્રભાના મનને કાંઈક સાંત્વના આપી હતી, પરંતુ એક દિવસ એકાએક આ અહંકારનો પરાજય થયો. કથાવેળાએ ખુદ આદ્યાપ્રસાદના મુખેથી પ્રભાએ નારદને ઉદ્દેશીને કહેવામાં આવેલી ભગવાનની આ ઉક્તિ સાંભળી: "નરરૂપી દેવમાં મારા સ્વરૂપની કલ્પના કરીને જે લોકો મારી ઉપાસના કરે છે, તેઓ નિઃસંદેહ મને પ્રાપ્ત કરે છે. પુત્ર, કન્યા અને પત્નીનું રૂપ ધારણ કરી જે લોકો માતાપિતા તથા સ્વામીની મૂર્તિની શ્રદ્ધાપૂર્વક પૂજા કરે છે, તેઓ તેમના સ્થૂલ સ્વરૂપની પૂજા ન કરતાં વાસ્તવમાં મારી જ પૂજા કરતાં હોય છે!"

પ્રભાના અંધકારપૂર્ણ હૃદયમાં જાણે કે આટલા સમય બાદ એકાએક પ્રકાશની રેખાનો ઉદય થયો. તેણે જોયું કે 'જે ભગવાન મંદિરમાં દેવમૂર્તિ રૂપે પ્રતિષ્ઠિત છે, એ જ તો માનવશરીરમાં પણ વિદ્યમાન છે! તો શું મનુષ્યનું અપમાન કરતાં સ્વયં એમનું જ અપમાન થાય છે? હાય, આ વાતની મને બુદ્ધિહીનને આજ-પર્યંત સમજણ જ ન પડી! દ્વાર પરના દેવને દૂર હાંકી કાઢી હું કોને પ્રાપ્ત કરવાની કામના સેવી રહી છું?'

તે દિવસે પછી કથાનો આગળ એક પણ શબ્દ પ્રભાના કાન સુધી પહોંચી ન શકયો. એ જપ માટે નિર્દિષ્ટ કરેલા મંત્રની જેમ વારંવાર કેવળ એક વાકયનું જ રટણ કરવા લાગી: "જો મૂર્તિમાં હું તેમની પૂજા કરૂં છું, તો મનુષ્યમાં જ તેમની પૂજા કેમ ન કરૂં?"

પ્રભાએ એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. તે સ્વગત બોલી:

"આજે મને સમજાયું કે હિંદુ રમણી હસતી હસતી પતિની સળગતી ચિતા પર બેસી આત્મબલિદાન કરવામાં કેવા પ્રકારના ગર્વનો અનુભવ કરતી હશે! કેટલું દૃઢ બંધન છે આ!"

પ્રભા આજે કથા બાદ ઘેર જઈ ન શકી. તે મંદિરમાં જ પડીપડી મુગ્ધ ભાવે આ બધી વાતો પર વિચારતરંગે ચડી અને એમાં જ એ નિદ્રાધીન થઈ ગઈ. આજે તેણે મોતી સમાન કેટલાં આંસુ વહાવ્યાં હતાં એ તો એ મંદિરના ફર્શને જ ખબર હતી! અંતે માતાએ જાતે આવીને તેને જગાડી ત્યારે જ તે ઘેર પહોંચી!

આ છેલ્લા થોડા દિવસો દરમ્યાન પુત્રીના મનોભાવોમાં જે પરિવર્તન થયું હતું, તે પર સ્નેહપરાયણ માતાની દ્રષ્ટિ ગયા વિના નહોતી રહી. ખૂબ વિચાર કર્યા બાદ સ્વયં લલિતાદેવીએ જ જમાઈને પત્ર લખ્યો: "તમે ક્યારે આવશો? તમને જોવા માટે અમે સૌ ખૂબ ઉત્સુક છીએ, તો જલ્દીથી આવશો."

કેટલાક દિવસો બાદ એ પત્રનો જવાબ આવ્યો. તેમાં લખ્યું હતું: "આજ્ઞાનું પાલન કરતાં વિલંબ થશે, મા! આજકાલ કામકાજની ધમાલ બહુ રહે છે. અત્યારે તો એક ક્ષણ માટે પણ મારાથી અહીંથી ખસી શકાય તેમ નથી. સંતાન સમજી મને ક્ષમા કરશો."

લલિતાદેવીને આવા જવાબથી ખૂબ દુઃખ થયું. તેમાં ય પતિની આ બાબતમાં ઉદાસીનતા જોઈ તેને ખૂબ આશ્ચર્ય પણ થતું હતું. હવે તેને ચોક્કસ ખાત્રી થઈ ગઈ હતી કે જરૂર આમાં કાંઈક રહસ્ય હતું. તેથી કન્યાના ભવિષ્યની ચિંતાથી તે અધિરી બની ગઈ.

ધીરે ધીરે સમય વીતતો જતો હતો. એક દિવસ એકાએક મનોહરપુરના જમીનદાર કુટુંબમાં અનભ્ર વજ્રપાત થયો. અકસ્માત

એક ભયંકર રોગનો ભોગ બની લલિતાદેવી પોતાના સોનાના સંસારને સ્મશાનના રૂપમાં પરિણિત કરી ચાલી નીકળી. પતિ તથા પુત્રી સમક્ષ છેલ્લી ઘડીએ તેણે એ જ ઇચ્છા પ્રકટ કરી કે કોઈ પણ હિસાબે જમાઈને પાછા તેડાવી મંગાવવા.

પત્નીના મૃત્યુ બાદ દ્વારકાનાથનું જીવન સાવ મરૂભૂમિશું બની ગયું, તેમાં આનંદરસનો અંશ પણ ન રહ્યો. ભૂતકાળના સુખી જીવનની કેટલીય મધુર સ્મૃતિઓ જાગૃત થઈ તેમના હૃદયને અધિરું કરી મૂકતી. પરંતુ તેમના કરતાંય વધુ શોચનીય સ્થિતિ હતી પ્રભાની. એ તો બિચારી સાવ અનુભવહીન બાલિકા જ હતી, એ શી રીતે પોતાના દિવસો વ્યતિત કરે! ઘરનું કામ પણ હવે તો માથે આવી પડયું હતું, એટલે પૂજાના સમયમાં તેને કમી કરવી પડી. પિતાની સેવાનો ભાર પણ તેના જ નાજુક ખભા પર આવી પડ્યો હતો. ઘરમાં એના સિવાય બીજું કોઈ આત્મીય તો હતું નહિ. પરંતુ એણે ક્યારે ય પાણીનો લોટો પણ આઘો નહોતો મૂક્યો. એ તો કાંઈ પણ હોતું ત્યારે તરત જ માતા પાસે દોડી જતી. વાતવાતમાં તેનાથી રીસાતી અને એ રીતે પોતાની ઇચ્છા પૂરી પાડતી. અને આજે તેની એ અગાધ સ્નેહની અધિકારિણી માતા તેને આ ભવાટવીમાં એકલી મૂકીને ચાલી ગઈ હતી.

પ્રભાની આવી પરિસ્થિતિ જોઈ સૌ કોઈને દુઃખ થતું. તેમાં ય પતિ તરફથી પણ તેના પ્રતિના ઉપેક્ષાભાવથી એ સૌને વિશેષ દુઃખ થતું. સૌ કોઈના મુખમાંથી એ જ વાત બહાર આવતી કે આવું અમૂલ્ય રત્ન કેવા અપાત્રના હાથમાં જઈને પડ્યું છે! આવી અનુપમ સુંદર બાલિકા અને તેણે એક વાર આંખ ઊંચી કરીને જોયું પણ નહિ!

અપમાન અને અભિમાનના કારણે પ્રભાનું અંતર અંદર ને અંદર સળગી જતું હતું, પરંતુ તે પોતાના આંતરિક ભાવ કોઈની

પણ સમક્ષ જાહેર કરતી નહોતી. વિષનું જે પાત્ર તેણે સ્વેચ્છાએ પોતાના હોઠે માંડયું હતું. તેને હવે સંપૂર્ણપણે ખાલી કર્યા સિવાય અન્ય કોઈ જ માર્ગ નહોતો.

પત્નીની મરતી વખતની છેલ્લી ઇચ્છાએ દ્વારકાનાથને પણ વિચલિત કરી મૂકયા હતા. જે માનસિક વેદનાથી અધિર બની લલિતાદેવીએ પ્રાણત્યાગ કર્યા હતા, તેનો દ્વારકાનાથ અત્યારે રોમ-રોમ અનુભવ કરી રહ્યા હતા. પરંતુ તે સમયે વિપત્તિની આશંકાથી અધિરા બની આત્માભિમાનવશ બની યા કન્યા પ્રતિના અત્યાધિક સ્નેહને કારણે તેમણે જે અવિવેકી કાર્ય કરી નાંખ્યું હતું, તે હવે અનુચિત હોવા છતાં તેને સુધારવા જેટલાં તેમનામાં ઉત્સાહ કે શક્તિ રહ્યાં નહોતાં. કયું મોં લઈ એ દેવનાથને કહે કે, ‘ તમારી પાસે મેં જે પ્રતિજ્ઞા લેવડાવી હતી, તેને તમે ભૂલી જાઓ અને મારી પુત્રીનો સ્વીકાર કરો ! ’

દ્વારકાનાથને માટે મહાન ધર્મસંકટ ઊભું થયું હતું. આવા પ્રકારની વાત દેવનાથને જણાવવાનું તેમનામાં સાહસ નહોતું, પરંતુ બીજી બાજુ પતિપરાયણ સાધ્વી પત્નીના અંતિમ અનુરોધને એ ઠોકરે પણ મારી શકે એમ નહોતા. એટલે છેવટે ખૂબ વિચાર કરીને તેમણે દેવનાથને એક પત્ર લખ્યો. પત્રનો આશય આવા પ્રકારનો હતો:

“ તમારી સાસુના એકાએક દેહાવસાનથી અમો સૌ અત્યંત શોકાકુલ બની ગયાં છીએ. એવે પ્રસંગે તમને મેળવીને અમે કાંઈક શાંતિ પામીશું. એટલે હું આશા રાખું છું કે તમે તુરત જ આવી પહોંચશો. તમારાં સ્વર્ગવાસી સાસુની પણ છેલ્લી એ જ કામના હતી. આશા છે કે તમે એમની મરતી વખતની છેલ્લી ઇચ્છાની ઉપેક્ષા નહિ જ કરો. ”

કેટલાક દિવસો બાદ જવાબ મળ્યો : “ માતૃસ્નેહ હું પહેલાં

ક્યારેય પામ્યો નહોતો, તેથી માતા મેળવીને આટલા દિવસો બાદ હું એનું દુઃખ ભૂલી ગયો હતો. એવી પરિસ્થિતિમાં એમની ગેર-હાજરી એ મારે માટે કેટલી કષ્ટપ્રદ છે, એ જણાવવાની આવશ્યકતા નથી. પરંતુ સોનાપુરની પાઠશાળાની પ્રારંભિક પરીક્ષા તુરતમાં જ થવાની છે, તેથી હું આવવા માટે અસમર્થ છું. મને આશા છે કે તે માટે તમે મને ક્ષમા કરશો. પરમપિતા પરમેશ્વરને મારી પ્રાર્થના છે કે એ તમને શાંતિ પ્રદાન કરે. મારા ઘણા ઘણા પ્રણામ સ્વીકારશો."

પ્રભાએ આ પત્ર પિતાના મેજ પર પડેલો જોયો. તક મળતાં તે ચુપચાપ તેને ઉપાડી ગઈ અને એકાંતમાં બેસીને વાંચવા લાગી. માતાનો અંતિમ આદેશ તેના હૃદયમાં અગ્નિમાં તપાવેલી શલાકા સમાન વિદ્ધ થઈ રહ્યો હતો. તે વિચાર કર્યા કરતી કે 'પુત્રી થઈ મેં માતા માટે ક્યારેય શું કર્યું ? મૃત્યુશય્યા પર પડયાં પડયાં મહાપ્રસ્થાન વેળાએ એ જે અંતિમ આદેશ આપી ગઈ છે, એનું પાલન હું શું નહિ કરી શકું ?' પરંતુ એનું હૃદય અત્યારે પણ દ્વૈવિધ્યથી શૂન્ય નહોતું બની ગયું. તેને હજી એ વિચાર આવ્યા કરતો કે 'હું તો દેવનાં ચરણોમાં આત્મસમર્પણ થઈ ચૂકી છું. આ દાન હું કેવી રીતે પાછું લઈ લઉં ?' બીજી ચિંતા એને દેવનાથની થતી હતી. તેને વિચાર આવ્યા કરતો કે 'દેવમંદિરમાં મેં એમની પાસે જે શપથ લેવડાવ્યા હતા, એનો ભંગ કરીને ભલા એ મારો શી રીતે સ્વીકાર કરી શકશે ? કદાચ એમને માટે જો સંભવિત હશે, તો પણ એટલા જ કારણસર એ મારી દ્રષ્ટિમાં હલકા નહિ પડી જાય ? એમના હૃદયની જે તુષાર સમાન શુભ્ર પવિત્રતા તથા અગાધ પાંડિત્યને કારણે આજે હું મને પોતાને ગૌરવશાળી માની રહી છું તે, પ્રતિજ્ઞાભંગ થતાં શું હું મારી આંતરિક શ્રદ્ધા તેમને સમર્પણ કરવા સમર્થ થઈ શકીશ ?'

આ પત્ર વાંચી જેમ એક રીતે તેને નિરાંત પણ વળી, તેમ બીજી રીતે તેને ખૂબ નિરાશા પણ ઉપજી. તેને ખાત્રી થઈ ગઈ કે એ આવવાના નથી, એ પોતાની પ્રતિજ્ઞાનું ચોક્કસ પાલન કરશે. અંતે એ પત્ર સાચવીને તેણે મૂકી દીધો. તેમાં લખેલો એકેએક અક્ષર જાણે તેણે પોતાના હૃદય પર યત્નપૂર્વક અંકિત કરી લીધો હતો. જ્યારે ક્યારે ય પણ નવરાશ મળતી, ત્યારે પ્રભા એ પત્ર કાઢીને વાંચવા બેસતી. કેવા સુંદર અક્ષર હતા એ પત્રના! જાણે હારબંધ ગોઠ-વેલી મોતીની હારોની હાર! પત્રમાં જેટલા સંયુક્તાક્ષર હતા, તે ચિત્ર જેવા ભાસતા હતા. પરબીડિયા પર અંગ્રેજીમાં જે નામ તથા સરનામું લખેલાં હતાં, એ કેટલાં સુંદર અને મરોડદાર હતાં! એ જોઈ કોણ કહી શકે કે આવા સુંદર અક્ષર લખનાર માણસને અંગ્રેજી નહોતું આવડતું. પત્ર તરફ જોઈ રહેતાં પ્રભાની આંખમાં આંસુ આવવા માંડતાં અને પછી એ પોતાની સ્વસ્થતા ખોઈ બેસતી.

: ૧૭ :

**પ્રભાએ** એકાએક એક દિવસ પિતા સમક્ષ એવી ઇચ્છા પ્રગટ કરી કે ક્યાંક મુસાફરીએ જવું છે. પુત્રીના નિરાશાથી કાતર હૃદયની આ ઇચ્છાએ સ્નેહમય પિતાને વિચાર કરતા કરી દીધા. મન જ્યારે અત્યંત અસ્થિર બની જાય છે, ત્યારે માનવીના દિલમાં સ્વાભાવિક જ એવા પ્રકારની પ્રેરણા જાગે છે કે ક્યાંક જવું જોઈએ. ક્યાં જવું જોઈએ અને આ જવામાં સગવડ મળશે કે અગવડ વેઠવી પડશે, એ વસ્તુ તરફ તેનું ધ્યાન નથી રહેતું, કારણકે તે વખતે તો તેને ત્યાંનું સારૂં ય વાતાવરણ જ વિષ સમાન કડુ માલુમ પડતું હોય છે અને શાંતિ મેળવવાની આશાથી નવીન સ્થાન, નવીન વાતાવરણમાં પ્રવેશ કરવા માટે હૃદય લાલાયિત બની ગયું હોય છે.

પિતાપુત્રીએ વિચારોની આપલે બાદ નક્કી કર્યું કે જગન્નાથ-પૂરીની યાત્રાએ જવું જોઈએ. નક્કી કરેલા દિવસે મંદિરની સેવા-પૂજાનો ભાર પૂર્ણરૂપે આદ્યાપ્રસાદ પર છોડી પ્રભા તૈયાર થઈ ગઈ. નીકળતી વેળાએ દેવ સમક્ષ દંડવત કરી તે ઊઠીને ઊભી થઈ, ત્યારે તેની બન્ને આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. દેવને ઉદ્દેશીને તે બોલી :

"ક્યારે ય હું શ્રીચરણોને મૂકીને ક્યાં ય ગઈ નથી, મહારાજ! હૃદયની વેદના અસહ્ય થઈ જવાના કારણે જ આજે હું શ્રીચરણોથી વિદાય લઈ રહી છું. આશિર્વાદ આપો કે નવીન શાંતિ પામી નિર્મળ અંતઃકરણ બનાવી પુનઃ તમારાં ચરણોમાં હાજર થઈ જાઉં."

યાત્રાના પ્રારંભમાં જ નક્કી થયું કે વચમાં બે દિવસ કાશીમાં રોકાઈ વિશ્વનાથ અને અન્નપૂર્ણાનાં પણ દર્શન કરતાં જવું. આજે પ્રભાના હૃદયમાં શૈવ, વૈષ્ણવ કે શાક્તધર્મનો ભેદભાવ નહોતો રહ્યો. એ તો શાંતિ મેળવવાની આશાએ સર્વે દેવતાઓના શરણમાં જવા માટે અધિરી બની ગઈ હતી. કન્યાગતપ્રાણ દ્વારકાનાથ કોઈ પણ બાબતમાં પોતાની ઇચ્છા યા અનિચ્છા પ્રગટ કરવા માગતા નહોતા. એ તો પુત્રીને સુખી કરવા માટે બધું જ કરી છૂટવા તૈયાર હતા.

કાશીમાં મણિકર્ણિકા ઘાટ પર સ્નાન કર્યા બાદ પ્રભાના હૃદય પરનો ભાર જાણે કે ઘણોખરો ઓછો થઈ ગયો. તે ગંગાજીનું ધ્યાન ધરી સ્વગત કહેવા લાગી: "હે કલુષવિનાશિનિ માતર્ગંગે! આ પાપિષ્ઠાના હૃદયનો સારો ય મેલ આજે પૂર્ણરૂપે ધોઈ નાખો કે જેથી અંતઃકરણમાં પછી કશી જ મલિનતા રહી ન જાય." સ્નાનથી નિવૃત થઈ પ્રભા કપડાં પહેરતી હતી, તે વખતે તેના પિતા એક સન્યાસી સાથે શાસ્ત્રીય વિષયો પર વાતો કરતા હતા. સન્યાસીની એક વાત પ્રભાના કાને પડી: "વિશ્વનાથ સમસ્ત વિશ્વમાં વ્યાપ્ત છે. એમનું સ્વરૂપ ક્ષુદ્ર માનવજીવનમાં ક્યાંક માતાના રૂપમાં, ક્યાંક પિતાના રૂપમાં, ક્યાંક સ્વામીના રૂપમાં, તો ક્યાંક સખાના રૂપમાં પ્રગટ થયા કરે છે. આ જે આપણા ભિન્નભિન્ન પ્રકારના સંબંધો છે, એ વાસ્તવમાં એ વિશ્વનિયંતાનાં જ ભિન્ન ભિન્ન સ્વરૂપો છે."

પ્રભાનું પિપાસાથી વ્યાકુળ હૃદય સન્યાસીનાં આ વાક્યોને એક જ શ્વાસમાં પી ગયું. એક ક્ષણના વિરામ બાદ સન્યાસી આગળ

કહેવા લાગ્યા : "જગતમાં ઉપર્યુક્ત પ્રકારના સંબંધોને આપણે જેટલા અધિક વિસ્તૃત કરીએ છીએ, તેટલો જ અધિક મનનો પણ વિકાસ થાય છે. ક્ષુદ્ર 'સ્વ'ને બૃહદ કરવાનું સામર્થ્ય આવતાં જ 'અહં'નો યથાર્થરૂપે ધ્વસં થઈ જાય છે. ઘરનાં દ્વાર બંધ રાખી શત્રુથી આત્મરક્ષા કરવા કરતાં સંધિ કરી શત્રુહીન થઈ જવું એ શું વધુ શ્રેયસ્કર નથી ? લોકોને વિશ્વાસ છે કે આસક્તિહીન થતાં જ માનવી યથાર્થરૂપે જ્ઞાની થઈ જાય છે. વાત સાચી છે, પરંતુ આસક્તિહીન થવાનો ઉપાય પ્રેમહીનતા નથી, બલ્કે પ્રગાઢ પ્રેમનો વિસ્તાર છે."

પ્રભા કપડાં પહેરી રહી, એટલે દ્વારકાનાથ મણિકર્ણિકાકુંડ તરફ સ્નાન નિમિત્તે ગયા. પરિણામે એકલી પડતાં પ્રભાએ સન્યાસી સમક્ષ જઈ પોતાની શંકા પ્રગટ કરી. તેણે કહ્યું : "સ્વામીજી, જો કોઈ વસ્તુ દેવને સમર્પણ થઈ ચૂકી હોય, તો શું પછી તે મનુષ્યને આપી શકાય છે ?"

તેના આ પ્રશ્નના ઉત્તરમાં સ્વામીજીએ જણાવ્યું : "દેવનો પ્રસાદ મનુષ્યને ખૂબ જ અધિક પ્રિય હોય છે. જીવદેહમાં રહીને જ દેવ પોતાનું નૈવેદ્ય ગ્રહણ કરે છે, સ્વયં પોતાના મુખે એ ગ્રહણ નથી કરતા. તેથી દેવનિમિત્ત સમર્પિત થયેલી વસ્તુ માનવીને એવા ભાવસહ આપી શકાય છે કે આ માનવશરીરના મધ્યમાં જે પરમાત્મારૂપી આત્મા છે, તેને હું સમર્પણ કરું છું."

પ્રભાના હૃદયને આ જવાબથી ખૂબ બળ મળ્યું. તેણે સ્વામીજીની ચરણરજ લીધી અને નિશ્ચય કર્યો કે 'પ્રત્યક્ષરૂપે એમનો સંપર્ક સાધવાનો અવસર પ્રાપ્ત કરવામાં અસમર્થ હોવા છતાં અંતઃકરણમાં તો હું હવે સ્વામીરૂપે એમનું ધ્યાન ધર્યા કરીશ, એટલું મારે માટે ઘણું છે.'

કાશીથી નીકળી દ્વારકાનાથ વૈદ્યનાથધામ ગયા. ત્યાં શ્રી વૈદ્ય-

નાથજીનાં દર્શન કરી એ જગન્નાથપૂરી જવા નીકળ્યા. એમને ઘેર પાછા ફરવાની ઉતાવળ નહોતી. જમીનદારી આદિ કાર્યો પ્રત્યે તો પત્નીવિયોગ પછીથી એમને વિરક્તિ જ આવી ગઈ હતી. એની વ્યવસ્થાનો સારો ય ભાર વિશ્વાસુ માણસોને સોંપી એ ભગવદ્ભજનમાં જ આજકાલ પોતાનો ઘણોખરો સમય વિતાવતા હતા, તેથી એ જગન્નાથ-પૂરીમાં એક સપ્તાહથી પણ વધુ રોકાયા. અહીં આવ્યા બાદ પ્રભાનું હૃદય પણ ઘણું હલકું થઈ ગયું હતું. સમુદ્રતટ પર બેસી એ કલાકો પર્યંત પ્રકૃતિના અનુપમ સૌંદર્યનું પાન કરતી અને મુગ્ધ બની જતી, પરંતુ વચમાં પતિની સ્મૃતિ જાગૃત થઈ તેના હૃદયને વ્યાકુળ કરી મૂકતી.

જગન્નાથપૂરીથી પાછા ફરી જે દિવસે દ્વારકાનાથ કલકત્તામાં કાલીઘાટે પહોંચ્યા, તે દિવસે નવરાત્રિની અષ્ટમીનો મેળો હતો, તેથી મંદિરમાં ભીડનો કાંઈ સુમાર નહોતો. પરંતુ અર્થબળની જેને સહાય હોય છે, તેને માટે માત્ર એક મોક્ષદ્વાર સિવાય બધાં ય દ્વાર ઉઘાડાં હોય છે, તેથી એ પિતાપુત્રીને માતાનાં ચરણ સમીપ પહોંચતાં જરા પણ વાંધો ન નડ્યો. પ્રભાએ આંતરિક શ્રદ્ધાસહ કાળીમાતાના ચરણોમાં પેલું રક્તવર્ણું પુષ્પ અર્પણ કર્યું, કે જે ફૂલ એકવાર દેવનાથ તેના મંદિરમાં દેવને ચડાવી તેના ક્રોધનો ભોગ બન્યો હતો.

મંદિરમાંથી નીકળ્યા બાદ કલકત્તામાંના ઉતારા તરફ જતી વેળાએ દ્વારકાનાથે કહ્યું: "જ્યારે ઘેરથી નીકળ્યા જ છીએ તો થોડાં બીજાં સ્થળોએ પણ ફરતા આવીએ. ઘરમાં રહેવા કરતાં બહાર વધુ શાંતિ મળે છે, તેથી ચાલો કામાક્ષીદેવીનાં પણ દર્શન કરતાં જઈએ. એ પણ એક મહાન સિદ્ધપીઠ છે."

પ્રભાએ પિતાના આ પ્રસ્તાવનો જરા પણ વિરોધ નહોતો કર્યો. તેથી ધૂબરીમાં એક સ્ટીમરમાં પ્રથમ વર્ગનો એક ઓરડો રીઝર્વ

કરવામાં આવ્યો હતો. દ્વારકાનાથ તૂતક પર આવી 'ડેકચેર' પર આડા પડયા હતા. પ્રભા પોતાના ઓરડામાં એક બારીએ બેસી બહાર જોઈ રહી હતી.

અપરાહ્નનો સમય હતો. મહાનદ બ્રહ્મપુત્ર પ્રશાંત આકાશની સ્થિર નીલિમાને વક્ષ પર ધારણ કરવાથી એ પોતે પણ નીલવર્ણા કમળની નીલમૂર્તિ જેવો સુશોભિત ભાસતો હતો. બન્ને બાજુએ ઊંચી ઊંચી પર્વતમાળાઓ હતી. પર્વતો પર કયાંક નાનાંનાનાં તો કયાંક મોટાંમોટાં વૃક્ષો દ્રષ્ટિગોચર થતાં હતાં. સ્થળેસ્થળે લતાઓ ઝૂલી રહી હતી અને એ પર ખીલેલાં રંગબેરંગી ફૂલો મનને કાંઈ ઓર જ આનંદ આપતાં હતાં. જોતાં જાણે એમ જ લાગતું કે કોઈ ચિત્રકારે આવી પોતાના અપરિમિત કૌશલ વડે આ પર્વતમાળાઓને સુસજ્જિત કરી દીધી છે, પરંતુ એ સર્વે વસ્તુઓ પણ નીલિમાથી જ અનુરંજિત હતી. આમ જળમાં, સ્થળમાં, ઉપર, નીચે, જ્યાં કયાં ય પણ દ્રષ્ટિ પડતી, ત્યાં સર્વત્ર અખંડ ભાવે નીલિમાનું જ સામ્રાજ્ય વિસ્તરેલું દેખાતું. પ્રભા મુગ્ધ દ્રષ્ટિએ એ ઈંદીવર--શ્યામમૂર્તિનું નિરીક્ષણ કરી રહી.

અસ્તુ, આ પ્રકારના વિચિત્રતાપૂર્ણ માર્ગે જઈ યથાસમયે કામાક્ષીદેવીનાં દર્શન કરી દ્વારકાનાથ એકાએક શિલોંગ તરફ જવા નીકળ્યા. ત્યાંથી એ ગૌહત્રી પહોંચ્યા. કયાં જવું છે અને કયારે આ યાત્રાનો અંત આવશે, એ વિષય પરત્વે પિતાપુત્રી વચ્ચે કશી જ વાતચીત થતી નહોતી, પરંતુ એ બન્નેના અંતરાત્મામાં જે એક જ પ્રકારના ભાવ રમી રહ્યા હતા, તેથી એ બન્ને જાણકાર હતાં.

એ માર્ગને સુરમ્ય કાનનો તથા ગિરિનદી આદિથી ઘેરી પ્રકૃતિ-દેવીએ સ્વયં પોતાના હાથે જ શણગાર્યો હતો, પરંતુ એ લાંબા પથનું સુરમ્ય અને વૈચિત્ર્યપૂર્ણ દ્રષ્ય પ્રભાના ઉદ્વિગ્ન હૃદયને શાંત પમાડવા જરા પણ સામર્થ્ય ધરાવી શકયું નહિ.

એક દિવસ વ્હેલી પરોઢે ગાડી આવી એક સ્ટેશને ઊભી રહી. પ્રભા આંખો બંધ કરી ડબ્બામાં બેઠીબેઠી ગરમ ચાહ, સિગારેટ–બીડી –પાન વગેરેના અવાજો સાંભળી રહી હતી, પરંતુ એવામાં તરત જ પિતાનો ઉત્કંઠાપૂર્ણ કંઠધ્વનિ તેના કાને એકાએક પડ્યો: "ઓહ, તમે અહીં છો? આવો, આવો, તબીયત તો સારી છે ને?"

"જી હા, મજામાં છું."

"ના, ના, તમારૂં મોં એથી ઊલટું જ કહે છે. તમે તો ખૂબ જ સુકાઈ ગયા છો! શરીર પણ તમારૂં સાવ કાળું પડી ગયું છે. મજૂર! મજૂર! અરે ઓ રામસિંહ, બિંદા, તિવારી દોડો, જલ્દી કરો, સામાન બધો ઉતારો. અહીં જ ઊતરવાનું છે!"

પ્રભાના વક્ષમાં જેટલું શોણિત હતું, તે બધુંય લહરીઓ લેવા લાગ્યું. તે ખૂબ જોરથી આંખો બંધ કરી પૂર્વવત પડી રહી, તેને ભય હતો કે ક્યાંક આંખો ખોલતાં આંસુઓ રોકવાનું મારે માટે અશક્ય બની ન જાય! ક્ષણ વાર બાદ તરત જ તેણે સાંભળ્યું: "અહીં ઊતરશો? આ તો બહુ ખરાબ સ્થળ છે. અહીં ખાવાપીવાની એક પણ વસ્તુ મળતી નથી. એ સિવાય આજકાલ અહીં કાળા તાવનું ખૂબ જ જોર છે. લોકો તો ઊલટા અહીંથી નાસવા મંડ્યા છે. અહીં ન ઉતરશો."

"હાં! તો પછી તમે અહીં કેમ પડ્યા રહ્યા છો? આવો, આવો, દેવનાથ, જલ્દીથી ગાડીમાં બેસી જાઓ, નહિ તો અમારે બધાને અહીં ઊતરવું પડશે!—અરે રામસિંહ, જા તો, જલ્દી દોડતો જઈ દેવનાથ માટે એક ટિકિટ લઈ આવ તો! ના, રહેવા દે, ટિકિટ લેવાની કશી જરૂર નથી. ડબો રીઝર્વડ કરાવેલો છે, ટિકિટની જરૂર નથી, પરંતુ હજી તમે ઊભા કેમ રહ્યા છો, દેવનાથ? ચાલો, ચાલો, ગાડીમાં બેસી જાઓ, નહિ તો હમણા ગાડી ઉપડી જશે."

અંદરથી જ બારણું ખોલી દ્વારકાનાથ વાંકા વળ્યા અને

તેમણે દેવનાથનો હાથ પકડી તેને અંદર ખેંચ્યો. દેવનાથ આભો બની અત્યારે કર્તવ્ય–અકર્તવ્યનો વિચાર કરે તે પહેલાં તો ડબ્બામાં પહોંચી ગયો, બીજી જ ક્ષણે સીસોટી વાગી અને ગાડી રવાના થઇ.

આ બધા સમય દરમ્યાન પ્રભા જાણે પોતે ભર ઊંઘમાં હોય તેમ જ પડી રહી હતી. દેવનાથે ડબ્બામાં પ્રવેશ કરતાં જ જાણે વિજળીશા તરંગે આવી તેના દેહ સમસ્તને એક એવો તો આંચકો માર્યો કે એ સર્વથા નિસ્પંદ થઈ ગઇ, એક આંગળી પણ હલાવવા જેટલી શક્તિ તેનામાં રહી નહિ.

દ્વારકાનાથે દેવનાથને પોતાની સાથે આવવા માટે ખૂબ આગ્રહ કર્યો. તેમણે એ પણ કહ્યું કે 'ભલે, મનોહરપુર સુધી ન આવો તો કાંઈ નહિ, વધુ નહિ તો જોવા લાયક કેટલાંક સ્થળો છે, તે તો અમને સાથે રહીને દેખાડો. એમાં બહુ તો દસપંદર દહાડા જશે.' પરંતુ દેવનાથે શ્વસુરની એ આજ્ઞાનું પાલન કરવાની અસમર્થતા પ્રગટ કરી. તેણે કહ્યું: "ક્ષમા કરો. આ સોમવારે જ અમારી એક નવી સંસ્કૃત પાઠશાળાની ઉદ્દ્ઘાટનક્રિયાનું મુહૂર્ત નક્કી કર્યું છે. એ પ્રસંગે ઘણાઘણા વિદ્વાનો અને પંડિતોને નિમંત્રણ આપવામાં આવ્યાં છે. એટલે એવી પરિસ્થિતિમાં જો હું ગેરહાજર રહું તો બહુ ખરાબ દેખાય. ત્રણ સ્ટેશન બાદ મારે માટે ઉતરી જવું પડશે. ત્યાંથી એક આખો દહાડો ગાડામાર્ગે જતાં હું મારા સ્થળે પહોંચી શકીશ."

બીજા સ્ટેશને ગાડી ઊભી રહેતાં જ દ્વારકાનાથ દાતણ કરવાના બહાને નોકરોના ડબ્બામાં ચાલ્યા ગયા.

દેવનાથ સામેની જ બેઠક પર બેઠો હતો. પિતાના ચાલ્યા જવા બાદ પ્રભાએ જાણીબૂજીને જ કૂંચીઓ ખખડાવી તથા છાતી પરનો વસ્ત્રનો છેડો ઠીક કર્યો, પરંતુ દેવનાથ તો અત્યંત અન્યમનસ્ક હતો. આમ થવા છતાં તેણે મોં ફેરવીને પ્રભા તરફ

ન જોયું. તેની દ્રષ્ટિ તો બારી બહાર પર્વતમાળા પર ચોંટેલી હતી. પતિની આવી ઉપેક્ષિત વૃત્તિના કારણે પ્રભાના હૃદયમાં અભિમાન, વેદના અને નિરાશાનો તીવ્ર અગ્નિ એકીસાથે સળગી ઊઠયો. સાથે જ ક્રોધે પણ પોતાની સુષુપ્તિ ભંગ કરીને ધીમેધીમે મસ્તક ઊંચું કરવા માંડયું, પરંતુ એ ક્રોધ કરે કોના પર? પોતે જે કૂવાના પાણીમાં ડૂબીને પ્રાણત્યાગ કરવા જઈ રહી હતી, તે એના પોતાના હાથે જ ખોદેલો હતો. તેણે સ્વેચ્છાથી જ્યારે મરૂભૂમિમાં પોતાનું સ્થાન સ્થિર કર્યું હતું, ત્યારે મૃગ–મરીચિકા પ્રતિ તાકયા કરીને જ વ્યાકુળ ભાવે જીવન વ્યતિત કરવાનું તેને માટે અનિવાર્ય હતું. નહિ તો એને માટે શીતળ જળનો મોટો ઘાટ ભરેલો પડેલો હતો. તેનું પાન કરી પોતાના હૃદયની તૃષ્ણા શાંત કરવાથી તેને કોણ રોકે એમ હતું!

એક બીજું સ્ટેશન પણ આવી ગયું. દ્વારકાનાથ હજી પોતાના ડબ્બામાં પાછા ન ફર્યા. પ્રભા પરિસ્થિતિનો બરાબર અનુભવ કરી રહી હતી. પિતાનું પોતાના ડબ્બામાંથી નોકરોના ડબ્બામાં ચાલ્યા જવાનું કારણ તે જાણી ગઈ હતી. તે એમ પણ બરાબર સમજતી હતી કે જો મેં આ અવસરનો સદુપયોગ ન કર્યો, તો કદાચ જીવનમાં પુનઃ એમનાં દર્શન થશે કે કેમ એ શંકાસ્પદ હતું. એકાએક મૃત્યુ-શય્યા પર પડેલી માતાની છેલ્લી ઇચ્છાનું તેને સ્મરણ થઈ આવ્યું અને તેની આંખો આંસુઓથી છલકાઈ ગઈ. પરંતુ પાછળ જ પ્રભાને તત્કાળ મંદિરમાં લીધેલા શપથ પણ યાદ આવ્યા. તે નિરાશ થઈ સ્વગત કહેવા લાગી: "અમારા બન્નેની વચ્ચે વિશાળ હિમાલય સમાન આ જે દુર્લંધ્ય વ્યવધાન મસ્તક ઊંચું કરી ઊભું છે, તેનું અતિક્રમણ કરનાર મૃત્યુ સિવાય બીજું કોણ છે? ભલા શા માટે એ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે? અને ધારો કે તેમણે પ્રતિજ્ઞાનો ભંગ કર્યો, તેથી હું શું સુખી થઈ શકીશ ખરી?"

પ્રભા આ બધા તર્કવિતર્ક મનમાં જ કરતી હતી. સાથે જ તેનું મન એવા વિચારે ખિન્ન થતું જતું કે હવેના સ્ટેશને ગાડી થોભી નહિ કે મારી આશાનો જીવનભર માટે અંત આવી જશે. રસ્તો બહુ ચડાણવાળો હતો, એટલે ગાડી પણ ધીમેધીમે માર્ગ કાપતી હતી. તેનો વેગ ક્રમશઃ મંદ થતો જતો હતો. દેવનાથે તેવામાં એકાએક બહારથી દ્રષ્ટિ ફેરવી અંદર જોયું. તેને એવું લાગ્યું કે જાણે કોકે ખૂબ જ જોરથી અસ્પષ્ટ રીતે નિશ્વાસ મૂક્યો. તે સ્વગત ગણગણ્યો: "ઠીક છે! પ્રભાની આંખમાં કદાચ કાંકરી પડી હશે. જુઓને, એની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં છે?' પછી તે જરા સ્થિર બની ઊઠ્યો અને પ્રભાની નજીક જઈને કહેવા લાગ્યો: "આંખમાં શું કાંકરી પડી છે? અહીં પાણીબાણી નથી? કાંઈ વાંધો નહિ, ઊભાં રહો, હું હમણાં જ તે કાઢી નાખું છું."

દેવનાથ ચંબૂમાંથી પાણી લઈ સાવધાનીપૂર્વક પ્રભાની આંખો પર છાંટવા લાગ્યો. તે વખતે પ્રભાનાં નેત્રોમાંથી આંસુઓની ધારાઓનો વેગ વધી ગયો હતો અને બહારના પાણી સાથે મળી તેના ગાલ પણ ભિંજાઈ જવા માંડ્યા હતા.

થોડી વાર બાદ દેવનાથે પૂછ્યું: "કેમ હજી કાંકરી નથી નીકળી?" પ્રભાએ જવાબમાં મસ્તક હલાવ્યું અને પછી તેણે ધીરે-ધીરે આંખો લૂછી નાખી. એટલામાં સ્ટેશન આવી ગયું. દેવનાથ ઊઠી ઊભો થયો અને નિમેષ માત્ર પ્રભા પ્રતિ જોઈ રહ્યા બાદ તે બોલ્યો: "જરા આઘી બેસ, નહિ તો ફરી પાછી ક્યાંક કાંકરી પડશે." એથી વધુ આગળ કાંઈ ન બોલી, તે ડબ્બામાંથી નીચે ઉતરી પડ્યો.

પ્રભા અવસન્નભાવે તકિયાના સહારે બેસી રહી. પ્લેટફોર્મ પર કોઈએ પૂછતાં દેવનાથે તેના પ્રતિ આંગળી કરી જે કહ્યું હતું કે, "આ મારી સ્ત્રી છે," એ જ એનું એક નાનુંશું વાક્ય પ્રભાના કાનોમાં ગૂંજી રહ્યું હતું–એટલાથી જ તે પોતાને કૃતાર્થ માની રહી હતી.

: ૧૮ :

**મનમાં** નિરાશાને લઈને ઉત્પન્ન થયેલી વેદનાનો અસહ્ય ભાર લઇને પ્રભા પિતા સાથે ઘેર પાછી ફરી, પરંતુ ઘર પણ હવે તેને માટે સુખનું સ્થાન નહોતું રહ્યું. ત્યાં જેટલી પણ આકર્ષણની વસ્તુઓ હતી, એ બધીયને જાણે કોઈ લૂંટી ગયું હતું, માત્ર સૂનું ઘર જ પાછળ રહી ગયું હતું. જેના આશ્રયે રહીને પોતાનું સમસ્ત જીવન વ્યતિત કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો, એ એના ચિર-સુહૃદ રાધાકૃષ્ણ મંદિરમાં અવશ્ય હતા, પરંતુ પોતાના અપરાધના મહાભારને કારણે આજે તો એ તેમની તરફ પણ બરાબર રીતે જોઇ ન શકી. આજે એ દુ:ખી હૃદયે અનુભવ કરી રહી હતી કે 'આટલા દિવસ મેં ખોટા આડંબરમાં જ વીતાવ્યા! મેં ક્યારે ય વાસ્તવિકતા પ્રતિ ધ્યાન જ ન આપ્યું. પૂજાની વસ્તુઓ ખૂબ સજાવી સજાવીને ગોઠવી'તી મેં, પણ પૂજા તો ક્યારેય નહોતી કરી મેં! ધ્યાનના મંત્રોનું અધ્યયન કર્યું છે, ધ્યાન ક્યારેય નથી ધર્યું!'

આદ્યાપ્રસાદ મંદિરમાં પૂજા કરતો હતો. તેણે આજે કરેલી

વિવિધોપચાર–સહિત પૂજા પ્રભાના મનને તૃપ્તિ પ્રદાન કરી ન શકી. તે સ્વગત બોલી: "દેવ, તમારી પૂજા કેવળ એક જ વ્યક્તિએ કરી છે કે જેને મૂર્ખ કહી, પૂજા–પદ્ધતિથી અનભિજ્ઞ કહી મેં કાઢી મૂકી હતી!"

આશાપ્રસાદ પૂજા કરીને ચાલ્યો ગયો, એટલે પ્રભાએ દ્વાર બંધ કરી દીધાં અને દેવનાં ચરણો સમીપ પડીપડી વિલાપ કરવા લાગી. તે કહેવા લાગી: "નાથ, આટલા દિવસો પર્યંત હું એક માત્ર તમને મારા સ્વામી, મારા સખા માનતી આવી છું. મારા હૃદયમાં બીજા કોઇ માટે ક્યારે ય સ્થાન નહોતું, પરંતુ મારા એ જ હૃદય પર આજે તમારી પ્રતિનિધિ, તમારી સાકાર મૂર્તિ, તમે મોકલી આપી છે. તેથી એમની સહધર્મિણીરૂપે એમની સાથે એક-ચિત્ત થઈ, તેમના વિશ્વાસથી વિશ્વાસ પ્રાપ્ત કરીને પોકારી રહી છું કે 'હે નાથ, હે જગન્નિયંતા જગદીશ્વર, હે માતા, હે જગજ્જ-નની, મને શાંતિ આપો, મને મનુષ્યત્વ પ્રદાન કરો, કે જેથી હું એમને યોગ્ય બની શકું. હું ભલે એમને નથી મેળવી શકી, પરંતુ મને શકિત આપો કે હું સહધર્મિણીના ધર્મોનું મન, વચન અને કાયાથી પાલન કરી શકું."

આંસુઓની ધારા સાથે પોતાનો બધો ય અહંકાર ઠાલવી દઈ પ્રભાએ પોતાનું હૃદય ઘણું હલકું કરી નાખ્યું. તેણે તે દિવસથી પોતાની જીવનધારા ફેરવી નાખી. હવે તો તેને ત્યારે જ શાંતિ મળતી, જ્યારે એ બીજા માટે કાંઈક કરી શકતી અને આ જ કારણ-સર હવે તે મંદિરની પૂજાસામગ્રીની સજાવટ ઉપરાંત બીજાં પણ કામો કરવા લાગી હતી. પિતાની સેવાનો ભાર પણ પ્રભાએ હવે પોતાને માથે લઈ લીધો હતો. હવે તેને આવાં બધાં કાર્યોમાં સંલગ્ન રહેવાથી જ શાંતિ મળતી હતી.

પિતાના ખૂબખૂબ આગ્રહથી પ્રભાએ એક દિવસ દેવનાથને

પત્ર લખ્યો. એ પત્રનો આશય આવો હતો : " આ વખતે તમને તેમણે મને એવું લખવાનો આદેશ કર્યો છે કે થોડા દિવસ માટે તમે ત્યાંથી અહીં ચાલ્યા આવો અને તમારી તબીયત સુધારો. જો કોઇ કારણસર અહીં આવવાનું બની શકે તેમ ન હોય, તો બીજા કોઈ તબીયત સુધારવાના સ્થળે ચાલ્યા જાઓ. તમને કયો રોગ લાગુ પડયો છે, એ જાણવા માટે એ ખૂબ જ વ્યાકુળ બની ગય છે. 'મને કશું જ થયું નથી' એવું તમે જે લખો છો, તેથી તેમને સંતોષ થતો નથી. તેઓ તમને વિનંતી કરે છે કે જે સાચે-સાચી વાત હોય તે જણાવો. અહીં સૌ કુશળ છે. પિતાજીની ઇચ્છા છે કે તમારે તરત જ સ્થાન–પરિવર્તન કરવાની જરૂર છે."

કેટલાક દિવસોની વ્યાકુળતામય પ્રતિક્ષા બાદ આ પત્રનો જવાબ સ્વયં પ્રભાના નામે નહિ, બલ્કે તેના પિતાના નામે આવ્યો. તેમાં લખ્યું હતું —

" અનેકાનેક પ્રણામ !

" મારે માટે આપ ખૂબ જ ઊત્કંઠિત રહો છો, તે જાણી મને ઘણું દુ:ખ થયું છે. મને કોઈ ખાસ રોગ થયેલો નથી લાગતો. કોઈ કોઇ દહાડો તાવ આવી જાય છે જરૂર, પરંતુ તે માટે આટલી બધી ચિંતા કરવાની કશી જરૂર નથી. ડાકટરનો મત છે કે આ તો માત્ર સામાન્ય મેલેરીયા છે. સાધારણત: હું સારો જ છું. કેટલાંક કારણોસર મારે ચટ્ગ્રામ જવાનું છે. ત્યાંનાં હવાપાણી ઘણાં ઉત્તમ છે, તેથી આશા છે કે અ બહાને મેલેરીયાનો જે થોડોઘણો વિકાર છે, તે દૂર થઈ જશે.

— સેવક દેવનાથ."

યથાસમય પિતાના ટેબલ પરથી એ પત્ર લઈ આવી પ્રભાએ

વાંચ્યો. વાંચી રહ્યા બાદ તે પર જ માથું મૂકી તે ઢળી પડી. ઘણા સમય બાદ તેણે જ્યારે મસ્તક ઊંચું કર્યું ને જોયું તો આંસુઓનાં કારણે એ પત્ર ભિંજાઈને લોચો થઈ ગયો હતો.

માતાના વાર્ષિક શ્રાદ્ધના પ્રસંગે પ્રભાએ ખૂબ તત્પરતાસહ અતિથિઓનું આગતસ્વાગત કર્યું. બે ત્રણ દહાડા ખૂબ ધામધૂમ રહી. આસપાસના સમસ્ત બ્રાહ્મણો ઉપરાંત દૂર દૂરથી પણ અગણિત વિદ્વાનોને નિમંત્રણ આપી બોલાવવામાં આવ્યા હતા. સુદૂર આસામમાં દેવનાથે સ્થાપેલી સંસ્કૃત પાઠશાળાઓના પણ કેટલાય અધ્યાપકો અને વિદ્યાર્થીઓ આવ્યા હતા. નહિ આવવામાં માત્ર દેવનાથ હતો. આથી દ્વારકાનાથને ખૂબ આઘાત થયો. તેમને થયું કે ધાર્યું હોત તો દેવનાથ જરૂર આવી શકત. અહીં લોકો શું ધારશે ?

પ્રભાએ માત્ર એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. દેવનાથને આવવાનો માર્ગ તો બંધ જ થઈ ગયો હતો, એ વાત જાણનારી કેવળ એ એકલી જ હતી.

તુલસી આજકાલ બે ત્રણ છોકરા–છોકરીઓ સાથે સુખમાં દહાડા વીતાવતી હતી. ઘરકામને લઈને આજકાલ પ્રભા પાસે આવવાની નવરાશ તેને બહુ થોડી મળતી, તો પણ પ્રભા પ્રતિ તેને એટલી બધી સહાનુભૂતિ હતી કે જરાક નવરાશ મળતાં તેને મળવા તે આવી પહોંચતી. સાસુના શ્રાદ્ધના દિવસે પણ જ્યારે દેવનાથ ન આવ્યો, ત્યારે વિસ્મય પામી તેણે પ્રભાને કહ્યું : "દેશદેશાંતરથી લોકો આવ્યા, માત્ર એ જ એકલા આવી ન શક્યા ! વાત શું છે એ કાંઈ જ સમજાતું નથી. ત્યાં એમણે ક્યાંક બીજું લગ્ન તો નથી કરી લીધું ને ?"

તુલસીની આ વાત પર માત્ર નિરાશ વદને આછું સ્મિત

પ્રભાએ મોં નીચું કરી લીધું. તે સ્વગત બોલી: "તેમણે લગ્ન પણ કર્યાં હોત, તો ય મને કાંઈક સાંત્વના મળત. વધુ નહિ તો એ તો સુખી થાત ? મેં તો અહંકારને વશ થઈ મારા ભેગું એમનું પણ જીવન ધૂળધાણી કરી નાખ્યું, નહિ તો સંભવ હતો કે એ પોતાને અનુકૂળ કોઇ કન્યાનું પાણીગ્રહણ કરી સુખપૂર્વક ગાહસ્થ્યજીવન વિતાવતા હોત!"

માતાના શ્રાદ્ધનો પ્રસંગ પૂર્ણ થતાં પુનઃ પ્રભાએ એકાંત જીવન વ્યતિત કરવાનું શરૂ કરી દીધું. હવે તે એક વૈભવશાળી તથા મહિમામંડિત જમીનદાર પરિવારની લાડકી કન્યા નહોતી, બલકે લોકસેવાનું વ્રત ગ્રહણ કરીને દરિદ્રનારાયણનું જીવન વ્યતિત કરતા એક પતિની પત્ની હતી. પ્રભાએ રોમેરોમે એ અનુભવ કર્યો હતો કે જગતમાં દીન-દુઃખી જ મારા પતિની દ્રષ્ટિમાં સાક્ષાત નારાયણની મૂર્તિ હતાં. તેથી તેણે પોતાની જાતને હવે દરિદ્રનારાયણની સેવાપૂજાના કામકાજમાં જ પરોવી દીધી. હવે તે એક ક્ષણ માટે પણ એ કામથી વિખૂટી ન પડતી.

પ્રભાએ હવે પોતાની ઘણીખરી બહુમૂલ્ય વસ્તુઓનું બીજાંઓને, ખાસ કરીને અભાવગ્રસ્ત માણસોને દાન કરી દીધું. હવે તે વ્રત-ઉપવાસ, પૂજાપાઠ તથા લોકહિત સંબંધી ભિન્નભિન્ન પ્રકારનાં કામોમાં જ બરાબર લાગી રહેતી. આથી તેને ઘણી શાંતિ મળતી. પરંતુ બીજી બાજુ થોડા દિવસોથી તેની આ શાંતિમાં પુનઃ ભંગ પડવા માંડયો હતો. પિતાના નામે દેવનાથનો જે પત્ર યાત્રાએથી પાછા ફર્યા બાદ મળ્યો હતો, તે પછી પ્રાયઃ એક વર્ષ પર્યંત પ્રતિસપ્તાહ તેના કાગળો આવ્યા કર્યા અને એ બધા ય પત્રોમાં તેની કુશળતાના જ સમાચાર આવતા, જો કે ખુદ પ્રભા અને તેના પિતાને એ વાત પર પૂરો વિશ્વાસ નહોતો બેસતો. એ પછી દેવ-

નાથના પત્રો અનિયમિત થવા માંડયા અને હમણાં તો છેલ્લા બે ત્રણ માસથી તેનો એક પણ પત્ર નહોતો આવ્યો, તેથી પ્રભા ખૂબ જ વ્યાકુળ બની ગઈ હતી.

દ્વારકાનાથ પણ જમાઈની કુશળતાના સમાચાર જાણવા માટે ખૂબ અધિરા બની ગયા હતા. તેમણે એક માણસ મોકલી તેના સમાચાર મંગાવ્યા. જઈને આવ્યા બાદ એ માણસ પાસેથી જાણવા મળ્યું કે પૂછતાં જો કે દેવનાથ એમ કહે છે કે મારી તબીયત ખૂબ સારી છે, છતાં વસ્તુતઃ એ ખૂબ જ દુર્બળ પડી ગયો છે. એ સાંભળી દ્વારકાનાથ બોલ્યા : "બેટા રાધારાણી, ચાલો આપણે બન્ને જઈએ." પરંતુ પ્રભાએ પિતાની વાત ઊડાવી દીધી. તેણે કહ્યું : "અત્યારે આપણે શી રીતે જઈ શકીએ, પિતાજી! આજકાલ હિંડોળાનો સમય છે, મંદિરમાં શણગાર આદિની વ્યવસ્થા કરવાની છે. એ પછી જન્માષ્ટમી અને પછી માતાની સમચરી આવશે." વાસ્તવમાં એ પતિ પાસે જવા નહોતી માગતી. તેણે વિચાર કરી નક્કી કર્યું હતું કે જો પતિને તપસ્યામાં જ સુખ મળતું હોય, તો પછી એક હલકી જાતની સ્ત્રીની જેમ મારે જઈને એમની એ તપસ્યામાં એ ભંગ પાડવાનું કોઈ કારણ નથી. મંદિરના અધિષ્ઠાતૃ દેવ, રાધાકૃષ્ણ! અધઃપતનનાં આ તીવ્ર લોભથી મારું રક્ષણ કરો!

મહામુશ્કેલીએ ધીરજ ધારી પ્રભા પોતાનો સમય વ્યતિત કરી રહી હતી, પરંતુ આટલા દિવસો પર્યંત ગર્જના કરી રહેલા મેઘે અંતે વજ્રપાત કરી જ દીધો. દેવનાથનો કાગળ આવ્યો, જેમાં લખ્યું હતું : "ઘણા દિવસોથી આપને પત્ર નથી લખી શક્યો. આ પત્ર પણ કેટલાય દિવસોની મહેનત પછી લખી શક્યો છું. આજે મેં નિશ્ચય કરી લીધો છે કે એ પૂર્ણ કરીને જ હું જંપીશ, નહિ તો સંભવ છે કે કદાચ હું તે પૂર્ણ ન કરી શકું."

"આપનું અનુમાન સાચું છે. મારૂં સ્વાસ્થ્ય સાચે જ સારૂં નથી. હું એટલો બધો અશકત થઈ ગયો છું કે હવે તો પકખું ફેરવતાં પણ વેદના થાય છે. મારી સમજમાં એટલી વાત તો આવી ગઇ હતી કે આસામનો કાળો જ્વર મારી જીવનશક્તિ ધીમેધીમે ક્ષીણ કરી રહ્યો છે, તેથી મેં આરંભ કરેલાં સર્વ કામોને પૂરાં કરી નાખવા માટે હું તેમાં એકચિત્ત થઈ ગયો હતો. આજકાલ તો મને ચોવીસે કલાક તાવ રહ્યા કરે છે. જ્યારે પણ ક્યારેક શરીર કાંઈ હલકું પડે છે, ત્યારે હું કામે વળગી જાઉં છું. એને લઈને જ કાગળ વગેરે લખવામાં પણ અનિયમિતતા આવી ગઇ છે. આશા છે કે કૃપાપૂર્વક મારા આ અપરાધની ક્ષમા આપશો."

"આજે હું આપના ચરણોમાં કોટિકોટિ પ્રણામ કરી રહ્યો છું. આપે મને ઘણું બધું આપ્યું છે. આ ક્ષુદ્ર જીવનની કેટલી ય આકાંક્ષાઓ કેવળ આપની જ કૃપાના બળ પર પૂર્ણ થઈ છે, નહિ તો મારા જેવા દીનહીનમાં ક્યાં એટલું સામર્થ્ય હતું કે આવાં પ્રકારનાં ઉત્તમ અને કલ્યાણકારી કાર્યોમાં મારી જાતને હું જોડી શકું? મેં જે કાંઈ પણ ત્રૂટિઓ કરી છે, મારા જે કાંઈ અપરાધ થયા છે, તે સર્વેની સંતાન ગણીને માફી આપશો."

"આપને કલેશ થશે, એમ માનીને જે સમાચાર આપવા અત્યારે બેઠો છું, તે હું નથી આપી શકતો, પરંતુ બીજી તરફ એ સમાચાર આપ્યા વિના પણ નથી રહી શકતો. તેથી આપને જણાવું છું કે મારા આ પત્રનો જવાબ ન આપશો, કારણ કે એ નકામો જશે. હું તે નહિ મેળવી શકું. મારી શારીરિક અવસ્થા અત્યંત શોચનીય છે. ડોકટરોનો મત છે કે હું હવે કોઈ પણ રીતે જીવી શકું તેમ નથી. સંભવ છે કે બે ત્રણ દિવસથી વધુ સમય નહિ કાઢું. આ બે ત્રણ દહાડા હું સ્વેચ્છાપૂર્વક વ્યતિત કરવા માગું

છું. ખબર નથી કે નારાયણ મારી આ ઇચ્છા પૂર્ણ થવા દેશે કે નહિ. મારો પત્ર મળતાં આપ અહીં આવવાની નાહક તસ્દી ન લેશો. એ જ મારી આંતરિક અને છેલ્લી પ્રાર્થના છે."

– સેવક દેવનાથ."

આ પત્ર પર આદિથી અંત સુધી એક વાર દ્રષ્ટિ નાખ્યા બાદ દ્વારકાનાથ શય્યા પર ઢળી પડ્યા અને પક્ષાઘાતના રોગીની જેમ એ વ્યાકુળ બની તરફડિયાં મારવા લાગ્યા. પિતાને આમ તરફડિયાં મારતા જોઈ પ્રભા દોડી આવી. એમના હાથમાં એ પત્ર જોઈ નિઃસંકોચ ભાવે તેણે તે લઈ લીધો અને તે વાંચવા લાગી. એ પત્ર સાથે એક પત્ર પ્રભાના નામે પણ હતો, જે પ્રતિ હજી દ્વારકાનાથની દ્રષ્ટિ નહોતી જઇ શકી.

દેવનાથે પ્રભાના નામે જે પત્ર લખ્યો હતો એ ઘણો લાંબો હતો અને એમાં દેવ પ્રતિની એની અનન્ય ભકિતની પ્રશંસા કરી હતી. સાથે જ મૂર્તિપૂજાની સાર્થકતા પર પણ તેણે ચર્ચા કરી હતી. દેવનાથે એ પત્ર દ્વારા કબૂલ કર્યું હતું કે ભગવાનના સાકાર રૂપ પ્રતિ પ્રભાની ભકિતના કારણે પોતાને ઘણો જ લાભ થયો હતો. અંતમાં તેણે પોતાની કરૂણ અવસ્થાનો ચિતાર આપ્યો હતો, જે આ પ્રકારે હતો —

"હવે હું વિદાય લઉં છું. મારા મનમાં કોઇ પણ પ્રકારની અતૃપ્તિ નથી. તમારી સૌની કૃપાથી મેં આ જીવનમાં ઘણું મેળવ્યું છે. ઈશ્વર જ જાણે છે કે હું તમારા સૌનો કેટલો ઋણી છું! મારા મૃત્યુથી તારે દુઃખી થવાની જરા પણ આવશ્યકતા નથી. ક્યારેક સ્મરણ થતાં તું મારે માટે માત્ર આટલો જ વિચાર કરજે કે તારો એક વિશ્વાસુ શુભચિંતક હતો. તારા વિશ્વાસની રક્ષા કરવામાં હું સમર્થ થઈ શક્યો છું ને?"

"મારૂં મૃત્યુ થતાં લોકો કદાચ તને વિધવા કહેશે. દેશાચાર મુજબ કાંઈક દુઃખ સહન કરવાનું પણ તારે માટે અનિવાર્ય બનશે. પરંતુ હું જાણું છું કે તું ચિર–સધવા છે. જેણે પોતાનું હૃદય ભગવાનને સમર્પિત કર્યું છે, એને માટે વૈધવ્ય સંભવિત નથી. એ કોઈ પણ દશામાં વિધવા ન હોઈ શકે."

"તને મારી એક જ વિનંતી છે અને એ છેલ્લી વિનંતી છે. જો તને લઇને તારા પિતા અહીં આવવાનો વિચાર કરતા હોય તો તેમ ન કરીશ. આલોકમાં મેં તને ક્યારે ય વિનંતી કરી નથી અને હવે પછી કરીશ પણ નહિ. આ જ મારી તને એકમાત્ર પ્રાર્થના છે. ઇશ્વર તને સુખી રાખે!"

– ચિર મંગલાકાંક્ષી દેવનાથ."

પત્ર વાંચી પ્રભા નિઃસ્તબ્ધ બની ગઈ. અંતરની અતિશય વેદનાને કારણે તેના પીળા અને ફીકા હોઠ કાંપતા હતા. એક હિંદુ રમણી માટે એ કેટલી ભારે વિચિત્ર પરિસ્થિતિ હતી? પતિ મૃત્યુ-શય્યા પર છે અને પત્નીને તે ત્યાં જઈ છેલ્લાં દર્શન કરવા માટે મના કરી રહ્યો છે! આ કેટલો ભારે અભિશાપ કહેવાય! રક્તમાનસ-નો દેહ ધારણ કરી આવો અસહ્ય દંડ વેઠવો એ એક અધમોધમ માટે પણ અસંભવિત હતો.

દ્વારકાનાથ એક નાના બાળકની જેમ રોતા હતા. તે બોલ્યા: "ચાલ બેટા, આપણે ત્યાં જઇએ. ત્યાં ગયા વિના આપણાથી શી રીતે રહેવાય?"

: ૧૯ :

**પ્રભાનાં** નેત્રોમાં આંસું ન આવ્યાં. તેના દેહની અંદરનો સારોય ભાગ જાણે કે ઠંડીના કારણે બરફની જેમ જામી ગયો હતો. પિતા પ્રતિ તેણે પોતાની શૂન્ય દ્રષ્ટિ ફેરવી પછી એ જ શબ સમાન રક્તહીન હોઠ ખોલી, તે બોલી: "હું નહિ આવી શકું, પિતાજી! જવું હોય તો તમે જાઓ!"

પ્રભાના હૃદયમાં ચોમેર નિરાશા વ્યાપી ગઈ હતી. તેને સર્વત્ર ચારે તરફ અંધકાર સિવાય બીજું કાંઈ નજરે પડતું નહોતું. તો પણ, એવી ઘોર નિરાશા વચ્ચે પણ, મેઘાચ્છાદિત આકાશ પર વિજળી સમાન આશાની એક ક્ષીણ રેખા ઝબકારા મારીમારી તેને ચંચળ બનાવી દીધા કરતી હતી. પ્રભાને મનમાં થતું: "સંભવ છે કે હજી એ જીવતા જ હશે. એ પણ સંભવિત છે કે આ વખતના ઉથલામાંથી બચી જતાં એ પુનઃ સાજા થઈ જાય, તેથી તેમની સેવામાં હાજર થવા માટે, એક પત્રમાં બધી વાતો વિસ્તારપૂર્વક લખી તેમની આજ્ઞા માગું, એ જ વધારે ઉત્તમ માર્ગ છે. જો બરાબર સમયસર મારો પત્ર પહોંચી ગયો, તો રોગશય્યા પર પડી રહેવા

છતાં મૃત્યુ પહેલાં એમને એટલું તો માલુમ પડશે કે મારી પત્ની અને ચાહે છે, વિશુદ્ધ અંતઃકરણથી ચાહે છે!"

મહામુશ્કેલીએ સ્વસ્થતા ધારણ કરી કંપતે હાથે પ્રભા પત્ર લખવા બેઠી. સૌથી પ્રથમ સંબોધનનો શબ્દ તેની કલમમાંથી નીકળ્યો. એ શબ્દનો પ્રયોગ કરતી વેળાએ તેણે પોતાના હૃદયરૂપી કબાટના બારણા સાવ ઉઘાડાં કરી નાખ્યાં. માનસિક યુદ્ધને કારણે તેનું નારીહૃદય કેટલું આકળવિકળ બની ગયું હતું, તે તેણે એ સંબોધન શબ્દના પ્રયોગ દ્વારા સ્પષ્ટ રૂપે જણાવી દીધું. પછી લગ્નમંડપમાં મંત્રોચ્ચાર વિધિ પૂર્ણ થઈ ગયા બાદ, ભિન્નભિન્ન ઘટનાઓના પ્રસંગે, ખાસ કરીને શયનમંદિરમાં પતિનાં પ્રથમ દર્શન, પતિની વિદાય, તથા ઘણા લાંબા સમયના વિરહ બાદ અકસ્માત રેલગાડીમાં મુલાકાત થઈ જતાં, પ્રભાની માનસિક અવસ્થામાં જે જે પ્રકારનાં પરિવર્તન થયાં હતાં, એ બધી વાતોને ખૂબ જ સુંદર રીતે પત્રમાં અંકિત કર્યાં. એ પત્ર ઠેકઠેકાણે આંસુનાં ટીપાં પડવાથી પલળી ગયો હતો. કંપતા હાથે એ લખાયેલો હોઈ પત્રના અક્ષરો પણ ઘણી જગાએ વાંકાચુંકા થઈ ગયા હતા. એ કારણસર એ નાનોશો પત્ર પણ સેંકડો પૃષ્ઠોની જીવનગાથાની સમાન કરૂણ બની ગયો હતો.

પ્રભાએ અંતે એ પત્ર પૂર્ણ કર્યો, પરંતુ તેણે તે રવાના ન કર્યો. એકાએક તેને થઈ આવ્યું કે જે સમયે આ પત્ર પહોંચશે, ત્યાં સુધીમાં તો કદાચ તેમની શારીરિક સ્થિતિ અત્યંત શોચનીય બની ગઈ હશે, તેથી આત્મા રેડી લખેલી આ ભાષા એમના નિર્બળ દેહ અને હૃદય માટે અત્યંત કલેશકર નિવડશે સંભવ છે કે પત્ર દ્વારા વ્યક્ત થઈ મારી વ્યાકુળતા તેમના સ્નેહમય ચિત્તને વ્યથિત કરી દે, કે જેના પરિણામે એમની છેલ્લી ઘડીઓ પણ અત્યંત અશાંતિમય બની જાય!

સ્વાર્થપરાયણા પ્રભા આજે મમતામયી પત્ની બની ગઈ હતી. આજે એ પતિના સુખને માટે વધુ વ્યાકુળ હતી. તેણે વિચાર કર્યો: "ના, એમની છેલ્લી પળો અશાંતિમય ન બનવી જોઈએ. મેં તો મારૂં જીવન ધૂળધાણી કરી જ નાખ્યું છે, પછી હવે આ તે હવે એવી કઈ મોટી વાત હતી કે જેને માટે આટલો બધો મોહ રાખું ?"

પ્રભાએ મહામુશ્કેલીએ ધૈર્ય ધારણ કર્યું. જેમતેમ કરીને, જીવ કડવો કરીને, તેણે એક બીજો પત્ર લખ્યો. એ પત્રનો કેટલોક ભાગ આ પ્રમાણેનો હતો —

"તમે મને આવતાં રોકી દીધી છે. એ આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિ મારામાં છે નહિ. પરંતુ આજે મારૂં હૃદય તમારા પ્રતિ આંતરિક અનુરાગ અને ભક્તિથી પરિપૂર્ણ છે. તમારા પ્રતિ મારૂં જે કર્તવ્ય છે, તેનું પાલન કરવાની મને ઘણી ઇચ્છા છે. આજે તમે જે આવી શોચનીય સ્થિતિમાં પડ્યા છો અને હું તમારાં ચરણો સમીપ નથી, તેને લઈને મારા હૃદયમાં વેદનાનો પાર નથી. કૃપા કરી મને એ વાતની અનુમતિ આપો કે હું તમારી રોગશય્યા પાસે બેસી તમારી સેવા કરી શકું. એ પછી જે આજ્ઞા કરશો, તે મસ્તક નમાવી સ્વીકારી લઈશ. અપરાધિની પત્નીને આ અંતિમ સુખથી વંચિત ન કરશો. લગ્નના મંત્રો દ્વારા સુખ દુઃખ બન્નેનાં સરખા ભાગીદાર થવાની વાત તો તમે સ્વીકારી હતી ! આ જગતમાં તમારી પાસે હું માત્ર આટલી જ એક પ્રાર્થના કરૂં છું. શું મારી આટલી આકાંક્ષા પણ પૂર્ણ નહિ કરો ?"

— તમારી કૃપાપાર્થિની દાસી રાધારાણી."

પ્રભાએ આ પત્ર ટપાલમાં રવાના કર્યો, પરંતુ તેમાં વિલંબ

અધિક થઈ ગયો હતો. જે સમયે એ પત્ર દેવનાથની કુટીરનાં દ્વાર પર પહોંચ્યો, તે સમયે કુટીર સૂની પડી હતી, તેમાં કોઈ નહોતું. પ્રભાનો પહેલો પત્ર એને મળ્યો હતો, તે પણ એવી સ્થિતિમાં કે જ્યારે અતિજ્વરના કારણે એ અચેત થઈને પડ્યો હતો. મેલેરિયાના વિષથી વિકારી બનેલો કાળોજ્વર તેના દેહમાં પ્રવેશ કરી ચૂક્યો હતો. પહેલાં તો કોકકોક દહાડો એ જોરથી ચડી આવતો, પરંતુ હવે તો તેને આવવાની જરૂર પણ પડતી નહોતી. દેવનાથના દેહરૂપી દુર્ગ પર હવે તેનો સાંગોપાંગ અધિકાર જામી ગયો હતો, તેથી તે તેમાં રાજા સમાન ગૌરવસહ નિવાસ કરતો હતો, સાથે જ પોતાની પીળી પતાકા વિનિતના સમસ્ત દેહ પર એ ગર્વપૂર્વક ઉડાડતો હતો. હવે દેવનાથના દેહ પર બહુધા તેના સાથીનો જ ભાર રહ્યા કરતો. એ બોજાના કારણે તેનો જીર્ણ દેહરૂપી દુર્ગ પ્રાયઃ કંપ્યા કરતો હતો. રાત દહાડો થઈ માત્ર પાંચ સાત કલાક તેનું શરીર કાંઈક હલકું પડતું, પણ દિવસેદિવસે એમાં પણ ઘટાડો થતો જતો હતો.

દેવનાથ જે પ્રદેશમાં વસવાટ કરતો હતો, ત્યાં મેલેરિયાનું એટલું તો પ્રબળ જોર હતું કે જેના દેહમાં તે એક વાર અડ્ડો જમાવી દેતો કે પછી એ માનવીની દશા જીર્ણ તથા ભગ્ન ગૃહ જેવી બની જતી. પ્રતિદિન તેમાંથી ચૂનો અને રેતી ધીરે ધીરે ખર્યા કરતાં અને સદાય એ આશંકા રહ્યા કરતી કે ન જાણે ક્યારે પ્રાણપંખેરૂ ઊડી જાય. સ્થાન-પરિવર્તન સિવાય આ રોગનો બીજો કોઈ ઉપાય નહોતો. દ્વારકાનાથે વારંવાર વિનંતી કરવાથી દેવનાથે એકવાર એક ડાકટરને બોલાવ્યો હતો. ડાકટરે ક્વીનાઈનની થોડીક ગોળીઓ આપી અને બીજી કેટલીક સલાહ પણ આપી. પરંતુ ડાકટરના ઉપદેશ મુજબ વર્તવાનું દેવનાથ માટે સંભવિત નહોતું, તેથી તેણે એને બીજી વાર નહોતો બોલાવ્યો.

જ્વરના વેગથી જ્યાં સુધી તેનું શરીર કંપ્યા કરતું, ત્યાં સુધી તે પોતાની જૂની પુરાણી રજાઈ શરીર પર ઓઢી ચિથરેચિથરું થઈ ગયેલી પથારી પર પડ્યો રહેતો. તરસને કારણે કંઠ સુકાઈ જતો છતાં તે ગળામાં ટીપું પણ પાણી નાખવા ન પામતો. કંપનને કારણે દેહના એકએક સાંધામાં પીડા થતી. ત્યાં એવું કોઈ માણસ પણ નહોતું જે દેવનાથને ટીપું પાણી પાય, યા તેનું શરીર પણ દબાવે કે જેથી તેની પીડા ઓછી થાય. પછી જ્યારે તાવ હલકો પડતો ત્યારે એ બેઠો થતો. કોકકોક દહાડો એ થોડો ભાત રાંધી પેટમાં નાખતો અને કોક કોક દહાડો તો નિરાહાર જ રહી ચોપડીઓમાં મન પરોવી પડ્યો રહેતો. પથારીમાં પડ્યો પડ્યો એ ક્યાં તો ઇષ્ટ-મંત્રનો જાપ જપતો યા કોઈ શાસ્ત્રના એકાદા ગંભીર પ્રશ્ન પર વિચાર કર્યા કરતો. ક્યારેક ક્યારેક એકાએક એક વ્યક્તિની પણ સ્મૃતિ તેના હૃદયમાં જાગૃત થઈ આવ્યા કરતી હતી.

તે દિવસે તાવ હલકો પડી ગયા બાદ દેવનાથે આંખો ખોલી. સંધ્યાકાળનો સમય હતો. જગત પર અંધકારનું આવરણ ફેલાવા માંડ્યું હતું, કિંતુ ધૂંધલો પ્રકાશ હજી વિદ્યમાન હતો. સામે જ પરબિડિયા જેવી કોઈ વસ્તુ તેને અસ્પષ્ટ રીતે નજરે પડી. તેને થયું કે કોકનો પત્ર આવ્યો લાગે છે. તેણે મુશ્કેલીએ માથું ઊંચું કર્યું, પરંતુ એ પત્ર કોનો હશે, તેનો દેવનાથ નિર્ણય કરીય શક્યો નહિ. તો પણ એક વિશેષ પ્રકારની આશાથી તે કાંઈક વિસ્મય તો પામ્યો હતો. દ્વારકાનાથના પત્રમાંથી તો એટલી જ માત્ર ખબર મળે એમ હતી કે રાધારાણી મનાયાં છે! માત્ર એટલી જ! કુશળ સમાચાર સિવાય પ્રભાની બાબતમાં તેને વધુ માહિતી મળવાની સંભાવના નહોતી. પરંતુ એટલુંય તેને માટે ઘણું હતું. જેની કુશળકામનાથી દેવનાથે આત્મીય–સ્વજનોનો પરિત્યાગ કરી એક એવું જીવન પસંદ કર્યું હતું કે, મૃત્યુની ઘડીએ પણ એના મુખમાં પાણીનું ટીપું પાનાર

કોઈ ન હોય, તેની સકુશળતાના વર્તમાન એ તેને માટે એક ખૂબ જ અમૂલ્ય વસ્તુ હતી. આલોકમાં એથી અધિક બીજી કામના તેને નહોતી. સર્વે પ્રકારની આકાંક્ષાઓનો ત્યાગ તો એ કરી ચૂકયો હતો, પછી એ બીજી કઈ વસ્તુની કામના કરે?

તે વખતે પણ હજી માથું તો ભારે લાગતું હતું. તેણે ઊભા થવાનો પ્રયત્ન તો કર્યો, પરંતુ તે ઊભો થઈ ન શકયો. તેથી કલાંત ભાવે પ્રસ્વેદથી ભીંજાઈ ગયેલા ઓશિકા પર માથું મૂકી તે આંખો બંધ કરી પડી રહ્યો. દ્રષ્ટિ તો તેની તે સમયે પણ અસ્થિર હતી. એમાંથી આગ ઝરતી હતી. તેણે મનમાં જ વિચાર કર્યો: “હમણાં રહેવા દો. પછી જોઈશ એ પત્ર! અત્યારે તો વાંચી પણ શકાશે નહિ!” પરંતુ આંખો બંધ કરતાં જ એકાએક રેલગાડીનું દ્રષ્ય તેના સ્મરણપટ પર તરવરવા લાગ્યું. પ્રભા સાથે અકસ્માત કેવી મુલાકાત થઈ ગઈ હતી! નહિ તો પોતે એવી તો કયારે ય આશા રાખી નહોતી કે મને દર્શન દેવાના નિમિત્તે એ આ પ્રદેશમાં આવશે!

આજે દેવનાથને પોતાની માનસિક સ્થિતિ પર પણ ખૂબ પરિતાપ થતો હતો. તે વિચારવા લાગ્યો: “કેટલો બધો અહંકાર હતો મારા હૃદયમાં! હું તો એમ જ માની બેઠો હતો કે મારામાં સુખદુઃખને અંગે કોઈ પણ ફેરફાર ન થઈ શકે! જેને હું ચાહું છું, માત્ર તેને સુખી કરવાના ઉદ્દેશ્યથી જ મેં મારાં સર્વે સુખોનું, સારી ય કામનાઓનું બલિદાન કહી દીધું છે, બાકી મારું પોતાનું ચિત્ત તો કામનાહીન જ છે! પરંતુ હવે મને સમજાય છે કે મારો એ અહંકાર ખોટો હતો, હું ભ્રમમાં પડેલો હતો. વિશુદ્ધ પ્રેમને માટે કોઈનું પણ સાનિધ્ય અપેક્ષિત નથી હોતું. જેટલા પ્રકારના ઐહલૌકિક પ્રેમ છે, તે સર્વેમાં વાસનાની ગંધ તો હોય છે જ! અનેક પ્રકારનાં આકર્ષણોથી ભરપૂર આ સંસારની માયામમતામાં ફસાયેલી એક

વ્યક્તિનો બીજી વ્યક્તિ પ્રતિનો, વિશેષતઃ એક રમણી પ્રતિ એક પુરુષનો, પ્રેમ ચાહે કેટલો ય ઉચ્ચ પ્રકારનો કેમ નથી હોતો, છતાંય તે સંપૂર્ણપણે નિષ્કામ નથી હોઇ શકતો. ભલે બીજું કાંઈ નહોતું, પણ પ્રભાને એક વાર પેટ ભરીને જોઈ લેવાની કામના તો મારા મનમાં હતી જ! મેં એને ક્યારેય બરાબર રીતે જોઈ નહોતી! કદાચ મારી આ આંકાંક્ષા પૂર્ણ કરવા માટે જ તેણે આવા રોગીષ્ટ પ્રદેશની મુસાફરી કરી હશે! હા નાથ, આ દીનહીન પ્રતિ પણ તમારા હૃદયમાં આટલી અપાર દયા છે?"

તે દિવસે પ્રભા સાથે અકસ્માત મુલાકાત થઈ ગયા બાદ દેવનાથ સમક્ષ એક સમસ્યા ઉપસ્થિત થઈ હતી. રેલગાડીના ડબ્બામાં પ્રવેશ કરતી વેળાએ જ દોડતી દ્રષ્ટિએ પ્રભાને જોઈ દેવનાથને થયું હતું, હવે એનો કાયાપલટ થઈ ગયો છે. તેની શારીરિક પરિસ્થિતિમાં એવો તો આકાશપાતાળનો ફેરફાર થઈ ગયો છે કે જાણે હવે એ કોઈ બીજા જ યુગમાં નિવાસ કરી રહી હતી. આજથી દોઢ વર્ષ પહેલાં લગ્ન પ્રસંગે જ્યારે પ્રભા મારી બાજુમાં બેઠી હતી, ત્યારે એ અપરિમિત સ્વાસ્થ્ય અને સૌંદર્યરૂપી સંપત્તિની અધીશ્વરી હતી. તેના દેહની તે વખતની આભા, તે સમયના લાવણ્ય, સમક્ષ ઊભી રહેવા યોગ્ય બીજી કોઈ સુંદરી જગતમાં કદાચિત વિધાતાએ મોકલી જ નહોતી. પરંતુ હવે એનામાં અભગ્ન સ્વાસ્થ્યની એ પૂર્ણ જ્યોતિ નહોતી રહી. કેશકલાપ તેનો અસ્તવ્યસ્ત થઈ ગયો હતો, પરંતુ સંસારને લોભાયમાન કરતું તેનું મુખ તો તે વખતે પણ પૂર્વવત મોહક હતું. જોકે તેની સુલલિત ગ્રીવા તથા ગાલોની લાલાશ ઊડી ગઈ હતી.

પ્રભાની આવી અવસ્થા જોઈ દેવનાથના હૃદયમાં વેદના થઈ આવી. તેને મનમાં થયું: "એનામાં આવું ઘોર પરિવર્તન થવાનું

કારણ શું હશે?" એ પછી જ્યારે પ્રભાએ ક્ષણ માત્ર માટે દેવનાથ પ્રતિ દ્રષ્ટિ ફેંકી, ત્યારે ઉપરથી તો દેવનાથે પોતાનામાં કોઈ પણ પ્રકારનો ફેરફાર થવા ન દીધો, પરંતુ અંતરમાં તો વિસ્મયના કારણે એ વ્યાકુળ બની ગયો. તે સ્વગત વિચારવા લાગ્યો : "આજે પ્રભા આમ કેમ જુએ છે? પહેલાં તો જ્યારે ક્યારેય હું તેને મારી તરફ નિહાળતાં જોતો, તો એની દ્રષ્ટિમાં એવું ભાસતું કે જાણે હું સ્વયં મારી સ્વામીની છું અને બીજા તરફ દ્રષ્ટિપાત કરી હું એના પર મહેરબાની દાખવી રહી છું. વિજળીના ચમકારાથી પૂર્ણ કાળાં વાદળાં સમાન તેનાં નેત્રોનો ઉજ્જવળ પ્રકાશ આજે નવીન રૂપમાં પરિવર્તિત બની ગયો છે. પરંતુ આજે તો એની દ્રષ્ટિ સ્નિગ્ધ જ્યોત્સના સમાન શાંત છે, શીતળ છે! કોમળ કળીની જેમ એ બે પાંદડાની વચ્ચે અર્ધી ખૂલેલી છે, અર્ધી ઢંકાયેલી છે. સંકોચ, લજ્જા અને ભયના ભાવ એકીસાથે ઉદ્‌ભવ થઈ તેના પર પોતાનો અધિકાર જમાવી બેઠા છે? એના હૈયામાં પરિવર્તન થઈ ગયું છે! અને આ બધા પરિવર્તનનું કારણ શું?"

તે દિવસે તેને સ્વસ્થતા ધારણ કરતાં જરા પણ વાર લાગી નહોતી, પરંતુ તે વખતે તેના હૃદયમાં જે ચિંતા ઉત્પન્ન થઈ હતી, તે આજપર્યંત તેના હૃદયમાંથી દૂર થઈ નહોતી. એક વિચાર તેના દિલમાંથી ખસતો નહોતો કે તે સમયે પ્રભાની દ્રષ્ટિ સંસારવિરક્તાની દ્રષ્ટિ નહોતી. તેમાં પળેપળે સ્નેહ, પ્રેમ, પ્રીતિ, કરૂણા તથા સતી-રમણીનો અંતરપ્રેમ જાણે કે દ્રષ્ટિગોચર થયા કરતાં હતાં. પ્રભા જ્યારે સંસારના જ્ઞાનથી હીન રહી પોતાની જાતમાં જ મસ્ત રહ્યા કરતી હતી, એવો ભાવ એ દ્રષ્ટિમાં નહોતો. પરંતુ આવું મહાન પરિવર્તન તેનામાં કોણે આણ્યું? એ તે સાચે જ એનામાં પરિવર્તન થયું છે કે પછી રોગને કારણે દુર્બળ બની ગયેલા મારા મનની માત્ર કલ્પના જ છે?"

આવા બધા વિચારોમાં ઘણો સમય વ્યતિત થઈ ગયો. અંતે બે વાર મહેનત કર્યા બાદ દેવનાથ ઊઠીને બેઠો થયો. પછી ધીરે ધીરે ઊભો થઈ એ બારણા પાસે પડેલું પરબિડિયું લઈ આવ્યો. અશક્તિના કારણે તે સમયે પણ તેના હાથ પગ ધ્રૂજતા હતા, પરબિડિયા પરના અક્ષર તેને માટે સાવ નવા હતા. ધીમે રહી તેણે પરબિડિયું ખોલ્યું અને અંદરથી પત્ર કાઢી તે વાંચવા લાગ્યો. એ પત્ર હતો પ્રભાનો–દેવનાથની પત્નીનો, પરંતુ તેને વિશ્વાસ નહોતો પડતો. તે વિચાર કરતો હતો કે ક્યાંક તાવના આવેગમાં કોઈ એવી અણધારી વાત તો નથી જોઈ રહ્યો કે જે આવા પ્રકારના રોગીઓ સમક્ષ સામાન્ય રીતે જાગૃત થઈ તેમને વ્યાકુળ બનાવી મૂકતી હોય છે? કે પછી આ કોઈ સારહીન રમત તો નથી ને!

થોડી વાર પર્યંત આવા પ્રકારના સંકલ્પવિકલ્પ બાદ દેવનાથને મનમાં થયું: "પ્રભાના મનોભાવના પરિવર્તન સંબંધી મેં જે કલ્પના કરી છે, તે કદાચ ખોટી પડે તો પણ એમાં હાનિ શી હતી? આ સંસાર પણ એક મહાન સ્વપ્ન સિવાય બીજું છે શું? તો પછી આને પણ એક નાનુંશું સ્વપ્ન માની લેવામાં શું વાંધો હતો?"

પથારીમાં પડ્યાં પડ્યાં દેવનાથે પ્રભાનો પત્ર વારંવાર વાંચી મોંએ કરી લીધો, પરંતુ તે પત્રમાં તે જે શોધી રહી રહ્યો હતો, તે તેને ન મળી શક્યું. પિતાની આજ્ઞાપાલન કરવા સિવાય પ્રભાનો કોઈ વ્યક્તિગત ઉદ્દેશ્ય એ પત્રમાંથી નહોતો નીકળતો. શું એના હૃદયમાં દેવનાથ પ્રતિની સહાનુભૂતિ યા સહાનુભૂતિ કરતાં પણ વિશેષ કોઈ બીજો ભાવ હતો ખરો? ના, એવું કાંઇ કાગળમાંથી તો ફલિત થતું નહોતું.

તો પણ એ પત્રથી દેવનાથને ઘણો સંતોષ થયો. તે વિચારવા

લાગ્યો : "વધુ નહિ તો છેવટે મારી પત્નીનો લખેલો આ પત્ર છે. મારે માટે એ ખૂબ જ મૂલ્યવાન છે." એવો વિચાર કરી દેવનાથે તેને ખૂબ જ સાવધાનીપૂર્વક વાળીને માથા નીચે એવી રીતે મૂકી દીધો કે જાણે ઊંઘતા બાળકને માતા થપલી કરી રહી હોય! પછી પત્ર મળ્યાના પહેલા ઉત્સાહમાં જ તેણે પત્રનો જવાબ લખવાનો પ્રારંભ કર્યો, પરંતુ બે ત્રણ લીટીઓ લખતાં જ એ સાવધાન બની ગયો અને તેણે જે કાંઈ લખ્યું હતું તે ફાડીને ફેંકી દીધું.

દેવનાથ પ્રતિદિન જે ઇષ્ટદેવની મૂર્તિનું ધ્યાન ધરતો હતો, તેનું સ્મરણ કરી કુટીરનાં દ્વાર પાસે ઊભોઊભો પશ્ચાતાપ કરવા લાગ્યો. હાથ જોડીને તે બોલ્યો : "માતા, હું કેટલો નીચ, કેટલો ક્ષુદ્ર બની ગયો છું ? મને શક્તિ આપો કે મારા જીવનનું જે એક અત્યંત ક્ષુદ્ર કાર્ય છે, તેને તો છેવટે હું સમાપ્ત કરતો જાઉં, જીવનમાં હું વિશ્વાસઘાતી તો ન ગણાઉં ! મારા તરફથી પ્રભાએ એટલી આશા તો અવશ્ય રાખી હતી કે હું જે પ્રતિજ્ઞા લઈશ તેને ક્યારે ય ભંગ નહિ થવા દઉં. મારે એ વાતનું બરાબર ધ્યાન રાખવું જોઈએ."

બીજે દિવસે તાવ ચડતાં પહેલાં દેવનાથે જે પત્ર કાગળ લખ્યો હતો, તે રાધારાણીને પહોંચી ગયો હતો.

## : ૨૦ :

હવે દ્વારકાનાથમાં એટલી ધીરજ રહી નહોતી કે જમાઈને લખેલા પત્રની એ ઘેર બેઠાં બેઠાં રાહ જોઈ શકે. તેમણે જે માણસ મોકલ્યો હતો, તેણે તાર કર્યો હતો, કે જમાઈ મહાશય અહીં નથી. એ અહીંથી ક્યાં અને ક્યારે ચાલ્યા ગયા છે, તેની માહિતી મળતી નથી.

તાર પહોંચતાં પહેલાં જ દ્વારકાનાથ જમાઈને મળવા નીકળી ચૂક્યા. તેમણે પ્રભાને પણ સાથે લીધી હતી. ઘેરથી નીકળતી વેળાએ પ્રભાને પોતાના વિદ્રોહી મન સાથે ઘોર સંગ્રામ ખેલવો પડ્યો હતો. તે હજી વિમાસણમાં હતી કે સ્વામીના આંતરિક આદેશનું ઉલ્લંઘન કરીને હું તેમની પાસે શી રીતે જઈ શકું? મેં તો અગ્નિ, દેવ અને શાલિગ્રામને સાક્ષી રાખી પ્રતિજ્ઞા કરી છે કે સદા ય એમની આજ્ઞા મુજબ વર્તીશ અને જીવનમાં એમણે મને માત્ર આ જ એક આજ્ઞા કરી છે. આવી પરિસ્થિતિમાં, જીવન રહે યા ન રહે, પરંતુ એ આજ્ઞાનું પાલન કરવું મારે માટે અનિવાર્ય છે!

અંતે મનના વિદ્રોહનું દમન કરવામાં પ્રભાને સફળતા ન મળી. મને કહ્યું: "આ શું તર્કવિતર્ક કરવાનો સમય છે, જ્યારે કે તારો

પતિ એક એવા પ્રદેશમાં કે જ્યાં તેનું કોઈજ નથી, તે રોગશય્યા પર પડ્યો પડ્યો મૃત્યુની ઘડીઓ ગણી રહી છે? એના પ્રતિ પ્રીતિ અને ભક્તિથી હૃદય પરિપૂર્ણ કરી એના મૃત્યુના સમાચાર પ્રતિક્ષા કરતાં બેસી રહેવું એ કદાપિ પણ ઉચિત ન જ ગણાય. એનો તિરસ્કાર કરી તેં જે મહાપાતક કર્યું છે, તેનું અણુમાત્ર પ્રાયશ્ચિત તો તું કરી લે! તું જે અત્યંત અધમ કાર્ય કરી ચૂકી છે, એના જેવું મહાપાતક આ સંસારમાં બીજું કોઇ નથી. તેનું પ્રાયશ્ચિત પણ અત્યંત કલેશકર છે! તે ભૂસાના અગ્નિ કરતાં પણ અધિક ભયાનક છે! દાઝ્યા પર ડામ દેતાં જે વેદના થાય છે, તેના કરતાં પણ એ અધિક વેદનામય હોય છે!"

આમ તર્કવિતર્ક અને સંકલ્પવિકલ્પમાં પ્રભાએ બે દિવસ કાઢી નાખ્યા. અંતે ધીરજ ન રહી અને તે પિતા સાથે જવા તૈયાર થઈ ગઈ. દ્વારકાનાથનું મન ઘરમાં હવે એક ક્ષણ પણ લાગતું નહોતું, માત્ર પુત્રીની તૈયારી ન જોઈ અને પોતે ક્યારે ય તેને હુકમ કર્યો ન હોવાના કારણે જ એ પડી રહ્યા હતા. એક મોટા જમીનદારના ઘરમાં તેમણે જન્મ લીધો હતો, એટલે એકાએક ઘરમાંથી ચાલી નીકળવાનો પણ તેમને અભ્યાસ નહોતો. તૈયારી કરવામાં જ બે ચાર દિવસ નીકળી જતા. પરંતુ આ વખતે તેમણે એક ક્ષણનો પણ વિલંબ થવા ન દીધો. પુત્રીએ હા પાડતાં જ એને લઈને એ નીકળી પડ્યા.

આ વખતે દ્વારકાનાથે ન તો એવો કોઈ સામાન લીધો કે જેથી મુસાફરીમાં બધી સગવડો સચવાય, કે ન તો તેમણે મુહૂર્ત વગેરેનો વિચાર કર્યો. પ્રભાને નીકળતી વેળાએ માત્ર એટલું જ ધ્યાન રહ્યું હતું કે વૃદ્ધાવસ્થામાં પિતા જે ઔષધિઓનું સેવન કરતા હતા, તે સાથે લઈ લેવી જરૂરી હતી.

ઘરમાંથી નીકળી શોકવિહ્‌વળ પિતાની પાછળ પ્રભા એવી રીતે ચાલતી હતી કે જાણે કોઈ એકાદા યંત્રને ઘસડી રહ્યું છે, જાણે તેનું પોતાનું તો કોઈ અસ્તિત્વ જ નહોતું. તે સમયે તે માત્ર એક જ વાત સાંભળવા માટે ઉત્સુક હતી અને તે વાત એ કે પોતાનો પત્ર સમયસર પહોંચી ગયો હતો કે નહિ, પોતાના હૃદયની વાત સ્વામીને માલુમ થઈ ગઈ હતી કે નહિ. એ સિવાય જાણે તેના હૃદયની સર્વે આકાંક્ષાઓનો અંત આવી ગયો હતો !

પ્રભાનું હૃદય જે આમ આકાંક્ષાહીન, જડવત બની ગયું હતું, તેનું એકમાત્ર કારણ એ જ નહોતું કે તેના પતિના શીઘ્ર મૃત્યુની તેને આશંકા હતી. પતિના મૃત્યુની સંભાવનાથી એ દુઃખી તો હતી જ, પણ વધુ દુઃખી તો એ એટલા માટે હતી કે પતિએ ધક્કો મારી તેને પોતાની મૃત્યુશય્યા પાસેથી હાંકી કાઢી હતી, મૃત્યુશય્યા પાસે હાજર રહેતાં અટકાવી દીધી હતી. પ્રભાને માટે સ્વામીએ દીધેલો આ મહાકઠોર દંડ હતો. એ કઠોર દંડને લઈને તેના હૃદયમાં જે ઊંડો ઘા પડ્યો હતો, તેની જ્વાળા ખૂબ જ વિકરાળ હતી, અત્યંત અશાંતિપ્રદ હતી.

મૃત્યુએ જો પોતાના મમતાહીન હાથો વડે પ્રભાને વૈધવ્ય પ્રદાન કર્યું હોત, તો કદાચિત તે આ પ્રકારે દુઃખી ન થાત; જો સ્વામીની મૃત્યુશય્યા સમીપ બેસી થોડોક સમય પણ તેને સેવા કરવાની તક મળી હોત, તો સ્વામી તરફથી તેને આવા પ્રકારનો ક્ષમાહીન અંતિમ સંદેશ સાંભળવાનો વારો ન આવત. આ સંદેશને લઈને પ્રભા જે વેદનાનો અનુભવ કરી રહી હતી, તે વૈધવ્યની કઠોર વેદના કરતાં અતિ દુઃસહ, અત્યંત ભયાનક હતી. સ્વામીએ પ્રભાને પોતાની સમીપ ન આવવા માટે જે આંતરિક અનુરોધ કર્યો હતો, તેનું તેને રહીરહીને સ્મરણ થઈ આવતું અને તે બેબાકળીશી બની જતી. ઘા પર ચોપડવાની દવા જેમ કોઈકોઈ વાર ઘાની વેદના

કરતાં પણ વધુ વેદનામય નીવડે છે, તે પ્રમાણે સ્વામીની આ વિનંતી પ્રભા માટે, ચિરકાલની વિરહવ્યથા કરતાં અધિક ક્લેશકર, અધિક બેબાકળાપણું ઉત્પન્ન કરનારી નીવડી હતી. એ વિનંતીને માન આપી જીવતાં રહેવાનું પ્રભાને માટે અસહ્ય થઈ પડ્યું હતું, પરંતુ મૃત્યુનું શરણુ ગ્રહણુ કરવાનો પણુ તેની પાસે કોઈ માર્ગ નહોતો.

જેમ તેમ કરી પ્રભા પિતા સાથે કલકત્તા પહોંચી. ત્યાંથી સ્યાલદાહ સ્ટેશનેથી રેલગાડીમાં બેસી આસામની મુસાફરી કરવાની હતી. વર્ષાઋતુનો સમય હતો. આકાશ કાળાં ઘનઘોર વાદળોથી આચ્છાદિત હતું, પરિણામે ગમે ત્યારે મૂશળધાર વરસાદ તૂટી પડતો. દ્વારકાનાથ આ જોઈ વિમાસણુમાં પડી ગયા. વધુ ચિંતા તો તેમને થતી હતી આસામના માર્ગોની દુર્ગમતાને કારણે. એક સમય એવો પણુ હતો કે આવા પ્રકારના દુર્દિનના સમયે નિરાપદ સ્થાનમાં પણુ પોતાની પ્રાણુથી પણુ અધિક પ્રિયપુત્રી પ્રભાને એક ક્ષણુ માટે પણુ ઘરની બહાર નીકળવા ન દેતા, પરંતુ આજે એ જ દ્વારકાનાથ સ્વેચ્છાથી તેને આવા સંકટોથી ભરપૂર માર્ગે લઈ જતા હતા. આ આંધિ કે મૂશળધાર વર્ષા પ્રતિ તેમનું ધ્યાન જ નહોતું. તેમના હૃદયમાં આવું આકાશપાતાળ જેટલું અંતર શાથી પડી ગયું, તેનો વિચાર આવતાં એ પોતે આશ્ચર્યમાં પડી જતા. આ બાજુ પ્રભાના મનમાં એમ થયા કરતું હતું કે આવા દુર્ગમ માર્ગમાં જો કોઈ અકસ્માત થયો હોત, તે વધારે આવકારદાયક હતો. વધુ નહિ તો છેવટે સ્વામીના આદેશનું પાલન તો થયું ગણુાત ?

સ્યાલદાહ સ્ટેશનના વિશાળ પ્લેટફોર્મ પર દ્વારકાનાથ પ્રથમ વર્ગના એક ડબ્બા આગળ ઊભાઊભા ગાડી ઊપડવાની રાહ જોઈ રહ્યા હતા. પ્રભા અન્યમનસ્ક ભાવે ડબ્બામાં બેઠી હતી. એવામાં અકસ્માત પોતાના એક બાળમિત્રને જોઈ દ્વારકાનાથે એ તરફ દ્રષ્ટિ ફેરવી, પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા. બાળમિત્રના પ્રશ્નના ઉત્તરમાં પોતાના

પર ટૂંક સમયમાં જ આવી પડવાની વિપત્તિનો ઉલ્લેખ કરી વિષાદની સજીવ મૂર્તિ સમાન ડબ્બામાં બેઠેલી પુત્રી તરફ મોં ફેરવી તેમણે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો. બરાબર એ જ વેળાએ એક સ્ટ્રેચર લઈ કેટલાક માણસો એમની પાસે થઈને નીકળ્યા. તેમની સાથે એક માણસ પોલીસનો હતો, એક બીજો સાદા પોશાકમાં હતો, જે કદાચ ડાક્ટર હતો.

સ્ટ્રેચર પર એક લાંબાશા માનવીનો દેહ પડેલો હતો. તેના શરીરમાં માત્ર હાડકાંપાસળાં જ બાકી રહ્યાં હતાં. જીવનનું કાંઈ પણ ચિહ્ન જેમ રહ્યું ન હોય તેમ એનું મુખ પીળું પડી ગયેલું હતું. આકાશમાં વાદળાંમાંથી આછા પ્રકાશના સૂર્યનાં કિરણો પડવાથી તે વધુ પીળું લાગતું હતું. એ દેહને ઢાંકવા માટે કોઈ વસ્ત્ર નહોતું નાખવામાં આવ્યું કે મસ્તક નીચે ન તો ઓશિકું હતું. સ્ટ્રેચર ઉપાડનારા ખૂબ ઝડપથી તે ઉપાડી ચાલતા હતા, તેથી આંચકા વાગવાના કારણે મસ્તક ક્યારેક આ તરફ લબડી જતું તો ક્યારેક બીજી તરફ લબડી જતું. એક હાથ પણ લબડવા લાગ્યો હતો. તેની પાતળી અને લાંબી આંગળીઓના નખ પણ પીળા પડી ગયા હતા. જોતાં એ સ્પષ્ટ જણાતું હતું કે જે કોઈ ભાગ્યહીન માનવીનો એ દેહ હતો, તેણે લાંબા કાળ પર્યંત ક્ષયરોગની વેદના વેઠતાંવેઠતાં છેવટે સદાને માટે આ ભયંકર વ્યાધિમાંથી છૂટકારો પ્રાપ્ત કર્યો હતો.

સ્ટ્રેચર ઉપાડનારાઓને આમ અસાવધાનીથી ચાલતા જોઈ જરા રુષ્ટ થઈ સાથેના માણસે તેમને ધમકાવ્યા: “ધીમે ધીમે ચાલો.” આ બાજુ પ્રભા પણ આટલા બધા માણસોને એકીસાથે જતા જોઈને યા તો સ્ટ્રેચર પર પડેલા માણસની બાબતમાં હૃદયમાં અદમ્ય કુતૂહલ પ્રગટ થવાના કારણે બારીમાંથી ડોકિયું કાઢી બહાર દ્રષ્ટિ ફેરવી હતી. કેટલીક ક્ષણો પર્યંત એ શબના પીળા પડી ગયેલાં

મુખ પ્રતિ અનિમેષ દ્રષ્ટિએ તાકી રહી. તે સ્વગત બોલી: "જરૂર આ માણસ ઘણી વાર થયાં મરી ગયેલો હોવો જોઈએ. તેના મુખ પર જીવતાં હોવાનો જરા પણ ચમકાર દેખાતો નથી. જાણે કોઈ રૂધીરપાન કરનારા જીવે એના દેહના સારા ય રૂધીરનું પાન કરી લીધું છે, એ સર્વગ્રાસીએ બિંદુમાત્ર પણ રક્ત તેના દેહમાં રહેવા દીધું નથી."

સ્ટ્રેચર ઉપાડનારાઓની ગતિ સાથેના માણસની ધમકીથી હવે ઘણી મંદ પડી ગઈ હતી. આ બાજુ પ્રભા જે ડબ્બામાં બેઠેલી હતી તેની ખૂબ જ નજીક તેઓ આવી ગયા હતા. પ્રભાએ એ શબને બરાબર રીતે નિહાળ્યું, પછી એની દ્રષ્ટિ બીજે ક્યાંય ન વળી શકી. એકાએક બાણ વાગતાં વ્યાકુળ બનેલી હરિણીની જેમ તે તરફડવા લાગી. તેના હૃદયને ભેદીને એકાએક એક હાહાકારનો ધ્વનિ નીકળી ગયો: "પિતાજી, આ કોણ? જુઓ, પણે જુઓ! પેલું કોણ છે! ભગવાન, તમે મને આ શું દેખાડયું? શું દેખાડયું?"

: ૨૧ :

દ્વારકાનાથ તે સમયે જે મહાનુભવ સાથે વાતો કરતા હતા, તેમનું નામ જગતબાબુ હતું અને તે કલકત્તાના એક ખૂબ જ પ્રતિષ્ઠિત અને નામાંકિત ડાક્ટર હતા. દ્વારકાનાથ અને જગતબાબુ શાળા તથા કૉલેજમાં સાથે હતા અને તેને લઈને તેમની વચ્ચે ધાડ મિત્રતા જામી હતી. તેથી પોતાના પ્રારંભિક જીવનના એક અભિન્ન-હૃદય મિત્ર સાથે અકસ્માત મુલાકાત તેમનું દુ:ખ જોરથી ઊભરાઈ આવ્યું હોઈ, તેને વિસ્તારપૂર્વક પોતાની ગાથા સંભળાવતા હતા. પરિણામે સ્ટ્રેચર પર પડેલા માનવી યા તેને ઉપાડી લઈ જનારા પ્રતિ તેમનું ધ્યાન નહોતું ગયું. પરંતુ પુત્રીનો એકાએક ચિત્કાર સાંભળી વિસ્મયથી બાધાશા બની એ ચારે તરફ જોવા લાગ્યા. તે વખતે સ્ટ્રેચર જરા આગળ નીકળી ગયો હતો, તેથી તેમનું ધ્યાન તે તરફ જઈ ન શક્યું, તો પણ હૃદયમાં એક અજ્ઞાત આતંક સમુદ્રના તરંગની જેમ ઊભરાઈ આવ્યો. અત્યંત વ્યગ્ર ભાવે મોં ફેરવી વ્યાકુળતાપૂર્ણ કંઠે તેમણે પૂછ્યું : " ક્યાં રાધારાણી, ક્યાં ? કોણ છે ? "

પ્રભાનો દેહ થરથર ધ્રૂજતો હતો, તો પણ પોતાની જાત પર

કાબૂ રાખવા અને જીભ હલાવી પિતાને પોતાની વાત કહેવા માટે શક્તિ સંચિત કરવા તે પોતાની સાથે ભયંકર યુદ્ધ ખેલી રહી હતી. તે પોતાની જડવત્ બની ગયેલી આંગળીને મહાપરાણે ઊંચી કરી, સ્ટ્રેચર તરફ લંબાવી, ત્રુટક ત્રુટક સ્વરે બોલી : "પણે જુઓ પિતાજી, અરે, હમણાં જ એ લોકો આગળ ચાલ્યા જશે! એ ત્યાં છે. જુઓ, જુઓ! તમે દોડો!"

પ્રભાના આવા વ્યાકુળતાપૂર્ણ શબ્દોથી દ્વારકાનાથ વધુ વિહ્વળ બની ગયા અને તે બેહોશ બની જવાની અણી પર હતા કે બરાબર એ જ વખતે જગતબાબુએ તેમને એક એવી વાત કહી કે જેથી એ પુનઃ સ્વસ્થ થઈ ગયા. તેમણે કહ્યું : "ચાલો દ્વારકાનાથ, જઈને જોઈએ તો ખરા, દિકરીનો સંદેહ કદાચ સાચો પણ હોય! આ જગત અનેક વિચિત્રતાઓથી પૂર્ણ છે, તેમાં કશું જ અસંભવિત નથી!"

ઝડપથી સ્ટ્રેચર નજીક પહોંચી દ્વારકાનાથે કૃશ દેહ જોયો અને તેને જોતાં જ અધીર બની જઈ ચીસ પાડતા તે બોલી ઊઠયા : "દેવનાથ! હાય મારા પુત્ર, છેવટે જતાં તારી આ સ્થિતિ!"

દ્વારકાનાથ સમાન એક ઊંચા દરજ્જાના માણસને સ્ટ્રેચર પર પડેલા માનવદેહ પ્રતિ આમ અધીર ભાવે તાકી રહેતાં જોઈ, સ્ટ્રેચર સાથે ચાલતા ડાકટરને ખૂબ આશ્ચર્ય થયું. વિસ્મિત ભાવે તેમના તરફ તાકી રહેતાં તે ઊભો રહી ગયો અને કહેવા લાગ્યો : "ત્રીજા વર્ગના એક ડબ્બામાં પડયા હતા. હજી જીવે એવી થોડીક આશા છે, તેથી એમને ઈસ્પિતાલ લઈ જાઉં છું. એ શું આપના કોઈ પરિચિત છે? મને તો લાગે છે કે આપની કાંઈ ભૂલ થતી લાગે છે. આ તો એક અત્યંત નિર્ધન વ્યકિત છે, એની પાસેથી એક ફૂટી બદામ પણ નથી નીકળી. જોતા નથી એના દિદાર! તેણે કેવાં ફાટેલાતૂટેલાં કપડાં પહેર્યાં છે તે?"

જગતબાબુએ ડાક્ટરને કહ્યું : “ ના, એમની ભૂલ નથી થતી. આ એમના જ જમાઈ છે. આવી અત્યંત નિર્ધન સ્થિતિમાં એ કેમ છે, એ સમજાવવા માટે તો મારે તમને એક લાંબી કહાણી કહેવા બેસવું પડે એમ છે, પરંતુ અત્યારે તે માટે સમય નથી. અત્યારે તો એમને મારે ત્યાં પહોંચાડવામાં આવે તો વધુ હિતકર થઈ પડશે. હું પણ એક ડાક્ટર છું અને મારે ત્યાં તેમની પ્રાણુરક્ષા માટેની સઘળી વ્યવસ્થા કરવામાં આવશે કે જેટલી એક માણુસનામાં કરવાની શક્તિ હોય છે ! ”

જગતબાબુ જેવા નામાંકિત ડાકટરની વિનંતીનો અસ્વીકાર કરવાનું રેલ્વેના ડાકટરને કોઈ કારણુ નહોતું. તેણે તરત જ સ્ટ્રેચર ઉપાડનારાઓને ફરમાવ્યું કે ખૂબ જ સાવધાનીપૂર્વક આ સ્ટ્રેચર લઈ ડાકટર સાહેબના બંગલા તરફ ચાલો. પણ જો જો, સ્ટ્રેચર જરા પણ હાલે નહિ. દેવનાથનો જે હાથ લટકતો હતો, તેને ડાકટરે પોતે જ પાછો બરાબર સ્ટ્રેચર પર સરખી રીતે મૂક્યો. પરંતુ એ હાથનો સ્પર્શ થતાં જ એ નિરૂત્સાહી બની ગયા, કારણુ કે એ હાથ તે સમયે સાવ ઠંડો પડી ગયો હતો, તેમાં નાડીની ગતિ ચાલતી જરા પણ માલુમ નહોતી પડતી.

સ્ટ્રેચરને પોતાના બંગલા તરફ રવાના કરી જગતબાબુએ દ્વારકાનાથને પણ એક ગાડીમાં બેસાડ્યા. પિતાની સાથે પ્રભા પણ ગાડીમાં બેસી ગઈ, પરંતુ તે વખતે જાણે તેને એમ જ લાગ્યા કરતું હતું કે મારામાં જીવ જ નથી રહ્યો. કોઈ યંત્ર મને ખેંચીને અહીં લઈ આવ્યું છે અને આ ગાડીમાં ચડાવી ગયું છે. ગાડીમાં બેઠાં બેઠાં જ ક્ષણુભર બાદ તેને મનમાં થઈ આવ્યું કે જાણે મૃત્યુલોક સાથેનો મારો સંબંધ પૂરો થઈ ગયો છે, મારા જીર્ણ દેહનો ત્યાગ કરી હું બીજા લોકમાં આવી પહોંચી છું. યમરાજની યંત્રણાના

કારણે આ સારી ય ભયાનક વસ્તુઓ મારે જોવી પડે છે અને મારાં દુષ્કર્મોનો દંડ ભોગવવો પડે છે!

થોડી વારમાં જ સૌ ડાકટર જગતબાબુના વિશાળ ભવનમાં પહોંચી ગયાં. ચિકિત્સાવિજ્ઞાન સંબંધી પોતાના અગાધ પાંડિત્ય તથા આશ્ચર્ય પમાડનારી ક્રિયાકુશળતાના કારણે જગતબાબુએ જેમ જગત સમસ્તને ધવલિત કરી દીધું હતું, તે જ પ્રમાણે તેમણે અતુલ વૈભવ પણ પ્રાપ્ત કર્યો હતો. પોતાની શોભાથી ઇંદ્રભૂવનને પણ લજ્જિત કરતું તેમનું વિશાળ ભવન આ વાતની સાક્ષી આપતું હતું. ડાકટરના આદેશથી સ્ટ્રેચરને ઉપરના એક ઓરડામાં લઈ જવામાં આવ્યો, સાથે જ પાછળ દોડતી પ્રભા પણ ત્યાં જઈ પહોંચી. તેને ભય હતો કે કયાંક દેવનાથના દેહને એ ઓરડામાં મૂકી ઓરડો બંધ કરી દેવામાં ન આવે અને મને ત્યાં જવાની તક પણ ન મળે.

એક વિશાળ અને સુસજ્જિત ઓરડાના મધ્ય ભાગમાં એક પલંગ બિછાવેલો હતો, તેના પર શ્વેત ચાદર પાથરેલી હતી. તેની નજીક લઈ જઇ સ્ટ્રેચર નીચે મૂકવામાં આવ્યો. તે સમયે એ ઓરડામાં જેટલાં માણસો હતાં, તે સૌ તેના તરફ નિશ્ચલ ભાવે તાકી રહ્યાં હતાં, સૌના મુખ પર એક પ્રકારની ઉત્સુકતા તરવરતી જોવામાં આવતી હતી. એ એક ખૂબ જ કટોકટીની પળ હતી. તે સમયે એ વાતનો નિર્ણય થવાનો હતો કે ઉપેક્ષિત ભાવે રેલગાડીના ડબ્બામાં પડેલા જે દેહને આ ઇંદ્રપૂરીશા સુંદર ભવનમાં લાવવામાં આવ્યો હતો, તેમાં સાચે જ પ્રાણ હતો કે નહિ!

પ્રભાને તે વખતે પોતાની જાતનું જરા પણ ભાન નહોતું. આટલા માણસોની જમાવટ હોવા છતાં તેને પોતાનાં અસ્તવ્યસ્ત થઇ ગયેલાં વસ્ત્રો ઠીક કરવાનું પણ ભાન નહોતું રહ્યું. તે તો વ્યાકુળ હરિણીશી ત્યાં ઉભી હતી. જગતબાબુએ દેવનાથનો હાથ

નાડી તપાસવા પોતાના હાથમાં લીધો, તેવી જ તે બોલી ઊઠી : "કાકા, આજે આટલા લાંબા સમય બાદ મારા સ્વામી મને પાછા મળ્યા છે !"

પ્રભાના કંઠમાંથી આટલા થોડા શબ્દો પણ જાણે કે કૂવાના ઊંડાણમાંથી નીકળ્યા હતા.

પોતાના સહકારીઓની સહાયતાથી જગતબાબુએ દેવનાથના દેહને પલંગ પર સાવધાનીપૂર્વક ઊંચકીને સુવાડયો. પછી તેમણે કહ્યું : "હજી નિરાશ થવાનું કોઈ કારણ નથી. એ સ્પષ્ટ છે કે નાડી ગતિમાન જણાતી નથી, પરંતુ શરીરમાં પ્રાણ છે, શ્વાસ ખૂબ જ મંદ ગતિએ હજી ચાલી રહ્યો છે. દ્વારકાનાથ, તમે જરા પણ અધીરા ન બની જશો. તમે બહાર છજામાં જઈ થોડી વાર ખૂલ્લી હવામાં બેસી સ્વસ્થતા મેળવો. બેટા રાધારાણી, તું પણ છજામાં જઈને બેસ. આમ હાંફળાફાંફળા બની જવાથી કશું જ નહિ વળે, અત્યારે તો ધીરજથી કામ લેવાનું છે. તારા સ્વામીને બચાવવા હું એક પણ પ્રયત્ન બાકી નહિ રાખું, તેની ખાત્રી રાખજે !"

જગતબાબુના આ શબ્દો નિરર્થક ન નીવડયા. પિતાની જેમ પ્રભા પણ મોંમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના બહાર ચાલી ગઈ. છજા નીચે સામેની સડક પર અવિરામ ગતિથી ટ્રામ, મોટરો, અને ઘોડાગાડીઓ આદિ દોડાદોડ કરતાં હતાં. સડકની બન્ને બાજુના ફુટપાથ પર પગે ચાલનારાઓની પણ સારી ભીડ હતી. પ્રભા શૂન્ય દ્રષ્ટિએ એ બધા તરફ તાકી રહી હતી. તે વિચારતી હતી કે આ ધરણીના વક્ષ પર કે જ્યાં કામકાજની અધિકતાના કારણે માણસમાત્રને સદા વ્યગ્ર રહેવું પડે છે, ત્યાં થોડી જ ક્ષણોમાં મારી તો સર્વ આશાઓનો અંત આવી જશે. અગણિત નક્ષત્રોના તેજથી દેદીપ્યમાન આજે અનંત નીલ આકાશ ઘેરાઇ રહ્યું છે, તેના

પર આવેલા કોઇ એક રાજ્યમાં પોતાના દુઃખકલેશથી મુક્ત જીવન કરી મારા જીવનસર્વસ્વ ચાલ્યા જશે. આ આકાશમંડળ પર એ રાજ્ય ક્યાં છે અને ત્યાંનું વાતાવરણ તેમને કેટલું અનુકૂળ આવશે, એ વાતની મને તો લેશ માત્ર પણ માહિતી નથી. ખબર નથી કે ત્યાં એમને માટે કેવા પ્રકારની શાંતિ નિર્દિંત થયેલી છે !"

છજાના એક ખૂણામાં ઊભીઊભી પ્રભા આવા બધા વિચારોમાં તલ્લીન બની ગઈ હતી. ત્યાંની ઠંડી હવાના કારણે થોડી વાર બાદ તે કાંઈક સ્વસ્થતા ધારણ કરવા લાગી. પછી તેના પતિએ પોતાની છેલ્લી અવસ્થામાં તેના પર જે પત્ર લખ્યો હતો, તેમાં લખેલી વાતો પર વિચાર કરવા લાગી. હવે તેને એ વાતની સમજ પડી કે તેમણે શા માટે આસામ સુધીની મુસાફરી કરવાને બદલે ઘેર જ રહેવાની વિનંતી કરી હતી ? "સ્વામીના હૃદયમાં વાસ્તવમાં મારા માટે રોષની લાગણી ન હતી. તેમની એવી પણ ઈચ્છા નહોતી કે હું તેમની પાસે ન જાઉં. મૃત્યુ પૂર્વે જ તે પોતે અમારા સૌની વચ્ચે પાછા ફરવા માટે ઉત્સુક હતા ! હે નારાયણ, જો એ સુના મકાનમાં પહોંચી ગઈ હોત ! આ તો વિધાતાના જ લેખ હતા હતા કે આ સ્થિતિમાં અમારો અને તેમનો ભેટો થઈ ગયો !"

પ્રભા હવે વધુ વાર છજામાં ઊભી ન રહી શકી. તે પાછી ઓરડામાં અંદર ગઈ. તે સમયે એ ઓરડામાં બીજા પણ બે એક નવા માણસો આવી પહોંચ્યા હતા. એ સર્વેએ મળી રોગીના દેહ પરથી તેનાં મેલાં વસ્ત્રો ઉતારી લીધાં હતાં. પ્રભા નજીક આવી. રોગીનાં મેલા અને ફાટેલા પહેરણમાંથી એક પરબીડિયું બહાર નીચે પડ્યું. પરબિડિયા પર દેવનાથના હસ્તાક્ષર હતા. તેના પર ટિકિટ પણ ચોડેલી હતી, પરંતુ તે ટપાલમાં નહોતું નાખવામાં આવ્યું. દૂરથી જ પતિના અક્ષરો પિછાણતાં જ પ્રભાએ એ પત્ર લઈ લીધો.

તે પર તેનું પોતાનું જ નામ અને મનોહરપુરનું સરનામું લખેલું હતું. પ્રભાના કંઠમાંથી અકસ્માત એક આર્ત સ્વર નીકળી પડયો: "તો જીવનની અંતિમ પળોમાં પણ એ આ મમતાહીન હત્યારિણીને ભૂલી નહોતા ગયા? હાય, આવા એક ઉદારહૃદય, ક્ષમાશીલ, તથા સ્નેહાળ સ્વામીને મેં મારા પોતાના જ દોષથી ગુમાવી દીધા!"

જગતબાબુ પ્રભા પાસે આવી ઊભા રહ્યા અને સ્નેહપૂર્વક તેના મસ્તક પર હાથ ફેરવતાં એ કહેવા લાગ્યા: "બેટા રાધારાણી, એક સામાન્ય માણસની જેમ તું આમ વ્યાકુળ બની જાય એ તને શોભતું નથી. તું બહાર જઈ આરામ કર. એ વાતની ખાત્રી રાખજે કે એમની સેવાચાકરીમાં જરા પણ ત્રુટિ નહિ આવે. કલકત્તા જેવા સુવિશાળ નગરમાં જેટલા નામાંકિત ડાકટરો છે, તે સર્વેને મેં બોલાવ્યા છે. એની પ્રાણરક્ષા માટે માણસ દ્વારા જેટલા પણ પ્રયાસો થઈ શકશે, તે સર્વે કરવામાં આવશે. જા, બેટા જા! તું જરા શાંત પડવાનો પ્રયાસ કર. જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી નિરાશ થવાનું કોઈ જ કારણ નથી. એ પણ સંભવ છે કે એમનામાં સમય જતાં આપોઆપ ચેતન આવવા માંડે. તેવે સમયે ખૂબ જ ધીરજ-પૂર્વક કામ લેવાનું હોય છે. એવે સમયે તું જો આમ અધીરી બની બેસીશ, તો ક્ષણમાત્રમાં હાથ આવેલી બાજી ચાલી જશે, માટે તારે તારૂં મન દ્રઢ કરવું જોઈએ!"

: ૨૨ :

ડાકટર જગતબાબુના શબ્દોથી પ્રભાને કાંઈક આશ્વાસન મળ્યું અને તેનામાં પુનઃ કાંઈક ચેતન આવ્યું. તે વિચારવા લાગી : " અહા ! શું એમનામાં આપોઆપ ચેતન આવવા માંડશે ? હે મારા ઇષ્ટદેવતા, શું મારાં એટલાં સદ્ભાગ્ય છે કે એવું જોવા પામું ? "

ચિંતામગ્ન પ્રભાને પુનઃ સાવધાન કરતાં ડાકટરે કહ્યું : " બેટા પ્રભા, વિલંબ ન કર. તું બહાર જઈ તારૂં ચિત્ત સ્વસ્થ કર. બાજુનો જ ઓરડો ખાલી છે, ત્યાં જઈને આરામ કર. આમ અધીરા થયે કામ નહિ ચાલે, બેટા ! "

પરંતુ પ્રભા એ ઓરડામાંથી બહાર જવા માટે જરા પણ તત્પર થતી ન દેખાઈ. તેણે જવાબ આપ્યો : " ના, કાકા, હું અહીંથી બહાર નહિ જાઉં. એક ખૂણામાં મને પડી રહેવા દો. હું ચુપચાપ પડી રહીશ, એક અક્ષર પણ નહિ બોલું. સંભવ છે કે એમનામાં ચેતન આવ્યા બાદ તમે મને બોલાવવાનું ભૂલી જાવ. એ પણ સંભવ છે કે મને આવવામાં વિલંબ થઈ જાય. ના કાકા, મને અહીં જ પડી રહેવા દો. કૃપા કરીને મને અહીંથી હાંકી કાઢશો નહિ."

જગતબાબુએ પ્રભાને ખૂબ સમજાવી. તેમણે તેને ખાત્રી આપી કે દેવનાથમાં ચેતન આવતાં જ પોતે જાતે તેને બોલાવવા આવશે, પરંતુ એ જો જીદ્દી બની કોઈ કામ કરવા નહિ દે, તો કામ કરતાં સૌને મુશ્કેલી નડશે. તેથી તારે અત્યારે મારી એકએક વાતને ધીરજ-પૂર્વક સાંભળી તે પ્રમાણે વર્તવું જોઇએ.

ડાકટર જગતબાબુની સમજાવટથી અને આંતરિક અનુરોધને વશ થઇ, જાણે યંત્રવશશી બની પ્રભા ઓરડા બહાર ચાલી ગઈ અને તેને જે ઓરડામાં જવાની સલાહ આપી હતી, તેમાં તેણે પ્રવેશ કર્યો. તે સમયે તેનામાં એટલી પણ શક્તિ રહી નહોતી કે ત્યાં બેસી આંસુઓ દ્વારા પોતાના શોકોદ્દગાર વ્યક્ત કરી પોતાના મનનો ભાર કાંઈક હલકો કરે. શોક અને દુઃખને કારણે તે જેટલી વ્યાકુળ નહોતી, એથી વધુ એ વિહ્‌વળ હતી. વિસ્મયના કારણે વિહ્‌વળતાથી અભિભૂત થવાના કારણે જ તે એક પ્રકારે જડવત્‌શી બની ગઈ હતી, તે જાણે કે પત્થરવત્ બની ગઈ હતી.

માનવીના જીવનમાં જ્યારે ક્યારેક અકસ્માત એવી કોઈ ઘટનાં બની જાય છે, કે જે બનવાની તેણે ક્યારે ય કલ્પના પણ કરી નથી હોતી, ત્યારે એને લઈને તે એવો જડવત્‌શો બની જાય છે કે તે સમયે તેને જીવનની વાસ્તવિક વાતોનું પણ ભાન રહેતું નથી. સામે જ સ્મરણપટ પર જાગૃત થતી સર્વે વાતો તેને સ્વપ્નશી માલુમ પડતી હોય છે. પ્રભાની પણ તે સમયે બરાબર સ્થિતિ હતી. હું ક્યાં છું, કેવી સ્થિતિમાં છું અને અહીં શા માટે આવી છું, એ વાતો પ્રતિ તેને સમૂચિત ધ્યાન હોવું તો દૂર રહ્યું, પરંતુ એ તે સમયે ઓરડામાં લગાવેલી ફરસબંધી સુદ્ધાંનો પણ અનુભવ કરી શકતી નહોતી, એટલી ભાનહીન એ બની ગઈ હતી. તે ફરસબંધ પર એમ જ આડી પડી હતી. બહાર કલકત્તાની કોલાહલપૂર્ણ સડક પર થઈને જતી ટ્રામો,

મોટરો, ગાડીઓ આદિના ગડગડાટનો તુમુલ ધ્વનિ જાણે કે તેના કાનોમાં પ્રવેશ જ કરી શકતો નહોતો. એ અત્યંત અપરિચિત ઓરડામાં પ્રવેશ કરતી વેળાએ પ્રભાના હૃદયમાં એકમાત્ર સત્ય જાગૃત હતું કે "મારા સ્વામી મારી પાસે પાછા ફર્યા છે. એ કેવળ પાછા ફરીને આવ્યા છે એટલું જ નહિ, પરંતુ મારે માટે એક પત્ર પણ લેતા આવ્યા છે!"

નિસ્સંદેહ તે સમયે દેવનાથ મૃત્યુશય્યા પર જ હતો અને એવી નિરાશામય સ્થિતિમાં પ્રભા તેને પોતાની સગી આંખે જોઈ રહી હતી. કેટલી ભયાનક એ પરિસ્થિતિ હતી! તેને માટે એ ખૂબ જ અસહ્ય પરિસ્થિતિ હતી. પરંતુ 'એ હવે મારી પાસે આવી ગયા છે' એ એક જ વિચારે તેની સારીય વેદના શાંત પડી ગઈ હતી. આટલા લાંબા કાળની નિરાશાને લઈને તેના દિલમાં જે ઊંડો ઘા પડ્યો હતો, તેની વેદનાને શાંત કરવા માટે એ વિચારે ઠંડા મલમની ગરજ સારી હતી. તે સમયે તેના દગ્ધ હૃદયમાં ચંદનશી શીતળતા છવાઈ ગઈ હતી.

થોડીવાર પર્યંત જડવત્ પડી રહ્યા બાદ પ્રભા કાંઈક જાગૃતાવસ્થામાં આવી. તેને ડાકટરની વાતનું સ્મરણ થઈ આવ્યું. તે વિચારવા લાગી કે 'કેટલા ગુરૂત્વમય દાયિત્વનો બોજો મારે માથે પડવાનો છે! જે સમયે એમનામાં ચેતન આવવા માંડશે, તે સમયે મારે કેટલી સાવધાનીથી કામ લેવું પડશે! પરંતુ એમ બનવાનો સંભવ હતો ખરો? શરીરના કોઈ પણ ભાગમાં જીવનનું ચિહ્ન તો જણાતું નથી! દેહનો વર્ણ સુદ્ધાં બદલાઈ ગયો છે! આ શું બધું જીવનકાળમાં બનતું હશે? ઓહ! એ પાછા જીવતા ઊઠશે એવી કલ્પના કરવાનું પણ કેટલું કઠિન બની ગયું છે!'

આમ થોડીવાર પર્યંત એકાંતમાં બેસી રહેવાથી પ્રભામાં જ્યારે સ્વસ્થતા આવવા માંડી, ત્યારે આશા અને નિરાશાના વિરોધી તરંગો

દ્વારા તેનું હૃદય રહીરહીને હિલોળા લેવા લાગ્યું. સ્વામીને જે સ્થિતિમાં તેણે જોયા હતા. તે જોતાં, તેમનામાં પુનઃ ચેતન આવશે એવી ડાક્ટરની વાતમાં તેને વિશ્વાસ પડતો નહોતો. તેને થતું કે નાડી જ્યારે સાવ અટકી ગઈ છે, ત્યારે એ સચેત બની ઊઠશે એવી આશા રાખવી એ નિરાશાને જ વહોરી લેવા બરાબર નહોતું શું? પરંતુ બીજી જ ક્ષણે પરમેશ્વરની અપરિસિમ શક્તિ પ્રતિ તેનું ધ્યાન જતું. એને થતું કે જે સર્વશક્તિમાન પરમાત્માએ મારા સ્વામીને આ રીતે પાછા મારી પાસે આણ્યા છે, એમને માટે, મૃત્યુના મુખમાંથી બહાર કાઢી મને તેમની અમૃતમય વાણી સાંભળવાનું બની શકે, એ શું અસાધ્ય હતું? આમ આવા પ્રકારની આશાનિરાશાની કેટલીયે વાતોનો વિચાર કરતાં કરતાં પ્રભાને થયું કે સ્વામીએ મારે માટે જે પત્ર લખી રાખ્યો છે, તે મારે વાંચી જવો જોઈએ. સંભવ છે, કે તેમાં કોઈક એવી પણ વાત હોય કે જે મારે અત્યારે જાણી લેવી જરૂરની હોય.

પત્ર વાંચવા જેટલી ધીરજ મહામુશ્કેલીએ એકત્ર કરીને પ્રભાએ પરબિડિયું હાથમાં લીધું. એ પરબિડિયા પર સરનામા સિવાય એક ખૂણાપર એમ પણ લખ્યું હતું કે જે કોઈના હાથમાં આ પત્ર આવી ચડે તેણે તેને ટપાલમાં નાખવાની મહેરબાની કરવી. દેવનાથે કદાચિત જીવનથી નિરાશ બનીને જ આ લીટી પત્ર પર લખી દીધી હશે. સંભવતઃ તેને આશંકા હતી કે ક્યાંક પત્ર ખીસામાંજ પડયો રહે અને હું સ્વર્ગવાસી થઈ જાઉં અને પ્રભાને મારો આ છેલ્લો સંદેશો પહોંચ્યા વિના જ રહી જાય!

પ્રભાએ કંપતા હાથે પરબિડિયું ખોલ્યું અને તેમાંથી પત્ર કાઢી તે વાંચવા લાગી —

"પ્રભા, મારા હૃદયની રાણી, હવે હું વિદાય લઈ રહ્યો છું.

મારી આ યાત્રા કઈ તરફની છે, અથવા તો એ ક્યાં જઈને અટકશે, એ હું નથી જાણતો. સંભવ છે કે કોઈ અજ્ઞાત રાજ્યમાં, વિસ્મૃતિના અપરિસિમ અંધકારમાં, મારે માટે કોઈ સ્થાન નિર્દિષ્ટ હોય અને ત્યાં મારે નવા દેહે જીવન ધારણ કરીને અન્ય અગણિત જન્મોની જેમ જ આ જન્મમાં પણ સંચિત કરેલાં પાપકર્મોના દંડરૂપે નારકીય યાતના ભોગવવી પડે. એ નવા સ્વપ્નમાં યુગયુગાંતરવ્યાપી તામસી રાત્રિ કેટલો ઘોર અંધકાર ફેલાવી રહી છે, તેની તો કશી માહિતી જ નથી!

"પ્રભા, મમ સહધર્મિણી, મૃત્યુનું રહસ્ય જાણવું એ અત્યંત કઠિન કામ છે. આ શરીરનો ત્યાગ કર્યા બાદ શરીરધારીની શી સ્થિતિ થાય છે, એ વાત તો સ્વયં ધર્મરાજ પણ નચિકેતાના પ્રશ્નના જવાબ-માં નિશ્ચિતરૂપે નહોતા આપી શક્યા, તો પછી મારા જેવા એક તુચ્છ પ્રાણી માટે તો એ સંભવતિ જ ક્યાંથી હોય કે કર્મસૂત્ર ક્યા માર્ગે ઢસડી લઈ જઈ રહ્યો છે, તે હું મારી હૃદયેશ્વરીને બતલાવી શકું? મારા આ ચિરવિચ્છેદના સમયે હું માત્ર એટલું જ કહી શકું છું કે એ નવીન રાજ્યમાં પ્રવેશ કરવાની યાત્રા કરતાં મને જરા પણ ડર લાગતો નથી. અત્યારે જો મારા હૃદયમાં કાંઈ પણ હોય તો તે છે માત્ર કુતૂહલ–એ વાતનું કે અહીંથી નીકળીને ક્યાં જવાનું થશે!

"પ્રભા, અત્યારે સંસાર સાથે મારો જે ચિરવિચ્છેદ થઈ રહ્યો છે, તેને અંગે મને જરા પણ દુઃખ થતું નથી. મારી તો ખાત્રી છે કે મૃત્યુ જીવન કરતાં અધિક સુંદર છે, અધિક શાંતિપ્રદ છે. એ જીવને તેના સ્નેહપાત્ર પાસેથી ખસેડીને કોઈ સુદૂર પ્રદેશમાં નથી લઈ જતું, બલ્કે તેને વધુ નજીક લાવી મૂકે છે. અસ્તુ, આજે હું એ જ મૃત્યુનું શરણ ગ્રહણ કરીને આ દ્વંદ્વમય સંસારની અશાંતિમાંથી મુક્તિ મેળવવા જઈ રહ્યો છું. એ એવું તો સુખદ શરણ છે, એવી શાંતિમય ગોદ છે કે તેમાં શરણ લીધા પછી સમસ્ત કર્મવિપાકનો અંત આવી

જાય છે અને અમૃતમય જીવન પ્રાપ્ત થાય છે. આશા છે કે જેનું હું કેટલાય દિવસો થયાં ધ્યાન ધરતો આવ્યો છું, તેમના ચરણકમળમાં મને આશ્રય મળશે!

"પ્રભા, મમ સહધર્મિણી, આ મહાપ્રયાણની વેળાએ મારે તને માત્ર એક જ વાત કહેવાની છે. તું શું આ ભાગ્યહીનને મૃત્યુ બાદ ક્ષમા આપી શકીશ? આજે આ સંસારમાંથી વિદાય લેતી વેળાએ મારું માનસિક પાપ તારાથી છુપાયેલું રાખતાં મને ખૂબ દુઃખ થાય છે, તેથી આ પત્ર દ્વારા એ જાહેર કરી મારા મનનો ભાર હલકો કરવા માગું છું. મારામાં સંપૂર્ણપણે વિશ્વાસ મૂકીને તેં જે અધિકાર મને પ્રદાન કર્યો હતો, તેની રક્ષા અર્થે હું સદાય પ્રયત્નશીલ રહ્યો છું, એ વાત તો સંભવતઃ તું જાણતી જ હોઈશ. પરંતુ અયોગ્ય હોવા છતાં, અપાત્ર હોવા છતાં પણ હું તને મારા હૃદયથી દૂર ન કરી શક્યો, મારી પત્ની, મારી સહધર્મિણીના રૂપે જ હું બરાબર તારું ધ્યાન ધરતો આવ્યો છું. દેવ પ્રત્યે તારી અગાધ શ્રદ્ધા હોવાના કારણે, ધર્માચરણ પ્રતિ તારી એકનિષ્ટા હોવાના કારણે, હું તારા પ્રત્યે પ્રારંભથી જ આકર્ષાયો હતો અને સર્વથા અસંગત હોવા છતાં પણ જ્યારે તારી સાથે મારાં લગ્ન કરવાનું થયું, તે સમયે મેં નક્કી કર્યું હતું કે દૂર રહીને પણ તને ચાહવાનું મારે માટે અસંભવિત નહિ બને, કારણ કે વિશુદ્ધ પ્રેમ કેવળ શ્રદ્ધા, ભક્તિ અને સ્નેહનું જ રૂપાંતર હોય છે.

"પ્રભા, જગતની દૃષ્ટિએ તો તું સદા મારાથી દૂર જ રહી છું, દેખાવને ખાતર લગ્ન બાદ મારો ને તારો કોઈ પણ પ્રકારનો સંપર્ક નથી રહ્યો. પરંતુ વાસ્તવમાં વિવાહમંત્રો દ્વારા આપણા બન્ને વચ્ચે જે પ્રેમની સ્થાપના થઈ હતી, તેને લઈને મને તો ક્યારે ય એમ નહોતું થયું કે તું મારાથી દૂર છે. મારા હૃદયમાં કોઈ પણ

પ્રકારનો સાંસારિક મોહ યા વાસના તો હતાં જ નહિ, તેથી કરીને તારા પ્રત્યે ખૂબ જ ઉચ્ચ પ્રકારનો પ્રેમ મારા હૃદયમાં હું સ્થાપિત કરી શક્યો છું. મને એવો બરાબર અનુભવ થયા કર્યો છે કે આ વિશ્વ-શક્તિનું તું માત્ર એક સંક્ષિપ્ત સ્વરૂપ છું અને એ સંક્ષિપ્ત સ્વરૂપે જ મારા હૃદયમાં તારૂં ધ્યાન ધરીને મેં હંમેશા તૃપ્તિ મેળવી છે. કેવળ નામમાત્રની એક આકાંક્ષા મારા હૃદયમાં હતી અને એ પણ પરમ-પિતાની કૃપાથી પૂર્ણ થઈ છે. યાદ છે તને એ પ્રસંગ કે જ્યારે અકસ્માત રેલગાડીના ડબ્બામાં આપણી મુલાકાત થઈ હતી? તે સમયે તારી દૃષ્ટિ દ્વારા તારા જે માનસિક પરિવર્તન પ્રતિ મારૂં ધ્યાન દોરાયું હતું, તેને લઈને મને માત્ર આશ્ચર્ય જ નહિ, બલ્કે વેદના પણ થઈ હતી. તારાં નેત્રોમાં એવા પ્રકારની સલજ્જ અને વિષાદ-મયી દૃષ્ટિ તો મેં પૂર્વે ક્યારે ય નહોતી જોઈ! એ દ્રષ્ટિમાંથી એવું ફલિત નહોતું થતું કે તું સંસારની મમતાથી હીન હતી, તું તારી જાતને ભૂલી ગઈ હતી! તારી એ સમયની દૃષ્ટિ તો સ્નેહમયી, પ્રેમમયી નારીની દ્રષ્ટિ હતી! એ દ્વારા એ સ્પષ્ટ થઈ ગયું હતું કે તારા મનોભાવોમાં હવે પરિવર્તન થઈ ગયું છે!

"પ્રભા, હવે વધુ તર્ક-વિતર્ક માટે સમય નથી રહ્યો. અત્યારે તો મારે તને માત્ર એટલી જ વિનંતિ કરવાની છે કે અપાત્ર હોવા છતાં મેં તને મારા હૃદયમાં સ્થાન આપવાની જે ધૃષ્ટતા કરી છે, તે માટે મને ક્ષમા આપજે. મેં દેવમંદિરમાં પ્રતિજ્ઞા લીધી હતી કે હું તારી સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ રાખું. બાહ્ય દ્રષ્ટિએ અવશ્ય મેં આ પ્રતિજ્ઞાનું પાલન કર્યું છે, પરંતુ મારા અંતઃકરણમાં મેં તને સ્થાન આપ્યું જ હતું, તેથી આંતરદ્રષ્ટિએ એ પ્રતિજ્ઞાનું પાલન કરવામાં હું સમર્થ નહોતો થઈ શક્યો. આ માનસિક પાપને છુપાવી રાખવાનું મારે માટે અસહ્ય થઈ ગયું છે, પ્રભા! પરંતુ તને મારી આ વાત જાણીને દુઃખ તો નહિ થાય ને? મારા પર ક્રોધ તો

નહિ આવે ને? એ સિવાય મેં પ્રતિજ્ઞા પણ કેવળ એટલી જ કરી હતી કે જીવનમાં તારી સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નહિ રાખું, તો શું હવે મૃત્યુની ગોદમાં આશ્રય મેળવી લેવા છતાં પણ એ પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું મારે માટે એ જ પ્રકારે અનુચિત ગણાશે?

"ઠીક પ્રભા, હવે હું વિદાય લઉં છું. પરંતુ એ વેળાએ સ્વાર્થવશ બની મને એવી વિનંતી કરવાનું ઠીક નથી લાગતું કે તું મને ક્યારેક ક્યારેક બને તો યાદ કરજે! મને ભૂલી જવામાં જ તને સુખ મળશે. તો પણ જો ક્યારેક મારું સ્મરણ થઈ આવે તો માની લેજે કે આ પૃથ્વીની બહાર પણ એક એવો જીવ છે કે તને ચાહે છે. મારા મૃત્યુથી તું દુઃખી ન થઈશ. ભગવાન કરે અને રાધાકૃષ્ણનાં ચરણોમાં તારી ભક્તિ અચલ રહે!

"અત્યારે મારી એક જ કામના અપૂર્ણ છે. મને ઉત્કટ ઇચ્છા છે કે મૃત્યુ પામું તે પહેલાં તારી મૂર્તિનાં એકવાર દર્શન કરવાની મને તક મળે. જો હું કોઈ પણ પ્રકારે મનોહરપૂર પહોંચી શકું અને તને ત્યાં મંદિરના દ્વારમાંથી જ રાધાકૃષ્ણ સમીપ પહેલાંની જેમ જ બેઠેલી જોઈ શકું, તો પછી પ્રાણત્યાગ કરવામાં મને પૂર્ણ શાંતિ મળત! શું ભગવાન મારી આટલીશી એક છેલ્લી કામના પૂર્ણ કરશે?

—ચિરમંગલાકાંક્ષી તારો અપાત્ર સ્વામી દેવનાથ.

પત્ર વાંચી પ્રભા ક્યાંય સુધી નિસ્તબ્ધ બની બેસી રહી. પછી સ્વસ્થતા ધારણ કરી તે ઊભી થઈ. એ સમયે તે એક અપૂર્વ પ્રકારની શાંતિ અનુભવી રહી હતી. તેના મગજમાં માત્ર એક જ વિચાર રમી રહ્યો હતો કે મારા સ્વામી મને ચાહે છે, મારી પાસે એ આવી ગયા છે. હવે મારી ગોદમાં પડ્યા પડ્યા એ પ્રાણત્યાગ કરી શકશે. બસ, આથી વધુ મારે શું જોઈએ? એટલું મળશે તો પણ મારે માટે બસ છે. મારું જીવન કૃતાર્થ થઈ જશે!

ધીમાં પણ મક્કમ ડગલાં ભરતી પ્રભા પતિની મૃત્યુશય્યા પાસે પહોંચી. ખૂબ વિનવણી કરીને તેણે નર્સને બહાર મોકલી દીધી. પછી તે ઘૂંટણીએ પડી નીચે બેઠી. સ્વામીના ચેતનાહીન તથા શીતલ દેહને તેણે ખૂબ જ સાવધાનીપૂર્વક ખેંચીને તે હૃદય સમીપ લાવી અને પોતાના કોમળ બાહુ પર તેનું મસ્તક રાખી એકીટસે તેના મુખ પ્રતિ તે જોઈ રહી. તે સમયે તેનાં નેત્રોમાં ન તો જળ હતું કે ન તો હૃદયમાં વ્યથા! રોગીનો દેહ પણ તે સમયે એટલો બધો શીતળ ન હતો. સંભવતઃ ચેતન પ્રાપ્ત થતાં તે નિદ્રા લેતો હતો.

અને આવી સ્થિતિમાં ઘણો બધો સમય પસાર થઈ ગયો. અંતે રોગીએ એકવાર ધીમેથી શ્વાસ લઈ આંખો ખોલી અને પછી અત્યંત ક્ષીણ સ્વરે તેણે પૂછ્યું: "હું ક્યાં છું? મનોહરપૂર કેટલું દૂર છે?"

પ્રભાએ જવાબ આપ્યો: "દૂર ક્યાં છે? તમે ત્યાં જ છો, તમારી પ્રભા પાસે!"

"પ્રભા, મારી પ્રભા પાસે હું છું?"

દેવનાથ આ શબ્દો ખૂબજ ધીમા અને ક્ષીણ સ્વરે બોલ્યો હતો. તેના અવાજમાં વિસ્મયતાનો પાર નહોતો!

પ્રભાએ સંયત સ્વરે કહ્યું: "જી હા, તમે તમારી પ્રભાની પાસે જ છો! જરા જુઓ તો ખરા, તમારી દાસી, તમારી સેવિકા, તમારી સહધર્મિણી આજે તમારી પાસે છે. મિથ્યા અહંકારના અંધકારમાં ડૂબી જઈ તેણે તમારા આત્માને જે કલેશ કરાવ્યો છે, તેને માટે તે તમારી ક્ષમા ચાહે છે. હવે તેનું એ મિથ્યા અભિમાન નાશ પામ્યું છે. હવે તો એ તમને મેળવીને ધન્ય બની ગઈ છે!"

"તો શું તું મને ચાહે છે, પ્રભા?"

હૃદયાવેગના કારણે પ્રભા આ પ્રશ્નનો જવાબ આપી ન શકી.

પોતાના કોમળ બાહુ પર પતિનું મસ્તક રાખી જે સ્થિતિમાં તે બેઠી હતી, તે જ સ્થિતિમાં તે નિશ્ચલ અને નિસ્તબ્ધ ભાવે કલાકો સુધી બેસી રહી. તે સમયે તેના એકનિષ્ઠ અને એકાગ્ર હૃદયમાં ભય, ચિંતા અને શોક, કાંઈ પણ નહોતું. સમસ્ત ઈંદ્રિયોનાં દ્વાર બંધ થઈ ગયાં હતાં. તે પોતાના સર્તાચિત્તની સમસ્ત શકિતને જાગૃત કરીને પોતાનાં મૃતવત્ સ્વામીના શરીરમાં પોતાના જીવનની જીવન-શકિત રેડી દેવા માગતી હતી. તેને શ્રદ્ધા હતી કે સતીશિરોમણી સાવિત્રીની જેમ હું પણ મૃત્યુ સાથે યુદ્ધ કરીને મારા સ્વામીને ઉગારી લઈશ.

ડાકટર કેટલીય વાર આવીને પાછા ચાલી ગયા, કિન્તુ પ્રભાનું ધ્યાન ભંગ કરવાનું તેમને સાહસ ન થયું. તેમણે કહ્યું, 'ચાલો જે થાય છે તે સારૂં જ થાય છે. પ્રભાની આ એકાગ્ર નિષ્ઠા રોગી માટે જેટલી હિતકર નીવડશે, તેટલી અમારા ચિકિત્સાવિજ્ઞાન સંબંધી પાંડિત્યથી નહિ નીવડે, કારણ કે અમે તો આ રોગને હજી સમજી જ શકયા નથી!'

——:•:——